# મેહેરમસ્તની મુસાફરી.

## એક રમુજી વારતા.

નામીચા સ્પેનીસ લખનાર સરવેંટીસની જગ પ્રસીધ
વારતા ડોનક્વીકઝોટ ઊપરથી ઘટતા ફેરફાર સાથે.

તરજુમો કરનાર
**નસરવાનજી મેરવાનજી ખાનસાહેબ.**

છપાવી પ્રગટ કરનાર
જરથોસતી જ્ઞાન વર્ધક મંડલી.

**મુંબઈ,**
"અલાયન્સ પ્રીંટીંગ પ્રેસ" નંબર ૩ મરીન સ્ટ્રીટ, કોટ,
કાવશજી પેસતનજી પ્રીંટરે છાપ્યુંછે.

ઇસવી સન ૧૮૭૮

# મેહેરમસ્તની મુસાફરી.

## પુસ્તક પેહેલું—ભાગ પેહેલો.

### પ્રકરણ ૧ લું.

"સુરત શેહેર ગુલજાર"ની આસપાસની ઓહોલા વીશતારની અખંડ જમીનના કટકા ઉપર નાહના નાહના ઘણાંએક રલીઆંમણ ગાંમડાં પંથરાયલાંછે. તેવોમાંનાં એકમાં કેટલાંએક વર્ષોની વાતપર મેહેરજીભાઇ નામે એક પારસી રેહેતો હતો. જો કે તે કાંઇ ઘણો માતબર ન હતો, તોપણ ત્યાંહાંના લોકોના કેહવા પ્રમાણે તે પાંચ પૈસે સુખી હતો. મેહેરજીભાઇને નાહનપણથી શિકારનો શોક હોવાથી તેના ઘરમાં કેટલાંએક હથીયાર હતાં. એક ખુણામાં તેવણના બેહેસ્તી બપાવાના વખતની એક જુની—પણ વજાણદાર પથરીની બંદુક હતી, ભીતપર ગેંડાનાં સખ્ત ચામડાંની એક ઢાલ, કે જે મુદ્દતો થઇ ધુલ ખાયા કરતી હતી તે ઓરવેલી હતી. એજ મિસાલે એક લાંબો ભાલો, કે જે ન વપડાયાથી તદન કીટાઇ ગયો હતો, તે ચુલા પાસે એક ખુણાંમા ધુમાડાથી કાળો થયેલો નજર આવતો હતો. મેહેરજીભાઇની આવક કાંઇ ઘણી ન હતી. તેવણના બાવાનું ખેતર અને એક ખજુરાંની વાડી એક પારસીને ગણોતે આપી હતી; તેનાં જેકાંઇ રૂપ્યા આવતા હતા, તેમાં તેવણ પોતાનું ગુજરાણ ચલાવતા હતા. મહિનાના ચાર અંનરોજાએ પહુરેજી, દર આદીતવાર અને મંગલવારે મોરૂં ઘાનદાર, અને બાકીના દિવસોપર ખિચડીપાટચો, એ તેવણનો સદાનો ખોરાક હતો. મેહેરજીભાઈ કદે એકવડયો, પાતળો, અને જરા કંમરમાંથી વાંકો વળેલો હતો. તેનો ચેહેરો હંમેશાં ગંભીર અને દળગીરી ભરેલો દિસતો હતો. બેસી ગયલાં ડાચાં, પિળી આંખ, અનિયારૂં લાંબું નાખ, કરચળી ભરેલું મહોડું અને લાંબી ડોક તથા પાતલા પેભયાથી, તેની સુરત જરા હસ્વા સરખી દિસતી હતી. તે જયારે બાહેર ફરવા જતો, ત્યારે એક લીલો મોહોટો બનાતનો ડગલો પેહેડતો, જેનો રંગ, તે ડગલો વિસ વર્ષ ઉપરથી વપડાતો આવ્યાથી, તદંન બદલાઇ ગયો હતો. માંથે એક તેવુંજ જરા જુનું ખોખું ઘાલતો, અને એક જાડી વાંસની લાકડી લઇ, પોતાના કુતરા "વાઘીઆ" સાથે મહિનામાં એક બે વાર ત્યાંહાંનાં તળાવપર, અથવા "મોઠીદાર" નામના તે ગામડાંના મોબેદને ત્યાંહાં ફરી આવતો હતો. તેની ઉમ્મર આસરે પચાસ વર્ષની હતી. મેહેરજીભાઈને કાંઇ ઓરત કે છોકરૂં ન હતું, અને સઘલી ઉમ્મર તેણે પરણ્યા વિનાં કાઢી હતી. તેના ઘરમાં જુર-

બાઇ નામે તેનો એક ભત્રિજી તેની સાથે રેહતી હતી, અને રાંધવા વિગેરેનું સર્વે ઘેરને લગતું કામ તે કરતી હતી. કુંવરબાઇ, કે જેની જીભલીની ઝડપ અને બોલકની ટેવને લીધે, ગાંમડેનાં લોકો "ફુમલી કોકટ" ને નાંમે ઓળખતાં હતાં, તે મેહેરજીભાઇના બેહેસ્તનશીન ભાઇની એકપુરી છોકરી હતી, અને પોતાનાં માબાપના મરણ પછે મેહેરજીભાઇના આસરા હેઠળ ઉધરી હતી. એનાં સિવાય એક પારસી ચાકર "જામલો" નામે બાર તેર વર્ષનો છોકરો હતો, તેનું અસલ નામ જામાસ હતું, પણ ટુકામાં, ગામડેની રીત પ્રમાણે તેને સર્વે "જામલો" કરી કેહેતાં હતાં, તે મેહેરજીભાઇનો ખાસ નોકર હતો, તે તેનું સરવે કાંમ કરતો હતો--વખત પર ખેતરમા જઇ કોદાળી પાવડો લઇ ખનતો. સર અવસરે રાંધવા સિંધવાનું પણ તેનેજ કરવું પડતું. અને એક નબલો બુઢો કાઠીઆવાડી ઘોહોડો, જે મેહેરજીભાઇની નોકરીમાં ઘણાએક વર્ષ થયાં હતો, તેનો સર્વે ચાકરી વિગરે કરવાનું કાંમ પણ જાંમલાનુજ હતું.

મેહેરજીભાઇને બીજું કાંઇ કામ ન હોવાના સબબથી આખો દિવશ તરેહવાર કાંહાણીકિસ્સા અને નામાં વાંચતા હતા. તેવણનું ધ્યાન એવાં પુસ્તકોમાં એટલુંતો રોકાયું, એટલીતો અસર તેમના મગઝ ઉપર એવી બાબદો વાંચવાથી થઇ, કે એવા ખોટા કિસ્સાઓને તેવણ ખરીજ બનેલી વારતાઓ સહમજવા લાગ્યા. બકાવલી પરી અને રૂહઅફ્ઝા તેવણના મનથી એકવાર ખરીજ હસ્તી ભોગવતી પરીઓ હતી.—બદરેમુનીર ઉપર બેનઝીરની જુદાઇમાં ગુજરેલો સિતમ વાંચી બિચારા મેહેરજીભાઇની આંખમાં આંસું આવતાં હતાં.—બકાવલીનાં કિસ્સામાં ઇંદરની સભાનાં બ્યાંનવાળા ખ્યાલી અખાડાનો આખો દેખાવ આબેહુબ તેમણી આંખોને દિસતો. પરીઓનો નાચ, દેવોના બિહામણા આકાર, પેહેલવાંનોની લડાઈ, બાહદશાહઓની દરબાર, ફોજોની જંગ અને એવીજ બીજી ખ્યાલી વાતોમાં ગરીબ મેહેરજીભાઇનું નબલું મગઝ ભમવા લાગ્યું. શિકાર, કામકાજ, સંસાર, સર્વે તજી એવાં પુસ્તકો વાંચવા અને તેઓમાં સમાવેલી બાબદોની જુશ્તેજો કરવા પાછળ આપણા મેહેરજીભાઇ મંડયા. અસલથીજ તેમણુ મગઝ નરમ હતું; તેમાં એવી વારતાઓથી તે તદનજ ના કુવત બની ગયું. શાહાનામાનું રંગીન દાસ્તાન વાંચવાથી તેવણની જઇફ રગોમાં લોહી દોડવા લાગ્યું. અને વારંવાર પોતાણો જુંનો ભાલો લઇ ઓરડાની દિવાલ ઉપર જોસથી ધસારો કરતા; કોઇ કોઈ વેળા નાહાતાં નાહાતાં કળસીઆને માંથા ઉપર ગુરજની તરેહથી ફેરવી મેહેરજીભાઇ જોસથી શાહાનામા માંહેલી કોઇ લાઇન બકતા. જેમકે "અએ મગરૂર તુરકી જવાંન! તું એટલી તુંદી અને ગરદન ફરાજી નાકર. કેમકે જંગના મેદાંનને ધ્રુજાવનાર, દેવોની સંફ્નો ચીરનાર, પીલ્લતન તાહારી સાહામણે આવી ઉભોછે."—એવા એવા તરેહવાર બોલો વારેઘડીએ તેવણ બોલતા હતા.

કોઇ વખતે આખો દિવશ સુધી ગરીબ બિચારો મેહેરજીભાઈ વિચાર ક-

તાકે રૂસ્તમ પેહેલવાંને જેજે જખમ લડાઇમાં ખાધા હતા, તેની રૂજ લાવવાને કલાકોના કલાકો લગી અંદેશામાં ગિરફતાર રેહેતો કે રૂસ્તમ, ગેવ, અને બીજા પેહેલવાંનો જંગલમાં ગોરખર, હરણ, વિગરેનો શિકાર કરી જે કબાબ કરતા હતા તેમાં તેઓ મીઠું મરી નાખતા હતા કે નહી.?

એક દિવશે તે ગામડેના અંધેઆર મોડીદારૂ સાથે મેહેરજીભાઇએ તકરાર ચળાવી કે અકવાંન દેવ અને સુફેદ દેવ માંસી માંસીના થાએ. મોડીદારૂએ કહ્યુ કે—"અરે શાબ જે હોયતે હોય; પણ એતો બધું દેવશતાંનજતો. માશી માશીના થાએ કે કાકી કાકીના થાય; પણ શાબ એકે એક બડા નાપાક ઝાદા હુતા. પણ ઓલા લોકોનું ઝોર કાંઇ રૂશતમ પેહેલવાંન આગલ ચાલે!"

એવામાં વચમાં જામલો બોળી ઉડયો કે—"હેઠ, હેઠ, રૂહતમ કે જેકે તાડના ઝાડે દાતણ કરતો; તે ખરૂં ઓહેકે? ખદા જાંણે તારે રૂહતમનાં દાંત તે કેવડાક ઓહે! ને તાડે જારે દાતણ કરે તારે મોહોડું ધોવાતો નદીઓની નદીઓને દરીઆના દરીઆ લાગે. બાપા! બાપા!"

મોડીદારૂએ તુરત જવાબ દીધોકે—"વરી હાશતો. તારે પેહેલવાંન તે કાંણને કેહેશ."

એવી એવી તકરારો, રદબદલી અને વાતોથી મેહેરજીભાઈ તો પુરાજ ઘેહેલા બની ગયા. તેઓ વારેઘડીએ કેહેતાકે તાજુલ મુલુકનો બાપતો ઘણોજ ભલો હતો, પણ પેલી અદખી રાંણીઓના ફરેબમાં ફસવાથી તેને તાજુલ મુલુકને ધિક્કાર્યો હતો.—હમાલા દેવીની તેવણ ઘણી તારીફ કરતા હતા. કેમકે તેણીની મદદ વીના તાજુલમુલુક બકાવલીના બાગમાં જઇ શકતે નહીં.—સુફેદ દેવના માંથાના એક બાલને માંટે મેહેરજીભાઇ પોતાણું આખું ખેતર આપી દેવા તૈયાર હતા.—અને બકાવલીના ફુલને ફકત જોવા સારૂં પોતાણો કાઠીઆવાડી બુઢો ઘોડો પણ આપવા જણાવ્યું હતું. ટુકમાં મેહેરજીભાઇનું માથું તદનજ ફરી ગયું. અને એક અજાએબ સરીખો અને દેવાનીઅત ભરેલો વિચાર તેમણાં ખ્યાલમાં આવ્યો. તે એકે અસલના પેહેલવાંનોની રસમ પ્રમાંણે પોતે પણ મુસાફરી કરવા જવું, અને લડાઇઓ મારી પેહેલેના જંગીઓની મુઆફક નામદારી મેળવવી. અથવા અજાએબીઓની સોધમાં તમામ દુન્યામાં સફર કરવી.

બિચારા મેહેરજી ભાઇ પોતાણે કોઈ મોહોટો પીલતન સમજવા લાગ્યો; અને કાંઇજ નહીંતો અસફંદીઆર અથવા સીકનદરના જેટલી નામદારી મેલવવાની તો તેમણી પુરતી ખાતરીજ હતી. જેવો એ વિચાર તેમણા મગઝમાં દાખલ થયો તેવોજ મેહેરજી ભાઇ હથીયારો અને બખતર તથા કોલાહની શોધ કરવા લાગ્યો.

પેલો ખુણામાં પડેલો જુનો ભાલો સાફ કરી તિક્ષણ કીધો. અને એક મુઠ વગરની તરવાર, કે જે વડે જામલો વારેઘડીએ કાંટાની વાડ કાપતો હતો—તેને પાછી ધાર ચઢાવી મંગાવી. પણ ગુરજની ઘણીજ અડચણ પડી. આખરે તેબી ખુટ પુરી પાડી. તંબુના ખુટા દાટવાનો એક મોહોટો લાકડાનો હથોરો હતો તેને

જેમ તેમ કરી ગુરજનો આકાર આપ્યો. અને માથા ઉપર કોલાહુની બદલી એક મોહોટો ઉંડો ત્રાંબાનો કાંસીઓ હતો તે મુકયો. હવે એટલો જરૂરનો સાંમન મલી આવ્યો તો ખરો પણ લડાઇની વખતે પેહેલવાંનો મોહોઢું બંચાવવા માંટે જે ટોપ પેહેરતા હતા, તે મેલવતા ઘણી મુશકેલી પડી. પુસ્તકોમાં લખ્યા ઉપરથી મેહેરજીભાઇએ આખરે એક ટોપ જાડાં પુઠાની બણાવી મોહોઢાં ઉપર પેહેરી; અને તેમાં બે નાકાં આંખની જગ્યા ઉપર જોવા માંટે પાડયા.

હથીયારો તથા બીજા સર્વે લડાઇના ઓજારો એ પ્રમાંણે એકઠાં કરી મેહેરજીભાઇ પોતાણા બુઢા ઘોડાને જોવા માંટે તબેલામાં ગયા. જોકે "દોલાના ઘોડા" ના કરતાં પણ વધારે ખોડ આ રેંઢીયાલ ઘોડામાં હતી. તોપણ મેહેરજીભાઇની નજરમાંતો તે રૂસ્તમનાં રખ્શ કરતાંબી વધારે જોરાવર દિસતો હતો. ચાર દિવસ તુલીક તેવણે તે ઘોડાને શું નામ આપવું તેનો વિચાર કીધો. રૂસ્તમનો "રખ્શ" હતો; અસફંદીઆરના ઘોડાનું નામ "શબરંગ" હતું; ગુસ્તાસ્પશાહનો "અસ્પેસિઆહ" નામનો ઘોડો હતો. હવે એક પેહેલવાંન તરીકે પોતાના ઘોડાનું શું નામ રાખવું તેનો અંદેશો કરવા લાગ્યા. સેવટે તેને "પંજઅયેબ" યાને પાંચ એબનો એવું રાખ્યું.

પોતાની મરજી મુજબ એબી કાંમ પુરૂં થયું એટલામાં મેહેરજીભાઇને બીજી એક મોહોટી અડચણ નડી. કે જંગીઓની રસમ મુજબ પોતાનું કાંઇ સારૂં ભપકા ભરેલું અને દબદબાવાલું નામ રાખવું—"મહેરજીભાઇ"—એ બોલમાં હિંદી ભાશાનો કાંઇએક ભાગ હોવાથી તે તેમણે પસંદ ન હતું. એક અઠવાડયું એ અંદેશો કરવામાં ગયું. પણ છેલ્લે એમાંબી તેવણ મનમાનતી રીતે પાર પડયા. પોતાણું નામ કાંઇ તદન બદલી નાખવાનો મેહેરજી ભાઇનો વિચાર ન હતો. તેથી તેજ બોલને સેહેજ બદલી રાખ્યો. એટલે પોતાણું નામ "મેહેરમસ્ત ઓલપાડજંગ" રાખ્યું. "ઓલપાડજંગ" થી મતલબ એ હતી કે તેવણ અસલ "ઓલપાડ" ના રેહેવાસી હતા. તેથી પોતાણા નામ સાથે પોતાણી જન્મ ભુમીનું પણ નાંમ જોડવાથી વધારે ખુશી હાંસલ થઇ હતી. આ નામથી એખલા પોતાનેજ નહીં પણ પોતાણી જન્મ ભુમીનું નામ પણ હમેંશ તુલીક દુન્યાની હસ્તીના પાંણા ઉપર અમ્મર રાખ્યું.

હવે એ સઘળુંતો થયું. પણ વળી એક નવી મુશકેલાયત વચમાં આવી. દરએક પેહેલવાનની માશુક હતી; અને પોતાણી માશુકોને માંટે નરે શેર જંગીઓ હજારો સખ્તિ ઉઠાવતા હતા.—હવે માશુકની ખુટ કેવી રીતે પુરી પાડવી, તેની સમજ મેહેરજીભાઇ (કે જેવણને હવે પછે આપણ "મેહેર મસ્ત ઓલપાડજંગ" ના નામથી ઓલખીશું, તેવણ) ને ન હતી. તેવણ અંદેશો કરવા લાગ્યા કે—"અગર હું કોઇ વેલા ભારે જંગમાં જઈ એકુ દેવ અથવા જીનને શિકસ્ત આપી થાક અને રંજથી પાછો ઘેર ફરસ, તે વેલા કોઇપણ નાંજનીન માહારી સાહારવાહાર કરવા જોઇએ. જેવારે હું ફતેહમંદ થઇ પુર ખુશીથી માહા-

રી માશુકને મલશ, તેવારે તેણીને આ પ્રમાંણે કેહેવશ.—અએ માહુતાબ અને ખુરશેદને હેરતમંદીના દરીઆવમાં ડુબાડનાર, સુકર અને બ્રેંસ્પતી શેતારાઓને શરમીંદગીના પોહોંચાડનાર જમીનના ચમકતા ખુરશેદ! ભાહારે મુશકેલ અને મશાકતથી આ જેહેમત ભર્યું આફતોથી પુર કાંમ, તાહારીજ ખુબશુરતી અને મોહોબ્બતનાં કુવતથી હું પુરૂં કરી, ફિરોઝીમંદ થઈ તને ફરીથી માહારી બગલમાં બેસાડી, આરામ અને ચેનમાં મશગુલ રેહેવા માટે આવ્યો છું."—એવું એક રંગિન ભાશાણ કોઇ કિસ્સામાંથી મોહોડે કીધેલું બોલી, જાંણે પોતાણી માશુકનેજ મલ્યા હોય તેટલા ખુશી ખુશી થઈ ગયા. પણ જ્યારે ખરેખરજ એક ગામડેની છોકરી ઉપર તેમણી નજર પડી, અને મનમાં તેણીને પોતાણી દિલબર તરીકે ઠેરવી ત્યારની મેહેર મસ્તની ખુશાલીનો તો કાંઇ પારજ નહી રહ્યો. હદથીજીઆદા મઘન થાઈ મેહેરમસ્તે એવોજ મનમાં ઠેડાવ કીધો કે ફક્ત એનેજ માહારા દીલની શેહેનશાહ કરવી.

જે ઓરત ઉપર મેહેરમસ્તની નજર બેઠી હતી, તે પાસેના ગામડાંન કોઈ ગરીબ તાડી વાલાની છોકરી હતી. તેણીની ખુબસુરતીને માંટે આપણ જેટલું થોડું બોલશું તેટલું બેહેતર. એ છોકરી એવીતો બદશિકલ અને કઢંગી ચાલની હતી કે એક આંધલા અને ખરાજ બેવકુફ મર્દ વગર કોઇ પણ તેણીને કબુલ રાખે નહીં. એવી એક 'દીલદાર' આપણા જેહાં પેહેલવાંન મેહેરમસ્તના ભાયગે તેમણે મલી આવી. તેણીનું ખરૂં નામતો 'સુખલી' હતું. પણ મેહેરમસ્તને 'સુખલી' એ નામ પસંદ નહીં પડયાથી 'શેહેરનાજ' એવું ભપકા ભરેલુ નામ રાખ્યું. એ નામ ઇરાંની હતું એટલુંજ નહીં પણ તેમાં કાંઇ ઓરજ મિઠાસ મેહેરમસ્તને લાગ્યો.

જેમ કાંનને મીઠું, તેમજ મનને ભાવતું નામ પોતાની માશુકનું રાખ્યાથી મેહેરમસ્તને ઘણોજ હરખ ઉત્પન થયો.—મનને ભાવતી દિલદાર, મનપસંદ ઘોડો, અને મનને ગમતાંજ હથીયાર મલ્યાં. મેહેરમસ્ત પોતાને સર્વેમાં ભાયગશાલી ગનવા લાગ્યો, અને જીહાનમાં પેહેલવાંની રેવાજ અને કીઆંની રસમ ફરીથી દાખલ કરવાની પોતાની હિમ્મત ઉપર પોતેજ આફ્રગીન કરવા લાગ્યો. તે મન સાથે કેહેતો હતો કે,—"ઉઠ, ઉઠ ઓ શેરદસ્ત પીલતન તેહેમતન મેહેરમસ્ત; ભર મગઝમાં કિનાંનો પવન; ઊઠાવ નેજો ફોળાદી તાહારી ચુંગાલમાં; કોલાહુ ઇરાંની શોભાવ તાહારા બુલંદ સર ઉપર; અને કીઆંની જોસ્સાના ઉકલતાં ખુનથી તાહારી નસો ભરી જીહાન અને આસમાન ઉપર ધુમ મચાવી, તાહારૂં નામ કેઆંમતના દિવશ સુધી કાએમ રાખ!"

---

## પ્રકરણ ૨ જું.

હવે મુસાફરીનો સર્વે પેહેલવાંની સરનજામ મલ્યા પછે મેહેરમસ્તને કુચ કરવામાં વધારે ઢીલ કરવું પસંદ ન હતું. હવે પછે જો પોતે જરાબી સુસ્તી કીધીતો તેથી દુનીઆને ઘણો ગેરફાયદા અને નુકસાંન થશે, એવું મેહેરમસ્ત સમજવા લાગ્યો. જગતમાંથી સઘળો જુલમાત ટાળવો, દુખીઓનાં દુઃખનુ નિવારણ કરવું, દેવો અને દરૂજોનો નાશ કરવો, ટુકામાં આખી આલમને સુધારવાનું માહા મુશકેલ કાંમ મેહેરમસ્તે માંથે ઉઠાવ્યું.

એક દિવશે શુભ મુહુરતે અને 'નેક શાઅતે' જેહાં પેહેલવાંન મેહેરમસ્ત આલપાડ જંગ પોતાના કાઠીઆવાડી રેંઢીયાલ 'પંજઅચેબ' ઉપર સવાર થઇ હથીયાર બંધ હાથમાં નેજો. અને પીઠે ઢાલ ઓરવી, માંથા ઉપર કાંસીઆની કોલાહ, ખાંધ ઉપર લાકરાના હથોરાનો ગુરજ, અને મોહોડાં ઉપર જાડાં પુઠાંની ટોપ પેહેરી, કોઇ ન જુએ તેવી રીતે ગુપચુપ પાછળે રસ્તે નિકલી સફર શહરૂ કીધી

ફાગણનો મહીનો હોવાથી તાપ અતિશ્ય પડતો હતો; તોપણ ખુશ મીઝાજ અને પુર દમામમાંજ પેહેલવાંની ઢપ અને કીઆંની અક્કડથી ઘોડો ચળાવવાં માંડયો. રસ્તે ચાલતાં મેહેરમસ્ત વિચાર કરવા લાગ્યો કે—હવે પછીના જમાનામાં જ્યારે કોઇ તવારીખનો લખનાર માહારૂં દાસ્તાન લખશે તે વેળા માહારી આ મુસાફરીની શહરૂઆતનું બયાંન ઘણું કરીને આવી રીતે કરશકે "જેહાંનનો શેહેનશાહ આફતાબ પોતાણ ઝળકતા કીરણોનું ચમકાટ વાળું લશ્કર લેઇ, હસ્તિની બાહાદશાહાત કરવા માંટે રૂપેરી આસમાનનાં ફીરોઝાના રંગના તખ્ત ઉપર જયારે બીરાજયો, યાને ખુરશેદ તલુ થાયો, ત્યારે, ખુબસુરત પંખેરાંઓ અને બુલબુલ તથા ચંડુલના શિરિન હલકોની વાંસલીના મધુર અને મનપસંદ આવાજ ઉપર વાદલાંનો ગુલાબી દરવાજો ખુલ્યો; સીઆહ રાત્રે શિકસ્ત ખાઇ મોંહાં ફલકના પરદામાં છુપાવ્યું. અને રોજ રોશન નમુદ થયો, ત્યારે. જેહાન આશકાર જંગી પીલતન પેહેલવાંન મેહેરમસ્ત, પોતાના કદાવર અને જોરેમંદ વીજલીની ચાલના પવનની બરાબરી કરનાર લાલગુંન ઘોડા 'પંજ અચેબ' પર સવાર થાઇ હથીયારો ભીડી, એલાવની સરહદ ઉપરનાં હેબતનાક બીઆબાંનનો રસ્તો લીધો."—એજ મિસાલે પોતે વાંચેલાં નામાની લઢન ઉપર બોલતો મેહેર મસ્ત આગલ ચાલ્યો.

ઘડીએક રહી પાછું પોતાણું ભાશાણ શહરૂ કીધું:—

"કયારે તે મુબારક રોજ—તે નેક દિવશ આવશે, કે જયારે માહારી મુસાફરીનું બયાંન જીહાંનના પાણા ઉપર સુનેરી હરફે રજુ થશે.—અએ તવારીખના લખનાર! જાદુઇ ભરેલી તેજ કલમના ખાવીંદ શાહેરાન શાહેર! જે વેળા તું મેહેર મસ્ત બાહાદુરની દેલાવરીનું દાસ્તાન લખવાનું શહરૂં કરે, તે વેળા હરગેજ થાઇ તેના શેર જેવા ઘોડા 'પંજ અચેબ' ને નો ભુલતો. કેમકે જે પ્રમાં-

ણે રૂસ્તમ રખ્શ સીવા જંગના મેદાનમાં અથવા શેકારના જંગલમાં જતો ન હતો, જે પ્રમાંણે જણમથી તે મરણ તુલીક તેનો રખ્શ તેની સાથે જોડાયલો હતો, તેજ મુજબ આએ માહારો રાક્ષી કદનો નિમકહલાલ ઘોડો પણ માહારેથી જુદો પડનાર નથી."

એવા એવા કેટલાંક ભટાઇ ભર્યાં ભાશાણો ચલાવ્યા પછે જાંણે પોતે ખરેજ સુખલી ઉપર આશક પડયો હોય, તેમ બોલતો કેઃ—

"અએ માહારા જીગરની જોત—મારા સીઆહ દીલના રોશન ચેરાગ શેહેરનાજ, તાહારી મોહોબતના ફાંદામા મને જકડી તું કાંહાં તુલીક આવી પરેશાની અને ગોરેફતારીમાં મને સરગરદાન રાખશે. ઓ અઝીઝ મનમોહન—દીલદાર દીલરૂખાં તારી ચશમોની નુરાંની તારા બીમાર આશક તરફ જરા ફેંક; અને આ સખ્ત મરજનું નીવારેન, તારા એક મીઠાં સખુન અથવા શીરીન બોસાથી કર." —એવું ઘેલું ગાંડું બકતો, બનતા શુધી કાહાંની કીસાની લધનપર બોલતો પશીને ગરકાવ થાઇ પોતાણો ઘોડો જે તરફ લઇ જાએ તે તરફ મેહેરમસ્ત ચાલયો. સુરજનો તાપ એટલોતો સખ્ત પડતો હતો; કે મેહેરમસ્તે માથા પર કોલાહની બદલી પેહેરેલો ત્રાંબાનો કાંસીઓ તપી આવ્યો હતો. અને બીચારા મેહેરજીભાઈના ખાલી માથાંમાં બાકી રહેલું જે કાંઇ ભેજું હતું. તે પણ તવાઇ જવાની ધાસ્તી હતી.

કેટલુંએક સુધી ચાલયા પછે મેહેરજી ભાઇને ફરીથી એક હવેલી નજર પડી—આ ઘર મુંમબઇના કોઇ શોખીલા પારશી સેઠીઆએ આ રળીઆમની જગ્યાપર બંધાવ્યું હતું. અને સરઅવસરે પોતાંણા દોસ્તો સાથ ત્યાં મોજ મારવા માટે ઉતરી પડતો હતો. આ વેલા ત્યાં તે શેઠીઆના કારભારી સીપાઈ બીજું કોઇ ન હતું. આ કારભારો પણ મુંમબઇનોજ રેહેવાસી હતો. અને સેઠની મોઆફેક પોતે પણ ઘણોજ મોજીલો પણ નીતીમા બગડેલો હતો. અને વારે ઘડીએ મુંમબઇથી બદ ચાલની, બુરા વ્યસનામા ફસેલી વેસીઆ સરીખી પારસી ઓરતોને શેઠની ગેરહાજરીમાં બોલાવી તે બંગલામાં રાખતો હતો. હવે સાંજનો વખત થવા આવ્યો હતો. ફાગનનો તાપ જરા નરમ પડી થંડો પવંન ફુકતો હતો, જેથી પેલો કારભારી પેલી સ્રીઓ સાથ બંગલાની બાહેર ખુરશીઓ પર બેસી હવા ખાતો હતો, એવાંમા એકાએક તેમની આંખ મેહેર મસ્તપર પડી. તેને જોતાંજ ઓરતો તો ઘભરાઈ ગઈ; કે આ નવાઇ જેવા દેખાવની મુરત તે કોણની હશે. હજી તો એ લોકો વીચાર કરેછે, એટલાંમાં મેહેર મસ્ત ઘોડો દોડાવતા આવી થોડેક દુર ઉભા, તેનેતો બીચારાએ મનમાં એમજ વીચારયું હતું, કે આ કોઈ મોટા પેહેલવાંનનો કીલોછે, કેમકે જ્યારથી મેહેરમસ્તે અસલી કયાની ઢબ એખતેઆર કીધી હતી ત્યારથી સરવે કંઈ તેની નજરમા અસલીજ આવતું હતું;—નાહના જેવાં જંગલોને તે બીઆબાન સમજવા લાગો; કોઇની વાડી અથવા બગીચો તે જોતો, તો તે તેને મેહેલ જે[illegible]દી-

સતો હતો; રેતીના ટેકડાઓને તે અલબોરોજ પાહાડ સાથ સરખાવવો અને કમર-પુર પાંનીથી ભરેલા તલાવને જહુનના દરીઆથીબી ગંજાવર સમઝતો.—એવાં નબલાં મગઝના માંણસની નજરમાં એક રોનકદાર હવેલી કીલ્લા સરીખી દીશે એમાં કાંઇજ અજાએબી જેવું નથી. મેહેરમસ્તે પોતાંણો ઘોડો તે હવેલીથી દુર ઉભો રાખયો, અને પેહેલવાંની રેવાજ પ્રમાણે તેના આવી પોંહોચવાની ખબરનો આવાજ કરના અને રનસીંગડાંની મારફતે કોઇ પણ જંગી તે કીલ્લાના રખેવાલને આપશે એવી આશામા ઉભો રહયો.—એવાંમા બનાવ એવો બનયો, કે મેં ગાંમડાંમા કોઇ દુબરાંને ત્યાં લગન હોયાને લીધે ભેંપુરી વાગવા લાગી. આથીતો મેહેર મસ્તની ખાતરી થઇ, કે આ ખરેજ કીલ્લોછે, અને તેનાં આવી પોંહોચવાની ખબર પણ મોરચા પરથી કીલ્લેદારને મળી ચુકી એવું ધારી આગલ વધ્યો. અને જયાં પેલો કારભારી અને ઓરતો બેઠી હતી ત્યાં "પંજ-અયેબ" ને ઉભો રાખી બાંગ મારી પુછયું કે, ",અએ નેકબખ્ત, જંગીઓના જંગી કીલ્લેદાર જોરેમંદ, આ કોણ પીલતનનો કોટછે? શુંછે તારૂં મુબારક નાંમ? અને કીઓ પેહેલવાન આ કીલ્લાનો માળેકછે?" એક અજાએબ દેખાવના ચીથરે હાલ અને તરેહવાર નવાઇ જેવાં હથીઆરોથી ઢંકાએલા મરદને આવી રીતે બોલતો શાંભલી, પેલા કારભારીને શક ગયો કે જયાં છે ત્યાં આ કોઈ દેવાનો છે. એવો વીચાર તે કરેછ એટલાંમાં મેહેરજીભાઇ બોલી ઉઠયા, "કેમ ઓ નેક દેખાવના નર, તું શું અંદેશો કરેછે? તારા દીલમા કાંઇ ફીકર નો રાખ, હું જહાં પેહેલવાંન, લશકરોની સંફનો તોડનાર, દુનીઆંના એક છેડાથી બીજા તુલીક આશકાર થયેલો તેહેમતન મેહેરમસ્ત ઓલપાડજંગ છું. ઇશકનો માર્યો ભટકતો ફરૂછું મને આજની રાત હીઆં વાસો આપ; બાંમદાદમાં હું બીઆબાંનની તરફ કુચ કરવામા કમ્મર તંગ કરશ. આ જરબદાર પેહેલવાની, શાહા નામાની ઢપના ભાશાન પરથી કારભારી અને પેલી સ્ત્રીઓની ખાતરી થાઇ કે આપણા જંગીતો ખરાજ ઘેલાછે. પણ પોતાણા શકને બાહેર કાહાડી મેહેરમસ્તને ગુસ્સે કરવા કરતાં, તેનાજ વીચારો મુજબ ચાલી, તેને બેવકુફ બનાવી, ચાર ઘડી મોજ મેલવવાનો ઇરાદો તેઓએ કીધો. કારભારી ઘણોજ ખંધો હતો; અને ઘાણી વેલા શાહનાંમુ અને કીસ્સાઓ વાંચેલા હોવાથી એવાં પુશતકોના લખાંનથી તે સારી તરેહ માહુરે હતો. તેથી મેહેરમસ્તને તેવીજ લઢનથી જવાબ આપ્યો કે "અએ દેવો અને જીનોને શીકસ્તનાઆપનાર, દરૂજો અને દુશમનોના રોશન બખ્તને શીઆહના કરનાર, કારઆઝમુદા જંગી, આ કીલ્લો મારો પોતાણો છે, અને તારા જેવા કવી અને આલમ આશકાર બાહાદરની ફરમાબરદારી કરવા હું સરો ચશમથી ફરમાબરદાર ઉભોછું. આ કીલ્લાને તારોજ સમઝ અને થોડા, દીવસ હમારો મેહેમાન થા; પછે મરજી પડે ત્યાં સીધારજે; હુંઇઆ કસી પાંતીની તને અડચણ પડશે નહી. શરાબ અને એશ આરામમાં રહી તારા બલતાં જીગર અને સખ્તીથી તવાએલાં તનને આસાએશ આપ. પેહેલવાંનોની નોકરી

અને નરરે શેરોની ફરમાંબરદારી કરવી એ સદા માહારૂં કામ છે; માટે અય નેક જંવાન તાહારા ઘોડા ઉપરથી ઉતરી આ કિલ્લામાં તશરીફ ફરમાવ અને જે કાંઇ તાહારી નોકરી આ કમતરીનથી બને તે કબુલ રાખી તમામ ખામીઓની દરગુજર કર." આ સાંભળતાંજ મેહેરમસ્ત ખુશીથી એટલાતો ફુલી ગયાકે તેમનો જુનો બનાતનો ડગલો ફાટી જવાની ધાસ્તી હતી. તે પુર શોખમાં આવી ગયો અને ઘોડાને જરાક આગલ વધાર્યો. તેને એટલો નજદિક આવેલો જોઈ પેલી ઓરતો કાંઇએક બીધી અને ચોંકીને પાછલ હઠી. તેમને ભયભીત જોઇ મેહેરમસ્તે કહ્યું—"અય નાજૂક બદન નારીઓ! દિલમા કાંઈ ડર ના રાખો અને એટલાં ના ચોંકો, કેમકે તમારા જેવી કોમળ પુતળીઓ અને કુળીન અમીરી ખાનદાનની માન પામેલી બાનુઓને આઝાબ પોંહોચાડવો એ પેહેલવાનોનાં ધર્મથી ઉલટું છે."

એક અઢાર અને વિચિત્ર દેખાવનાં મર્દને તેણીઓને "કોમળ પુતળીઓ" અને "અમીરી ખાનદાનની માન પામેલી બાનુઓ" એવા એલકાબથી બોલાવતો જોઇ પેલી નાદાન અને હલકી સ્ત્રીઓ ખડખડ હસી પડી, જેથી આપણો જંગી પેહેલવાનને એટલીતો રીસ ચઢીકે તુરત લગાર કડક થઇ બોલ્યા કે—"ઓરતોને લાજેમછે કે શરમ અને હયાનો પડદો સદા પોતાનાં મોહડાં ઉપર રાખે અને નજીવી વાતો ઉપર બેસબબ એટલું બધું હસવું ઘણુંજ મૂર્ખાઇ ભરેલુંછે." એટલા શબ્દો સિખામણનાં બોલી જેહાંપેહેલવાને પોતાનાં મોહડાં ઉપરથી પેલી પુઠાંની ટોપ જરા ઊંચકી જેથી તેનો ધૂળથી ખરડાયલો અને તડકાંથી લાલ બનેલો લાંબો મેલો ચેહેરો તુરત પેલીઓની નજરે પડ્યો. આથીતો તેણીઓને એટલું હસવું આવ્યું કે મેહેરમસ્તનો મિજાજ તદનજ હાંથથી ગયો. જો પેલો કારભારી જે આંગે માતેલો અને ચરબદાર હતો—અને એવાં બનેલાં માણસો ઘણાખરાં સ્વભાવે ટાહાડાં પાણીનાં માટલાં હોયછે—તે જો વચમાં પડ્યો ન હોતતો ખોદા જાણે આપણો જંગી પેલી ઓરતોને કેવી શિક્ષા કરતે.

જોકે મેહેરમસ્તની સિકલ, તેનો કીચાંની લંબાશ, ફાટેલો બનાતનો ડગલો, પુઠાંની ટોપ અને પેલાં ખરાં ઇરાની હથિયાર (!) અને તેની પુરાતન ભાષા,તથા મરકુટિયો, હાડકાંનાં પાંજરાંનો ઘોડો જોતાંજ કારભારીનું પણ કલેજું ઉછળી આવ્યું હતું, તોપણ તાલમેલથી પોતાનું હસવું દાબી દેઈ સામણે આવી હાથ જોડી ઉભો અને ઘણી નમનતાઈથી બોલવા લાગ્યોકે—"અય નેક પેહેલવાન! અહિંયાં તાહારે માટે સઘળી તૈયારી થઇ ચુકીછે માટે ઘોડા ઉપરથી ઉતરી થોડો વખત આસાએશ લે."

મેહેરમસ્તે પૂરા દબદબાથી જવાબ આપ્યોકે—"ઓ જોરમંદ કિલ્લેદાર! હમો પેહેલવાનોને એશ અને આરામનુ કામ નથી. પથ્થર હમારૂં બિછાનુ, સુકું નાન હમારો ખોરાક અને જંગ હમારી રમતછે!"

કારભારીએ કહ્યું—"રાસ્તછે નેકબખત જંગી! જો એમજ હોયતો તમારી મરજી પડે ત્યાંહાં તમોને સુવાડવા હું તૈયારછું. અહિંયાં પથ્થરનાં કરતાંબી કઠણ બિછા-

ના મળી આવશે, પણ જો હવે જરા નિચે ઉતરવાની તસદી લેશોતો બંદા ઉપર મોટી નવાજેશ થશે!"—એટલું કહી તેણે મેહેરમસ્તના રેકાબ ઉપર હાથ મેલ્યો.

આપણા શૂરા પેહેલવાન ઘણીજ મુશકેલિયત અને ભારી દુઃખથી ઘોડા ઉપરથી ઊતર્યા, કેમકે આખો દિવશ કાંઇ પણ ખાધા અથવા પીધા વિના તેવણ નાતવાન બની ગયા હતા, અને થાક તથા તડકાંથી તથા પેલા ત્રાંબાનાં કાંસિયાથી તેવણનુ માથું ફરતું હતું. બહુ કષ્ટિથી ઊતરી પેલા કારભારીનાં ઘોડાવાળાને ફરમાવ્યું કે તેનાં ઘોડા "પંજઅયેબ"ની ઘણી માવજત કરવી કેમકે દુન્યામાં એના જેવો જોરાવર અને તેજી ઘોડો ન હતો! એક રેંઢિયાલ કાઠિયાવાડીની આટલી બધી તારીફ સાંભળી ઘોડાવાળો "પંજઅયેબ"ને લઇ તબેલા ભણી બડબડતો ચાલ્યો કે—"એ જો! ધૂળપર લીપરૂ! કરકટિયા હરખા ઘઘેડાંને વાહતે કેહેજે કે જગતમાં એવો નહીં મલે! ઓ હો હો! જેવા હેઠ તેવા કેથા વાણોતર દેહુ! હાભનાં મોઢા ભણી જુએતો તન દિહ ભુખભી ની લાગે! અને વળી તેવા હવારની આ હુવારી! હુક્કા બુમલા હરખો કેથો પારહો દેહું ને—અરે તાહારી—ચાલ હાંઓ જોઇને હીપો હીપો! નીતો પાધરો ની ચાલહેતો એક પાડું મારાહ કેની તો—ઓ તાહારી—" આ છેલા શબ્દો મેહેરમસ્તનાં ઘોડાને કહ્યા હતા, કેમકે પોતાની ભુંડી ટેવ મુજબ પંજઅયેબે ઘોડાવાળાને જરા બચુકલું ભરવાની પેરવી કીધી હતી.

હવે આ તરફ શેરમર્દ મેહેરમસ્ત તે ઘરનાં દિવાનખાનામાં ઉભા હતા અને પેલી ઓરતો તેની કોલાહ અને હથિયારો વિગેરે છોડવામાં મશગુલ હતીઓ. એક, મેહેરમસ્તનો કંમરબંધ કે જે ઢોલિયાની પાટીનો એક કટકો હતો, તે છોડવા પાછલ મેહેનત કરતી હતી, અને બીજી તેવણની પુડાંની ટોપ મોહડાં ઉપર કેઈ તરફથી બાંધી હતી તે સોધવામાં રોકાઇ હતી. એવી તરેહ મેહેરમસ્તનાં ધાર્યા પ્રમાણે નાજૂક પુતળીઓ અને કુળીન બાનુઓને પોતાની સાહારવાર કરતી જોઇ આપણા નરરે શેર મઘન મઘન થતા હતા. તેવણની પુડાંની ટોપ મોહડાં ઉપર એવી રીતે બાંધી હતી અને જાડાં નાડાંનાં કેટલાક આંટા અને ગાંઠ એવા મજબુત બેઠા હતા કે તે સર્વે કાપ્યા વિના મેહેરમસ્તનો ચેહેરો કદી પણ ખુલ્લો થઈ નહીં શકે, પણ આ પોલતનની મરજી પોતાની ટોપ બગાડવાની નહીં હતી, તેથી તે તેમજ મોહડાં ઊપર રાખી મેલવા જણાવ્યું. જેથી આખી રાત બિચારા મેહેરમસ્તને આ ડાબલું પેહેરી રાખવાની અને તેમજ સુવાની ફરજ પડી હતી. જ્યારે પેલી ઓરતો આ બિચારાનાંઆંગ ઉપરથી સઘળાં હથિયારો ઊતારતી હતી તે વેળા મેહેરમસ્ત હાવી નાજનીનો (!) ને પોતાની માવજત કરતી જોઇ ભારે ખુશીથી બાંગ મારી બોલ્યોકે—"મેહેરમસ્ત! હા મેહેરમસ્ત! ખરેજ તું કીસમતદારછે કે હાવી મેહેબુબો તને આટલું માન આપેછે! તાહારાંનસીબનાં ચોપટનાં પાટિયાં ઉપર બખ્તનો પાસો ખચીત સવરો પડયોછે કે આ પરી મિસાલની, ખુરશેદનાં ચેહેરાની પુતળીઓ તાહારા જેવા એક કમીના પેહેલવાનની ફરમાંબરદારીમાં હાજરછે! ઓ પંજઅયેબ, પંજઅયેબ!—નેકજાદ બાનુઓ પંજઅયેબ માહારા

ઘોડાનું નામછે. અને બંદાનું નામ મેહેરમસ્ત ઓલપાડજંગછે. માહાતાબી મુખડાની અય નેકબખ્ત નારીઓ! લાજેમ ન હતું મુજને કે માહારૂં નામ પેહેલાંથીજ તમોને જણાઉં, કેમકે જેપ્રમાણે ગુસ્તાસ્પ શાહ નામ છુપું રાખી તરેહવાર આફ્તો અને મુશકેલિયત ભરેલાં કામો બજાવી પોતાની કીર્તીથીજ આશકારા થયો, તેજ મોઆફક મહને પણ કરવું વાજેબ હતું. ખોદાછે! એક વખત એવોબી આવશે કે મેહેરમસ્ત પણ પોતાનાં કીધેલાં કામોથી જેહાનમાં ઇજત અને આબરૂ મેલવી મશહુર થશે!—ગુલબદન અબલાઓ! જો તમોને કોઇબી વેળા કાંઇબી મુશકેલી પડે, અથવા કોઇ બુરી બલા તમારે આડે આવેતો બેફિકર મને ફરમાવજો! હું સરોચશ્મથી તમારૂં કામ માહારી બાજુનાં જોરે બજાવી આપીશ, એટલુંજ નહીં પણ તમ જેવી સુંદરીઓને બંચાવવા સારૂ માહારો જીવબી ફિદા કરીશ!"

આ રંગીન એબારતથી સણગારેલું ભાષાણ પેલી ઓરતો કાંઇજ સમજી શકી નહીં તેથી હલવે રહીને મેહેરમસ્તને પુછ્યું કે—"ખાનુ તૈયારછે, માટે જો મરજી હોયતો સાથે બેસવું."

મેહેરમસ્ત તો આખા દિવશનાં ભુખ્યા હતા તેથી હા કહી. કારભારી, આપણા જંગી અને પેલી સ્ત્રીઓ સાથે જમવા બેઠાં. તે દિવશે અંનરોજો હોવાથી પરહેજી કીધી હતી; મેહેરમસ્તની સામએ તળેલા લેવટાની રકાબી મુકેલી હોવાથી તેવણે તેનું નામ પુછ્યું. કારભારીએ જવાબ દીધોકે "સાહેબ એ લેવટા છે." જોકે મેહેરમસ્તે આગલ કાંઇ સેંકડો વખત લેવટા ખાધા હતા તોપણ આ વેળા તેવણ ગુંચવાડામાં આવી પડયાં કે અસલનાં પેહેલવાનોએ કદુ લેવટા ખાધા હતા કેનહીં? અને પોતે એવું કંઇ વાંચેલું ન હોવાથી તે રકાબીને હાથ પણ લગાડયો નહીં, કેમકે જે કાંઈ અસલી રસમ હતી તેજ પ્રમાણે ચાલવાનો તેવણે ઠેડાવ કીધો હતો. હજીતો તેવણ વિચાર કરતા હતા કે શું ખાવું? એવામાં કારભારીએ ટકોર કરી પુછ્યું કે—"તેહેમતન જંગી! આ ગોરકેરીનું અચાર જરા ચાખશો"?

આ સાંભળતાંજ મેહેરમસ્ત મઘન થઇ પોકાર મારી એટલાતો જોસથી ઉભા થયા કે તેવણનો આચકો લાગવાથી મેજ ઉપરથી કોલમીનાં પાટીયાની જે રકાબી હતી તે ઢોળાઇ પેલી ઓરતોની સાડી ઉપર પડી. આ બનાવની કાંઇ પણ દરકાર કરવા વિના મેહેરમસ્ત હરખથી બોલ્યા "શુકરાના! શુકરાના! એનાં જેવો ખોરાક બીજો કોઇજ નથી! ગોરખરનું અચાર! હા! તમામ પેહેલવાનોનો ખોરાક સદા ગોરખરનું માંસજ હતું. ગોરખરનું અચાર આગલા જંગીઓ ખાતા હતા, એવું જોકે કોઇ વેળા માહારા વાંચવા અથવા સાંભળવામાં નથી આવ્યું, તોપણ ગોરખરનાં કવાબની તારીફ મેં ઘણી વખતે વાંચીછે. પણ એની કાંઇ ફિકર નહીં. કવાબ હોય કે અચાર એ સઘળું એકજ છે!—ઓ નરેશેર કિલ્લેદાર, હું તાહારો કેવી રીતે ઉપકાર માનુ તેની મને સમજ પડતી નથી.

તેં આજે મને દુન્યામાંનું સરસમાં સરસ પકવાન ખવાડયું છે. હા ! શું રૂસ્તમ કે ગેવ, બેજન કે રેહામ, તુસ કે ગુરગીન, સર્વે—સર્વે એજ લેહેજતદાર જાનવર નો ખોરાક કરતા હતા!"

ગોરકેરીનાં અચારને ગોરખરનું અચાર સમજી મેહેરમસ્તે તે ખાવા માડયું. તે લગાર ખાટું હતું તોપણ જાણે તે ઘણુજ સ્વાદિષ્ટ હોય તેમ તેનાં આખા કટકાનાં કટકા જેમ તેમ મેહેરમસ્તે ગળ્યા! ખાતી વેળા તેનો ચેહેરો અને દેખાવ જોઇ સર્વેને હસવું આવતું હતું, કેમકે પેલી ટોપ એવી રીતે બંધાઈ હતી કે તે મોહડાં ઉપરથી છોડવી મુશકેલ હતી, તેથી તે મોહડાં ઉપરજ રાખી જેમ તેમ જરાક ઉંચકી ખાવું પડતું હતું, જેથી ખાતી વેળા ઘોણો હિસ્સો છાતી ઉપર અને ખોળા ઉપર પડતો હતો. પણ પીતી વેળા તો ઘણીજ કષ્ટિ પડી, જેથી પેલા કારભારીએ વડનાં પાદડાંની એક ગળણી કરી મેહેરમસ્તનાં મોહડાંમાં મુકી તે વડે પાણી પાયું. આટલી મેહેનત પડવા છતાં પેલી ટોપનાં નાડાંને કાપી નાખવા કરતાં આ દુઃખ સોસવું મેહેરમસ્તને વધારે પસંદ હતું. ખાઇ રેહેવા પછી એક દુબરાએ આવી વાંસળી વગાડી કાંઈ ગાવા માડયું. મેહેરમસ્તની નજરમાં આ દુબરાનું ગાવું વગાડવું પાદશાહી ગવૈયાનાં કરતાં સરસ હતું ! પેલી હલકી ઓરતો ઉંચા કુળની અમીરજાદીઓ હતી ! ગોરકેરીનું અચાર ગોરખરનું લાગ્યું ! સુરતી મોહોવડું શિરાજી શરાબની બરાબરી કરતું હતું ! નાહનો બંગલો કિલ્લાજેવો જણાતો! અને માતેલો કારભારી જોરાવર કિલ્લેદાર સરખો દીસતો હતો ! આ બધાથી મેહેરમસ્ત ખુશ થયા. મુસાફરીનાં પેહેલાજ દિવશે આટલું બધું પોતાને માટે થયલું જોઇ પૂર્ત્તિ રીતે તેણાની ખાતરજમા થઇ હતી કે હવે તેવણનાં બખ્તનો સિતારો બુલંદીનાં બુરજ ઉપર ચમકવા લાગ્યો છે.

આટલું બધું થવા છતાં મેહેરમસ્તને એક અંદેશો આવ્યો કે હંમેશાં માન ભરેલા ખેતાબ કાંઇ પોતે પોતાનીજ મેળે લઇ શકાય નહીં, માટે સિપેહસાલારનો એલકાબ જો એવણને કોઇ બીજો ધણી આપેતો સર્વે ઉમેદ બર આવે, અને સિપેહસાલાર મેહેરમસ્ત ઓલપાડજંગનું નામ ચોખંડ પૃથ્વિ ઉપર ફેલાય!

---

# પ્રકરણ ૩ જું.

## સિપેહસાલારનો ખેતાબ મલવો મેહેરમસ્ત ઓલપાડ જંગને.

એજ વિચારમાં મેહેરમસ્ત ખાના ઉપરથી ભુખે પેટે ઉઠયો, અને કારભારીને એક ઓરડીમાં લેઇ જઇ તે ઓરડાનું બારણું બંધ કરી કારભારી આ-

ગલ ઘુંટણ મરડયે પડયો, અને ઘણીજ નમનતાઇથી અરજ કીધી કે—"અય કિલ્લેદાર જોરેમંદ જ્યાંહાં સુધી તું માહારી એક અરજ કબુલ નહીં રાખશે ત્યાંહાં સુધી હું અહિંયાંથી હરગેજ ઉઠનાર નથી."

પોતાનાં મેહેમાનને આવી રીતે ઘુંટણ મરડયે પડેલો જોઇ પેલો કારભારી ઘણોજ અચરત થયો અને મેહેરમસ્તની અરજનો શું જવાબ આપવો તેનો વિચાર કરવા લાગ્યો. તેણે ઘણીબી રીતે મેહેરમસ્તને સમજાવી ઉઠવા કહ્યું પણ આપણા દલાવર જંગીએતો પક્કો ઠેડાવજ કીધો હતો તેથી સાફ ઉઠવાની ના પાડી; જેથી નાચાર થઇ મેહેરમસ્ત જે કાંઇ કેહે તે કબુલ રાખવાનો વચન આપવાની કારભારીને ફરજ પડી. હવે મેહેરમસ્ત ઉઠી ઉભા થયા અને હરખથી બોલ્યા, "બસ બસ,હવે માહારી મુરાદ બર આવશે! હવે માહારી ઉમેદ પુરી પડશે! એ જંગી નરરે શેર! તું સાંભળ અને તાહારી કબુલાત બજા લાવ. હું તુંજ નેક નામવરથી એવી આશા રાખુંછું કે જેમ તેં માહારી ઉપર આટલી નવાજેશ કીધીછે તેજ પ્રમાણે આયબી અરજ કબુલ કરશે.—તાહારા જેવા નેક, જોરેમંદ, કાબુવાલા અને શૂરા પેહેલવાનથી જો હું સિપાહસાલારનો ખેતાબ મેલવું તો માહારી તમામ જિંદગીની આશા પુરી પડી એવું હું સમજીશ! માટે બખતાવર નર આવતી કાલે બામદાદને વખતે જે કાંઇ ક્રિયા કરવી અસલી રેવાજ મુજબ લાજેમ હોય તે કરી મને એટલો એલકાબ બખ્શ!"

કારભારીતો મેહેરમસ્તનાં ઘેલાપણાથી આગલથીજ વાકેફ હતો તાપણ આ વળી નવી દેવાનિયતનો ભડકો પોતાનાં મેહેમાનનાં મગજમાં સળગેલો જોઇ ઘણોજ અચરત થયો, પણ એક રાત બિચારા મેહેરમસ્તનાં ગાંડાપણાનો ખરચ કરી પોતે મોજ મેલવવાનાં ઇરાદાથી તેણે આપણા નરરે શેરની અરજ બાહાલ રાખી, અને જવાબ દીધો કે "અય શેર મર્દ તાહારી માગણી દુરસ્ત અને તાહારો વિચાર ઘણોજ ચુસ્ત છે! અને તાહારા જેવા એક દુન્યામાં મશહુર થયલા પેહેલવાનને અલબતાં એજ લાયકછે! સાંભળ ઓ શૂરા સરદાર! કે પેહેલાં મેં પણ તાહરીજ મોઆફેક કીધું હતું. અને પૃથ્વિમાં સફર કરી હજારો તરેહની આફતોથી બચ્યો છું! મેં મેહેમ, પરેલ અને વાંદરાનાં મોહોટાં શેહેરો જોયા છે! અને છેક વાલકેશ્વરનાં બુલંદ પાહાડનાં મથાલાંથી તે વરળીની ઉંડી ખિણ તુલીક એકલો, ભુખ્યો અને તરસ્યો પગે ચાલતો ગયો છું! ઓ જંગી! માહારી ઉપર વિતેલી આફતોનું હું શું બયાન કરૂં! ધારાપુરીનાં તલેસ્માતથી પુર અને જાદૂઈ બલાઓથી ભરેલા ગંજાવર ગોફાઓની તરફ એક વખ્ત હું બતેલામાં બેસી મુંબઇથી નિકળ્યો! દરિયાવ પુર જોશમાં આવેલો હતો; મોજાએ પાહાડથીબી છેક ઉંચે ઊછળતા અને એકમેકની સાથે જાણે કુસ્તી રમતા હોય તે પ્રમાણે અથડતા હતા! એવામાં એતફાક એવો બન્યો કે એક મોટો કડાકાનો આવાજ થયો! હું ચોંકી ઉઠયો અને માહારાં હથિયારો હાથમાં લઇ ઉભો, એટલે દૂરથી એક પાહાડી જાનવર આવતું જોયું! તેના દખાવનો ચિતાર હું તને આ-

પી શકતો નથી. પોતાનાં કદર બિહામણા પગ દરિયાપર મારી ફિણ ઉરાડતું હતું! તેને હાથીનાં જેવી પણ તેથી ઘણે દરજજે મોટી એક સુંઢ હતી, જેમાંથી ધુમાડો અને ચીનગારીઓ વાદળ રૂપે નિકળતાં હતાં! તે બલાની પાંખ ઘણીજ મોટી અને ઉજળી હતી, જેઓનાં ફફડવાનાં આવાજથી કાન બેહેરા થતા હતા! એ જાનવરનો ખોરાક આતશ હતો! અને તેનાં પેટમાં મોટા ભડકા ઉડતા મેં નજરો નજર જોયા! સર્વેમાં એક મોટી અજાયબી માહારા જોવામાં એ આવીકે તે પ્રાણીનાં ભંડાર જેવાં પેઠમાં ઘણાએક માણસો સમાવેલાં હતાં! બસ, આ જોતાંજ માહારીતો ખાતરી થઇ કે એ આફત કાંઇજ નહીં પણ પેલી દેહેશતનાક સર્વેમાં જણાયલી ગંજાવર બલા કે જેને પેલા ગોરા લોકો "સ્ટીમર" કહેછે તેજ હોવી જોઇયે!—ઓ પેહેલવાન પીલતન! એવી એવી મુસિબતનાં પંજામાંથી પણ બનચ્યો, અને નસીબનાં જોરે ધારાપુરી સહિ સલામત જઈ પોંહોચ્યો! હવે તું ખ્યાલ કર અને વિચારી જો કે આ સઘળી આફતો મેં ફકત નામદારી મેલવવા માટે ઉડાવી હતી! અને છેલ્લે માહારા રંજનાં બદલામાં આ કિલ્લાની રખેવાલી મને આપવામાં આવીછે, જ્યાંહાં હું સુખ ચેન અને એશ આરામમાં માહારી જિંદગી ગુજારૂંછું!!"

કારભારીને પોતાની મુસાફરીનો હેવાલ આપતાં કાંઈ થોડી મેહેનત નહીં પડી હતી, કેમકે જે ધ્યાનથી મેહેરમસ્ત તેની ગરપછાંટો ભોળાંપણાથી સાંભળતો હતો તે જોઇ તેને ઘણુંજ હસવું આવતું હતું; અને એક વેળાતો જો તે સંભાળ નહીં રાખતે અને પોતાનાં હોઠ દાંતોની વચ્ચે નહીં દાબતે તો ખચીતજ હસઈ જવાતે. સબબ એ કે જે વખતે તેણે આગબોટની વાત શુરૂ કીધી તે વખતે મેહેરમસ્ત ઘણા જોસમાં આવી ગયા હતા, અને જાણે પેલા કારભારીનાં મગજે ચિતારેલું ખ્યાલી જાનવર તેણાની સામબેજ આવી ઉભું હોય તેમ વારેઘડીએ આ શૂરો સરદાર પોતાની બુઠી તરવારપર હાથ મેલતો, અને મોહડાંને તરેહવાર રીતે ફેરવતો હતો! અલબતાં આ દેખાવતો રડતાંનેબી હસાવે તેવો હતો, તો પેલો માતેલો કારભારી જેવો એક હસમુખો મર્દ એટલો વાર સુધી પોતાનું હસવું દાબી રહ્યો તે ખરેજ અચરતી ભરેલુંછે!

મેહેરજીભાઇએ કારભારી ઉપર ગુજરેલો રંજનો કિસ્સો ઘણીજ ગંભીરતા અને ધ્યાનથી સાંભળ્યો, અને પોતે પણ એવાં પાહાડી જાનવરો તથા બિહામણી બલાઓ જોવાની ઇનતેજારીથી બળવા લાગ્યો. તેણે અરજ કીધીકે જેમ બને તેમ જલદીથી તેને સિપેહસાલારનો ખેતાબ બખશવો, કેમકે દુન્યામાંથી જે આફતો, જાદૂગરો અને તલેસ્માતો તથા દેવ જિનોને ટાલવાનું કામ તેણે માથે લીધું હતું તે બજાવવામાં ઢીલ થવાથી આખી દુન્યાને ઘણોજ ગેરફાયદો થતો હતો!, પેલા કારભારીએ બામદાદ થતાંજ આપણા તેહેમતનને તેની ઉંમેદમાં પાર પાડવાનો વચન આપ્યો.

હવે રાતનો વખત થયો હતો, અને જમવા બાદ એક નાહાનો જેવો આ-

રડો મેહેરમસ્તને તેની સુવાની જગા તરીકે દેખાડવામાં આવ્યો. મેહેરમસ્તે તો સાફ ના પાડી કે "જંગીઓ કાંઇ નરમ બિછાના ઉપર સુવાને તથા એશ આરામમાં પોતાનાં દિવશ ગુજારવા માટે જનમ્યા નથી. માટે આ રાત્રે હું કાંઇ આસાએશ લેનાર નથી, પણ તમોએ આજે માહારી જે મેહુમાનદારી કીધીછે તેનાં બદલામાં આજની રાત હું આ કિલ્લાની નેગેહબાની કરીશ!"

કારભારીએ અને પેલી ઓરતોએ ઘણુંબી સમજાવ્યું પણ આપણા જુદ્દી જંગી એક વેળા જે ના પાડે તે ફરીથી હા તે કેમ થાય? ઘણીએક રિકઝિક આમન સામન થઇ પણ મેહેરમસ્તે પોતાનો ઠેહાવ અને વિચાર ફેરવ્યો નહીં. છેલ્લે જેમ તેની મરજી પડે તેમ કરવાને કારભારીએ રજા આપી. જે બંગલામાં મેહેરજીભાઇએ ઉતારો લીધો હતો તેનાં આગલા ચોકમાં એક મોટો કુવો હતો. આ કુવાની અંદર અકસ્માતથી કોઇ નહીં પડે માટે તે ઉપર એક મોટું લાકડાંનું ઢાંકણ ઢાંકવામાં આવ્યું હતું અને જ્યારે કાંઈ કામ પડતું ત્યારે તે ઉંચકતા હતા. આ ઢાંકણાંની ઉપર મેહેરમસ્તે પોતાની તરવાર, ગુરજ ઇત્યાદિ હથિયારો મેલ્યાં અને માથાં ઉપર પાછી પેલી કાંસિયાની કોલાહ શોભાવી એક હાથમાં ઢાલ લઇ બંગલાનાં ચોકમાં પોહરો ભરવા માહડ્યો.

મેહેરમસ્ત ઘણાજ રોબ અને અક્કડથી ચાલતા અને પોતે હુશિયાર છે એવું દેખાડવા ઘડી ઘડી લાંબે સાદે ખંખારતા હતા. કારભારી પેલી ઓરતોને સાથે લઇ બંગલાની અગાસી ઉપર બેસી સઘળો તમાશો જોતો હતો. નજદિક અગિયારનો અંમલ થયો હતો; ચંદ્રમા પુર રોશનીથી ચોતરફ ચમકાટ ફેંકતો હતો! ગોયા ફીરોજાનાં રંગનાં ગલિચા ઉપર હીરા ગોઠવ્યા હોય એવો દેખાવ તારાઓનાં ચળકવાથી આકાશ ઉપર દીસતો હતો! પવનની થંડી લેહેકી રાતની સિઆહીનો લાભ લઇ દરખ્તોને બોસ્સા લેતી હતી, તથા સણસણાટ ભર્યા આવાજથી ગોયા તેઓનાં કાનમાં કાંઇ વાત કેહતી હતી! મેહેરમસ્તનાં મગજમાં કુદરતનાં આ ખુશનુમા ચિત્રથી તરેહવાર વિચારો આવવા લાગ્યા, અને સુરતી મોહોવડાંની મિઠી કેફ ભેજાંમાં ચઢવા લાગી. આથી મેહેરમસ્ત પુર શોખ અને જોશમાં આવી ગયા, અને ધુજતા ખોખરા સાદે પણ ધીમી તાલ ઉપર ગાયન ગાવાનું શુરૂ કીધું.

ગઝલ—(સોરઠની.)

શું હસ્તીને શોભાવેછે માહાતાબી આવી રાત,
એક લેહેજામાં મન માહારૂં લૂટી લે લોભાવી રાત.
ખુશનુમા ખિલી ચાંદની ખુશરંગ ખિલ્યાં ફુલ,
રોશનીથી સિતારાઓએ સારી શોભાવી રાત.
દુન્યાને લેબાશ આપ્યો સિઆહ રાતે છે કાળો,
આવી ફલક પર ફરશ આસમાની બિછાવી રાત.
શું કામની આ રાત ને શું કામનો આ રંગ,
માશુક વિના તેં કેમ ખોદા આ બતાવી રાત.
શેહેરનાજ પાસ લઇ જા પવન પેગામ તું માહારો,
કે મુજને સિવાયે તેનાં નહીં આવી ભાવી રાત.
માશુક વિના મુજને નથી આરામ રે એક પલ,
બસ દિલતો માહારૂં ગયુંછે હવે આ લૂટાવી રાત.

"શેહેરનાજ" અને "માશુક" આ બે બોલ ગાતાં ગાતાં પણ મેહેરમસ્તે ઘણોએક ભાર મુકયો હતો. હજીતો તેનું ગાયન પુરૂં થયું ન હતું એવામાં એક ઘોડાવાળો હાથમાં ડોલ અને દોરડું લેઇ પાણી ભરવા સારૂ કુવા ઉપર આવી લાગ્યો. તેને જોતાં વાર મેહેરમસ્ત ગાયન અધુરૂંજ મેલી ઊભો રહ્યો. ઘોડાવાળાએ આવી ચાહ્યું કે કુવાનાં ઢાંકણાં ઉપરથી પેલાં હથિયારો એક તરફ મેલી ઢાંકણું ઊંઘાડી પાણી ભરે; પણ જેવો તેણે હથિયારોને હાથ લગાડ્યો કે મેહેરમસ્ત બાંગ મારી બોલ્યો "ઓ બદબખ્ત, બેઅદબ પેહેલવાન! ખબરદાર રેહ અને તાહારાં સરકશી ભર્યાં કામથી પાછો હઠ, અને આવી હુલ્લડાઇથી હાથ ઉઠાવ! અગર કોઇબી, પછી તે માણસ હોય કે જિન, પલિદ હોય યા જાદૂગર, કોઈબી માહારાં હથિયારોને અડકી અથવા માહારા હોકમ વગર ઊંચકીને મને અપમાન લગાડશે તો ખોદાને હાજર નાજર જાણી, માહારા પેહેલવાની આચારનાં સોગંદ લેઇને કહું છું કે તેની આવી બદ ચાલનાં બદલામાં તેનો જાન હું હવાને હવાલે કરીશ!" ઘોડાવાળો, જે જાતે દુબળો હતો અને મેહેરમસ્તની દેવાનગીથી કાંઇએક વાકેફ હતો, તેણે મેહેરમસ્તની આ ધમકીની કાંઇજ દરકાર નહીં કરી, અને "હેલો ગાંડો પારહો!" એવું બોલી મેહેરમસ્તનાં હથિયારો ઉંચકી એક બાજુએ ફેંકયાં. આ જોતાંજ મેહેરજીભાઇનો પિત્તો ઉછળી આવ્યો અને ગુસ્સાથી તેનાં હાથ ધ્રુજવા લાગ્યા. તેણે પોતાની આંખ આસમાન તરફ ફેરવી, અને જાણે તેની માશુક સુખલી અથવા તેનાં પોતાનાં બોલોમાં બોલ્યે તો શેહેરનાજ વાદળાંમાં દીસતી હોય એવી રીતે બોલ્યો, "ઓ માશુક મનપસંદ! ઓ પ્યારી શેહેરનાજ! આ જો તાહારા ગરીબ આશક ઉપર આ કેવો સિતમ! ઓ! આ કેઇ તરેહનો જુલમ! દિલરૂબા માશુક! આ વખતે તું તાહારી દુવા અને મોનાજાતોથી મને મદદ કર! અય યઝદાં! ખુદાવંદે આલમ! બખ્શ તું મને માહારૂં તમામ કુવત અને તાહારી ફિરોજગરીથી આ દુશમન ઉપર મને ફતેહ બખ્શ!" એટલું બોલી જુસ્સાથી ઢાલ લીધી અને બંને હાથે પેલો જુનો ભાલો ધરી એક એવો તો સખત ગોદો ઘોડાવાળાને માર્યો કે તે બિચારો ઘુમરી ખાઇ જમીન ઉપર તુટી પડ્યો! જો એવીજ એક બીજી જરબ મેહેરમસ્ત તેને લગાવતે તો નિશ્ચયજ હતું કે ઘોડાવાળાને માટે વૈદને પણ બોલાવવાની જરૂર ન પડતે! પણ નહીં, આપણા જંગીને તો ફકત દુશમનને જમીનદોસ્તજ કરવો હતો, તેથી ફરીથી ભાલો ઉંચકવાનો વિચાર તેણે નહીં કીધો અને ભારે ધીરજથી પાછી ઢાલ પિઠ ઉપર ઓળવી, પેલાં હથિયારો કુવાનાં ઢાંકણ ઉપર મેલી જાણે કાંઇજ બન્યું નહીં હોય તે પ્રમાણે હાથમાં ભાલો લેઇ થંડે પેટે પોહરો ભરવામાં મશગુલ થયો. થોડી વાર પછી એક બીજો દુબળો પાણીનેજ માટે કુવા પાસે આવ્યો. પોતાના જાતભાઇ ઉપર જે પીડા પડી હતી તેથી તે તો તદનજ અણજાણ્યો હતો, તેથી બેધડક મેહેરમસ્તનાં હથિયારો ઢાંકણાં ઉપરથી ઉંચકવા ગયો. બહાદૂર પેહેલવાનતો તપેલાજ હતા તેથી એક પણ સોખન

બોલ્યા વગર પાછો ભાલો લેઇ તેનાં આંગ ઉપર ધસ્યા ગયા, અને પેહેલાનીજ માફક તેનેબી જમીન ઉપર પાડયો. પડતી વેળા તે બાપડાએ એક ચીસ પાડી, જેથી તે હવેલીમાં જેટલા ઘોડાવાળા, માલી વગેરે ચાકરો હતા તે સઘળા દોડી આવ્યા, અને પોતાનાં બે સાથીઓને જમીન ઉપર હાવી હાલતમાં પડેલા જોઇ એટલાતો ચીરડાઇ ગયા કે સર્વે જાણ મેહેરમસ્તને મારવા દોડયા ; પણ તેનો રોબ અને અક્કડ તથા હાથમાં હથિયારો જોઇ, દૂરનાં દૂરથીજ પથરા, બાટલીઓ અને લાકડાંનાં કટકાનો વર્ષાદ તેનાં ઉપર વરશાવા માંડયો. જેમ બને તેમ મેહેરમસ્તે ઢાલથી પોતાનો બંચાવ તો કીધો; અને જોકે કેટલાક પથરા આબાદ તેને વાગ્યા હતા, તોપણ કુવા પાસેથી તે જરા ખસ્યો નહીં. ભાલો પડતો મેલી તલવાર હાથમાં પકડી, અને બાંગ મારી પેહેલાંનીજ માફક શેહેરનાજની મદદ ચાહી મોટેથી પોકાર મારી બોલ્યો, " આવો, આવો ઓ બરગસ્તા નસીબનાં કંગાલો ! તમારા જેવા હજારો બલકે લાખોને જેહાંનમમાં મોકળવા માટે માહારો એકજ હાથ કાફીછે ! અય નાપાકજાદાઓ, એક પલમાં તમો સઘળાઓને ખાક બરાબર કરી મેલુંછું ! "

હવે ગડબડતો અતિશય વધી પડી; કારભારી પણ બાહર આવ્યો અને સઘળાઓને ધમકાવીને કાઢી મેલ્યા. મેહેરમસ્તનાં દેખાવથી તેઓ બીધા હતા માટે મુંગે મોહડે પેલા ઘુંમરી ખાઇ પડેલા ઘોડાવાળાઓને ઉંચકી પોતપોતાને ઠેકાણે ગયા, અને તમામ સમાધાન થયું. કારભારીને મેહેરમસ્તનાં આ હદથી જ્યાદે વધેલા ચાળા ન ગમ્યા, તેથી જેમ તેમ કરી તેનું મન મનાવી વેહેલેજ રૂખસ્ત આપવા ધાર્યું. તેણે મેહેરજીભાઇને સમજાવ્યુંકે ત્યાંહાં કાંઇ ચોકી કરવાની જરૂર નથી, અને સવારમાં ખેતાબ આપવાની ક્રિયા કરવાનો જે ઠરાવ કીધો હતો, તેને બદલે તુરતજ તેને સિપેહસાલર બનાવવા કહ્યું. આ સાંભળી મેહેરમસ્ત ઘણાજ ખુશ થયા, અને કારભારીનું કેહેવું કબુલ કીધું; જેથી કાંઈ ઢોગસોંગ કરી તેને આ એલકાબ આપવાનું કામ સહુરૂ કીધું. કારભારી એક હાથ પોતાની કમરે ટેકાવી ખુબ અક્કડમાંજ ઉભો, તથા મેહેરમસ્ત તેની સનમુખ ઘુંટણ મરડયે પડી પોતાનું સર નમાવી બેઠા; તેમની બાજુએ ત્યાંહાંનો એક ભરૂચો બબરચી હાથમાં એક પુસ્તક લેઈ ગંભીર દેખાવે ઉભો રહ્યો. વળી પેલી સ્ત્રીઓ આ રમુજી ક્રિયામાં ભાગ લેવાથી બેનસીબ ન હતીઓ; તે બંને જણીઓમાથી એક જણી મેહેરજીભાઇનાં જમણા તથા બીજી ડાબા હાથ ઉપર પોતાનું હસવું મુસ્કેલેજ દાબતી ઉભીઓ હતી. હવે કારભારીએ મેહેરમસ્તનાં માથાં ઉપર હાથ મુકી, દબદબા અને ગંભીરાઈ સાથે પોતાનું ભાષાણ ચલાવ્યું. તેવણ બોલ્યા કે " ઓ નેકબખ્ત પેહેલવાન ! તેં આજ તુલીક તાહારા આચારને જેબ આપ્યો છે, તમામ જેહાંનમાં તું મશહુર થઈ ચુકયો છે, અને તેં જેજે બહાદુરીઓ કીધીછે, જેજે દલેરી અને હિંમતનાં કામો તેં બજાવ્યાંછે, તે સારૂં આજનાં મુબારક રોજે અને આ શુભ ચોઘડિયે, હું તું નામદારને "**સિપેહસાલાર**"-

નો માન ભરેલો ખેતાબ બખશું છું! આજ રોજથી, તું "**સિપેહસાલાર મેહેરમસ્ત ઓલપાડજંગ બહાદુર**"નાં નામથી ઓળખાશે! તાહારાં તનનાં કુવતથી અને તાહારી શમશેરની શક્તિથી દેવો અને જિનો માહાત થશે, જેહાનમાં દલેરો તાહારા પાંઉંની ખાક ચુમશે, અને હફ્તેકેશવર જમીનમાં તાહારા નામનો પોકાર જારી થશે! આમીન!! આમીન!!!"

આ રસીલું ભાષાણ જેમ તેમ પુરૂં કરી કારભારીએ પેલી સ્ત્રીઓને ફરમાવ્યું, કે મેહેરમસ્તની કંમરે તેની તલવાર બાંધે, જે કામ તેણીઓએ ઘણીજ ઝડપથી બજાવ્યું; પણ આ વેળા તેમને કાંઈ થોડી મેહેનત પડી નહતી, કેમકે મેહેરમસ્તનો દેખાવ, અને આ નવા સોંગથી તેણીઓને ઘણુંજ હસવું આવતુ હતું, અને વખતે વખત હોઠ દાંતો વચ્ચે દાબી રાખવા પડતા હતા. આ સ્ત્રીઓ તેની કંમરે તલવાર બાંધવામાં રોકાયલી હતીઓ, તે વેળાએ મેહેરમસ્તે તેઓમાંથી પેહેલીનું નામ પુછયું. તેણીએ જવાબ દીધો કે "જી માહારૂં નામ 'મક્કી' છે, અને હું 'વીલર વાવટી' નામની પાણી ભરનારીની દીકરી છું." મેહેરમસ્તે ફરમાસ કીધીકે હવેથી તેણીએ પોતાના નામ પાછલ 'બાનુ' એ બોલ વધારવો. બીજીનું નામ પુછયાથી તેણીએ જણાવ્યું, કે "મને 'ચાંદન ચાડિયન' નાં નામથી લોકો ઓળખેછે, અને માહારા બાપનું નામ 'કુમલો કારિયો છે." તેણીને પણ ઉપર જણાવ્યા મુજબજ બાનુંનો એલકાબ અખત્યાર કરવાની મેહેરમસ્તે અરજ કીધી. હવે આ કદી કોઇનાં જોવા અથવા સાંભળવામાપણ ન આવેલી એવી નવાઇ જેવી તથા હાસ્યકારક ક્રિયા પુરી થવા પછી, બહાદુર સિપેહસાલારે તુરતજ ત્યાંહાંથી રૂખસત થવાની ખાહેશ જણાવી; જેથી કારભારી, જે હવેતો મેહેરમસ્તની કઢંગી ચાલથી તદન કંટાળી ગયો હતો, તેણે તુરતજ થોડા શબ્દોમાં કાંઇક નશિયત દેઇ તેવણને ત્યાંહાંથી રૂખસત આપી. આપણા શેરમર્દ પોતાનાં સિંહના જેવા ઘોડા "પંજઅયેબ" પર સવાર થયા, અને એક સુભાષિત ભાષાણ કરી, ભારી અક્કડ અને દમામથી કારભારી અને પેલી ઓરતોને સલામ કરી, જાહોજલાલી અને દબદબા સાથે ત્યાંહાંથી આગળ પધાર્યા.

## પ્રકરણ ૪ થું.

### સિપેહસાલાર મેહેરમસ્ત ઓલપાડજંગનાં બીજાં મહાભારત કામો.

ખુશ મિઝાજ અને બેહદ મઘન થઇ જંગી દિલાવર આગળ ચાલ્યા. પોતાના આટલા ટુક વખતમાં "સિપેહસાલાર"ની ઉંચી પદવીએ પોહોચેલો

જોઈ, નહીં સમાય એવી ખુશીથી મેહેરજીભાઇની છાતી ઉછલતી હતી, અને હદથી જ્યાદે હર્ખથી તેમનું કલેજું જોશમાં નાચતું હતું. આ તમામ ખુશીમાં કારભારીની શિખામણ તેને યાદ આવી, અને થોડુંક નાણું તથા પોત્તાં કપડાં અને ઐક સારો ચાકર મુસાફરીમાં સાથે રાખવાની તેની ભલામણપર મેહેરમસ્ત વિચાર કરવા લાગ્યા. છેલ્લે ઘર તરફ પાછા પધારવાનો ઠરાવ કરી ઘોડાની લગામ પોતાનાં ગામડાં તરફ ફેરવી. પંજઅચેબ જાણે પોતાના ધણીની મતલબથી વાકેફ હોય તેમ ઘણીજ ઝડપથી પગલાં ભરવા લાગ્યો. સિપેહેસાલાર થોડુંક આગળ ચાલ્યા હશે, એવામાં કોઇનાં રડવાનો અને આજેજીનો આવાજ તેમનાં કાન ઉપર પડયો. કોઇ દુખિયારાનું દુઃખ ટાળવાની આવી સારી તક મલેલી જોઇ જે તરફથી પેલો શોકાતુર સાદ આવતો હતો તે તરફ ગયા; પણ ત્યાંહાં જુવેછે શું કે એક માતેલો ગામડિયો હાથમાં ચાબૂક લઇ ઉભોછે, અને પાસેનાં આંબાંનાં ઝાડ સાથે એક દુબરાનાં જવાન છોકરાને બાંધી તેને માર મારેછે. જેવો ચાબૂક તેની નાગી પિઠપર પડતો તેવોજ તે છોકરો રડી અને બુમો પાડી કેહતો, કે "ના ના હેઠ, માપ કરો! માપ કરો!—ઓ બાપા, હવેથી એવું નઇ કરાહ. તમે કેહો ટેટલું પાણી ભરાહ—ઓ! ઓ!"

મેહેરમસ્તની નજરે આ દેખાવ જેવો પડયો, તેવોજ તેનો પિત્તો ઉછલી આવ્યો; અને પોકાર મારી પેલા ગામડિયાને કહ્યું, કે "ઓ બેહુયા પેહેલવાન! શરમ અને લ્યાનતછે તું જેવા હિચકારા ઉપર, કે એક નાતવાન બિચારો જે પોતાનો બચાવ કરવાને તદન અશક્તછે તેની ઉપર તું એવો જુલમ ગુજારેછે. શેતાબીથી તૈયાર થા અને તાહારો બદચાલનું ફલ ચાખ!" એમ કહી ઝડપમાંજ ભાલો ઉંચકયો. આવા વિચિત્ર તોપણ કડક દેખાવની મૂર્ત્તિ જોઇ ગામડિયાનાં હાંજા લેવાયા, અને ધાસ્તીથી તેનાં હાથપગ ધ્રુજવા લાગ્યા. આ દેખાવ જોઇ મેહેરજીભાઇને ઓર વધારે હિંમત આવી, જેથી ઘોડો પણ તેનાં આંગ ઉપર ધસાવ્યો. આથીતો બિચારો ગામડિયો પુરોજ ઘબરાયો, અને ધાસ્તીમાંજ હળવેથી જવાબ આપ્યો, કે "હાબ આ પોયરો માહારો ચાકરછે, પણ એવોતો આલહુ—એવોતો આલહુ છે કે નઇ બોયલાનાં ઘણા ગુણ. ને મુરંબી વળી તે હાથે જરીક લઇ કરીને આથે ચમટીબી દેખું, ત્યારે ઉંતે હું કરૂં?—હહુરીનાં જમાઇએતો કાલે વળી બઉજ અતરૂં કરી મેલેલું; જરીક માટલાંમાં ગોરપાપડી માહારી ડોહીને વરે ઢાંકી મુકેલી તબી ઉંચકી ડપાટી ગીયેલો. તે હાબ અવે એવો તે જુલમ હોહાય તે કેમ ને વેઠાય તે કેમ? એ હેતાનજાદાને મારૂં નીતો હું કરૂં?—વળી જુવોની હેઠ, કેહકે "ચોરીને ઉપર હરજોરી," તેવી વાત ઇનીછે. મને આખાં વરહનો પગાર ગજે પડે,; ઇનું હત્યાનાહ જાય ઇનું ને ઇનાં બાપદાદાનું તે!" મેહેરમસ્તતો પેહેલેથીજ તપી ગયા હતા, તેથી આ ગામડિયાની ફર્યાદ સાંભળી તેમનો ગુસ્સો વધ્યો અને કોપાયમાન થઇ કહ્યું કે "ઓ લ્યાનતી ઠગ! શું તું આવી બે અદબી માહારી

રૂબરૂ કરવાની હિંમત ચલાવેછે કે? કસમછે મને માહારા પેહેલવાની ધર્મના, કે હરગીજ તુને હું જતો મેલનાર નથી. શેતાબીથી છુટો કર આ નાચારને, અને જે કાંઇ એનું માંગતું હોય, તે વાળી આપ, નહીંતો આજ ઘડીએ તાહારૂં સર જમીનની ખાક ચુમશે!" ગામડિયોતો એક સખુનબી બોલી શકયો નહીં, અને તુરતજ દુબરાને ઝાડથી છોડયો. મેહેરમસ્તે દુબરાને તેનાં શેઠપર શું માગતું હતું તે પુછવાથી તેણે દર માસનાં આઠ આણાને હિસાબે નવ મહિનાનો ચઢેલો પગાર માંગ્યો, જે મેહેરમસ્તે ગામડિયાને હુકમ કીધોકે તુરત ચુકવી આપવો. બિચારો ગામડિયો કગલાઈને બોલ્યો કે "હાબ, બે વારતો એનાં પગને વારો થીયો ત્યાર અમારા અજામ પાહે રૂમડી મુકાવેલી તેનાં દહ ઢોઢિયાં, અને એક વાર ઇને ચંપલ અપાવેલી તેનાં હાત આણા, એટલું કાપી લેઇને આપાહ." મેહેરમસ્ત રોબથીજ બોલ્યા: "બસ બસ, વધારે ટાહેળું હું નથી સાંભળવા માંગતો. તેં એને રૂમડી મુકાવી તથા ચંપલ અપાવી તેનાં બદલામાં આતો સખ્ત માર માર્યો એ પૂર્ત્તોછે. જો માહારો હોકમ નહીં માનશે તો ખાતરીથી જાણ કે જે હાલ તેં એનો કીધોછે તેજ તાહારોબી થશે." ગામડિયે એ કહ્યું: "અરે પણ માહારા મુરબ્બી, મારી હોડે હીયાંતો કાંઇઓ નથી. ઘેર જઈને અરધીએ અરધી ચુકવી આપાહ." દુબરો બોલી ઉઠયો "નાના ઉં કાંઇ તાહારી હાથે આઉં નઇ. લેજો કાંહાંથી નરમ ઘી જેવી વાત લાએવો! ઉં તાહારે ઘર આઉં કે તું મારો કાટલોજ કાઢી લાખે! નારે બાપા-મને હું કમબખ્તી લાગેલી જો!" મેહેરમસ્તે સમજાવી કહ્યું: "નહીં, નાદાન છોકરા, તું તાહારા શેઠની સાથે જા. એ તુને કાંઈ પણ ઇજા કરનાર નથી. હું એની પાસેથી એનાં પેહેલવાની ધર્મનાં સોગંદ લઈશ, જેથી એ તને કાંઈ દુઃખ પોહોંચાડી શકનાર નથી." દુબરાએ કહ્યું "અરે તમે એક મેલીને હતર ધરમનાં હોગંન ઈની પાહેથી લીઓ તોબી ઉંતો ની જાઉં.—એ કાંઈ પેહેલવાન નથી, એતો એલો 'ભગવે'નો 'કાઉ કડક'છે. જો માહારૂં મોહુત આવેલું તોજ ઈનો ભરોહો કરૂં!" મેહેરજીભાઈએ જવાબ દીધો, "એ જે હોયતે હોય, પણ એક વેળા એણે સોગંદ લીધા પછી એ ફરનાર નથી." આ સાંભળી ગામડિયાને પણ જરા હિંમત આવી તેથી સાધુ થઈ બોલયો, "નારે બાપા! લેજો, કોઈ હોગંન લેઈ ફરતું ઓહે! ઓ 'ભગલા,' જોને તું ચાલ મારી હાથે, તુને હંધું ચુકવી આપુ." મેહેરમસ્ત આ સાંભળી ખુશી થયા અને ભગલાને કહ્યું, "જો તાહારો શેઠ વચન આપેછે, તું બેફિકર જા." પછી પેલા ગામડિયા તરફ ફરી ડીંગ મારવા લાગ્યા કે "ઓ બદબખ્ત! તું ખુબ ખબરદાર રેહજે અને તાહારા કોલ ઉપર ચાલજે. જો તેં આ છોકરાને તેનું નાણું ચુકવી નહીં આપ્યું એવું માહારા સાંભળવામાં આવશે તો તાહારો જીવ લેવાને હું કંમર તંગ કરીશ! હું દુન્યામાં વખણાયલો, હજારો આફતોનો ટાળનાર, જિનો અને દેવેનો દુસ્મન, તલેસ્માત અને જાદુઇનો તોડનાર, દલેર પેહેલવાનોને શિકસ્તનો આપનાર સિપેહસાલાર

મેહેરમસ્ત ઓલપાડજંગ બહાદુર છું !!" એમ કહી ઘોડાને એડમારી ચાલતો થયો. મેહેરમસ્ત જયાંહાં તલક નજરથી તદન બેમાલુમ થયો ત્યાંહા તલક ગામડિયાએ જોયા કીધું અને પછી પેલો દુબરાનો છોકરો જેનું નામ "ભગલો" હતું તેની તરફ ફરીને કહ્યું: "આમ આવ પોઐરા, આમ આવ, તું જરીક પાહેઆવ, તુને હંધું ચુકવી આપું-હમજેલો? પેલો મરકુટિયો હેડીયો કહી ગીએલો કની, તેથી તેનો હોકમ માનવો જોઈયે." એમ કહી પાછો ચાબૂક હાથમાં લીધો. ભગલાએ ઘબરાઈને કહ્યું: "હું તું મારવાનો કે? તુએ પેલા મોટા હેડને હોગંન આપેલાને અવે ફરે કે?" ગામડિયાએ કહ્યું: "નારે બાપા, ફરે હું? એતો કની તે ઓલા જબરદહ્ દેવજાદાની તાહારી ઉપર બઉ મેહેરબાનીછે તેથી કરીને તુને તાહારૂં હંધું માંગતું વ્યાજ હુદ્ધાં ચુકવી આપું." એમ કહી ભગલાને પાછો ઝાડ સાથે બાંધી પેહેલાં કરતાં પણ વધારે ચાકરી કીધી, અને પછી તેને છુટો કરી હસતાં ટકોરમાં કહ્યું કે "જા અવે હીધો જઈને તારા મોટા હેડને કહેકે હેલા કાઉ કડકે હંધું વ્યાજ હાથે ચુકવી આપેલું"! ગરીબ બિચારો ભગલો, નાઉમેદ થઈ-ચચરતો બરડો લઈ તેની અને તેના બાપ બપાવાની જાત બુનિયાદને ગાળો દેતો નીચી ડોકે ચાલતો થયો!

હવે જંગી મેહેરજીભાઈ મનમાં મઘન થતા ઘર ભણી ચાલ્યા. રસ્તામાં વારે ઘડીયે પોતાની "સુખલી"ને યાદ કરતા, અને એમ કેહતા હતા કે "શેહેરનાજ! શેહેરનાજ! તું ખરેજ સર્વ ઓરતોમાં કિશ્મતદાર છે, કે મેહેરમસ્ત ઓલપાડજંગ જેવો બાહાદુર અને વફાદાર પેહેલવાન તુ પરીની પરસ્તેશમાં દમેદમ મશગુલ છે! હા! શેહેરનાજ—માહારી મિઠીમાશુક! આજે તાહારીજ મોહબ્બતનાં કૌવતથી મેં એક નેક કામ બજાવ્યું, અને એક સંગદિલ કસાઈનાં હાથમાંથી એક નાચારને છોડવ્યો." મેહેરજીભાઇ થોડુંજ જાણતા કે જેને તેવણ બલામાંથી મોકલો કરી આવેલા સમજતા હતા, તે તેવણનીજ બેવકુફાઇથી ફરીથી તેજ આફતમાં પડયો હતો.

તરેહવાર અંદેશામાં આગળ ચાલતાં એક જગા પર જયાંહાં ચાર રસ્તા મલ્યા હતા ત્યાંહાં મેહેરમસત આવી પુગ્યા, અને જેમ કદીમ જમાનામાં જંગી પેહેલવાનો એવી જગાઓ પર ઉભા રહી કયો રસ્તો લેવો તેનો વિચાર કરતા હતા, તેમ પોતે પણ એજ ગોર કરતા ઉભા, અને સેવટે પેહેલવાની રસમ મુજબ પોતાનો ઘોડો જે તરફ લઇ જાય તે તરફ જવાનો ઠરાવ કરી હાથમાંથી લગામ મેલી દીધી, જેથી પંજઅયેબે સરેસ્તા પ્રમાણે ઘરનો રસ્તો લીધો. આસરે બે એક ગાઊ ચાલ્યા હશે, એવામાં દુરથી અનાજ લઇ વણજાર આવતી તેમની નજરે પડી. હવે મેહેરજીભાઇએતો આગલ સેંકડો વેળા હાવી વણજારો જોઇ હતી, તો પણ તેમનાં ફરી ગયલાં ભેજાંમા આ કાંઇ નવોજ દેખાવ દિસ્યો. તેવણનાં દર્દે મગ્જે આ વણજારને દુસ્મનનાં લશ્કરનો આકાર આપ્યો, જેથી પૂર દમામથી બરાબર બેશી તેઓની સામે ઘોડો ઉભો કીધો.

આ અજાયબ દેખાવથી વણજાર પણ ઉભી રહી, અને મેહેરમસ્ત બાંગ મારી બોલ્યા કે "સબર સબર ઉભા રહો; સઘળા એક આવાજે કહો કે પરીસુરત મેહેરનાજનાં જેવી જેહાનમાં બીજી કોઇ નથી.—અગર નહીં કેહશો તો રોજે કયામત તલક તમને અહિંયાંથી ખસવા દેનાર નથી." આ સાંભળી વણજારનાં વડાએ તુચ્છકારથી કહ્યું. "અરે ચાલ, બહુતો રેહ. તુને ને તાહારી હેરનાંને હું કેઉ! બેઉ જાહાંનમમાં કાંની પડતાં." આસોખન સાંભળતાંજ મેહેરમસ્તે ભાલો ઉંચકયો અને તેઓપર હોમલો કરવાનાં ઇરાદાથી ઘોડાને એડમારી, પણ બિચારાનાં કમનસીબે પંજઅયેબે રાબેતા મુજબ ઠોકર ખાધી, અને આપણા શૂરા સિપાહસાલાર તેમનાં બહાદૂર ઘોડા સમેત જમીન ઉપર લેટી પડયા! તેવણે પાછા ઉઠવાને ઘણાંબી ફાંફાં મારયાં પણ અફસોસ સઘળાં ફોકટ ગયાં. તેમની ઢાલ, તલવાર, પુઠાંની ટોપ, માથાંપરની કાંસિયાની કોલાડ, અને કોચરાનાં સાલનું કિટાયલું બખ્તર, એ સર્વેનાં ભાર હેઠલ મેહેરજીભાઇ દબાઇ ગયા; તોપણ ઘણાજ ગુસ્સાથી બોલવા લાગ્યા: "નો નાહસો, નો નાહસો, બદકેરદાર દેવો! મને ઉઠવા દેઓ, અને પછી જુઓ કે તમારા શો હાલ થાયછે." આથી વણજારાઓમાંનો એક જે જરા મિઝાજનો તિખો હતો તેને રીસ ચઢીં, અને મેહેરમસ્તનોજ ભાલો લઇ તે વડે આપણા જમીનદોસ્ત થયલા સરદારને સારી પેઠે ઝુડી નાખ્યો. મેહેરજીભાઇનાં અંગ ઉપર બખ્તર હોવા છતાં તેને ઘણુજ વાગ્યું, અને તમામ બદન ઉપર સડ પડી આવ્યા. જોકે એટલો માર આ કમનસીબ સિપેહસાલાર પર પડતો હતો, તોપણ તેનું મોહડુ મુગું થયુ નહતુ. તે પુર જોશથી વણજારાઓને ગાળો દેતો, અને પાંજરાંમાં પકડાયલા વાઘની પેઠે બરાડ મારતો, તથા પોતાનાં દુસ્મનો પર આસમાન તોડી પાડવાને બિહવડાવતો. આખરે મારતા મારતાં વણજારો થાકી ગયો, અને છેલ્લે એક જબરી લાત ઝાડી ચાલતો થયો. તેના ગયા પછી મેહેરમસ્તે ઊઠવાને ફરીથી યત્ન કર્યો, પણ નહી.—જયાંહાં સારી હાલતમાં તેનીથી ઉઠી બેસાયું ન હતું, ત્યારે હાવો કઠણ માર પડયા પછે તેનાંમાં એટલી શકિત તે કયાંહથી હોય! ગરીબ બિચારો મેહેરમસ્ત તે શું કરે? આટલો બધો માર ખાઇ મુગો બેઠો, અને મનને ધિરજ આપવા લાગ્યો કે એવી સખ્તી પડે ત્યારેજ ખરો પેહેલવાન કેહવાય, અને હંમેસાં એ કરતાં પણ સખ્ત સેતમ શૂરાઓ પર પડેછે. એવું એવુ બોલી આ ગુજરેલા જુલમાતનો બધો જોખમ પોતાને મ.થેથી ઉતારી, તકસોર પોતાનાં રેઢિયાલ પંજઅયેબની કાઢી.



# પ્રકરણ ૫ મું.

## આપણા જંગી દલેર પર ગુજરેલી વધુ જશાનું બયાન.

દુખતાં શરીર અને ચસક મારતા સાંધાઓથી વગર હાલવે ચાલવે મેહેર-મસ્ત જમીન ઉપર પડી રહયો, અને સરેસ્તાં મુજબ પોતાનાં દુ:ખનું નિવારણ કરવાનો ઉપાય પુરાતન જમાનાનાં જંગીઓ પર ગુજરેલા હાદેસાઓનાં વિચાર થી કરવા લાગ્યો! તેના દર્દી ભેજાંએ તુરતજ રૂસ્તમને હાથે જખમી થઈ પડેલા સોહરાબનો ચિતાર આપ્યો, જેથી પોતાનું સઘળું દુ:ખ ભુલી જઈ, જે પ્રમાણે શાએરાન શાએર અમર ફેરદુસી તુસીએ પોતાના કિંમતી પુસ્તક શાહનામામાં તે પીલતન નોજવાન દલેરને તેનાં બાપનાં હાથ ઉપર જખે થઇ "ચશ્મો આબથી ભરે" એવા અસરકારક શબ્દોમાં જારી અને માહાતમ કરતો ચિતારયોછે, તેજ બોલોમાં આપણા કડક જંગી પણ રૂદન કરવા લાગ્યા કે "અફસોસ આ ટુંક ઉમરમા માહરી શું હાલત થઇ? ભર ઉમેદમાં હું અહિંયાં આવ્યો પણ સદ અફસોસકે હવે ખાલી હાથે અને આસા ભર્યા દિલથી પાછો જાઊંછું! અફસોસ માહરી જવાની ઉપર કે હજીતો જિંદગીનો મધુર રસ ચાખ્યો નથી તેટલાંજ જમ મને ધસડી જાયછે!"—અહિંયાં જાણે દમ ભરાઇ આવ્યો હોય તેમ થોડી વાર થોભી આપણા કાકા કડકે વલી પોતાનુ દાસ્તાન લંબાવ્યું.—"ઓ બદકાર બુરા જમાના! અગર માહરા ગોલાબી બદનને આખેરસ ધુલમાં કચડી નાખવાનીજ તાહારી ખાહેશ હતી તો શું કામ મને દુન્યાઇ લાલચની જાલમા ફસાવયો? ઓ બેરેહમ સેતમગાર આસમાન! અગર તાહારા ગજબની ચકકીમાં માહારાં પાહડ જેવા તનને પિસી નાખવાનીજ તાહારી નેમ હતી તો આ જોર અને જવાની દોલત અને દરજજો, જાહોજલાલી અને હશમત, એ સૌ શું કામ મને આપ્યું! અરે! અગર આયજ ફેજે પોહોચવું માહારા કિસ્મતમા સરજેલુ હતું તો, ઓ માદર! તું મને જનતે નહીં તેજ ભલું હતું!" એ મુજબ સોહોરાબનુ આખું રૂદન બડબડવા માડયું. તેની દેવાનગી હવે તો એટલી બધી વધી ગઇ હતી કે તે પોતાને ખરેખરજ સોહોરાબ સમજવા લાગ્યો, અને જાણે સીનામાં જખમ બહુ કારી લાગવાથી તરફડયા મારતો હોય તેમ જમીન ઉપર થોડા અછાડા પછાડા મારી, વલી મંડાણ માડયું: "ઓ રૂસ્તમ ઓ સંગદિલ બાપ! તેં આ શું કીધું? અરે કેમનહી તુને માહારા હાલ ઉપર રેહેમ આવી?—ઓ માદર! માયાળુ મિઠો માદર! હવે તાહારા બેટાને તું કયાંહાં જોશે?—" હજી તો તે આગળ બોલતો હતો, એવામાં એક ગામડિયો પારસી, જે મેહેરજીભાઇનો પડોસી હતો તે પોતાનાં દમણિયાંમાં બેસી ત્યાંહાં

થી જતો હતો, તેના કાનપર મેહેરમસ્તનાં ઉપલા છેલ્લા શબ્દો પડયા; જેથી દમણિયું ઉભું રાખી, તેની પાસે આવી પુછવા લાગ્યો કે તે કોણછે અને શામાટે રડેછે? આ ગામડિયા ગમારને રૂસ્તમ પેહેલવાન સમજી મેહેરમસ્તે કહ્યું "ઓ રૂસ્તમ! શું તું નથી જાણતો કે હુ તાહારો બેટો સોહોરાબછું? માહારી માદર સમનગાનની શાહજાદી તેહેમીનાએ તાહરી ખાતરીને માટે જે મોહોરો માહરી બાજુપર બાંધ્યોછે તેતું ખોલીને જો, અને ઓ રૂસ્તમ, તું ખાતરી કરકે હું સોહરાબ છું કે કોઇ બીજો?" આ ભાષાણથીં ગામડિયાજીની અજાયબીનો તો કાંઇજ પાર રહ્યો નહી, તોપણ હિંમતથી મેહેરમસ્તનાં મોહડાં પરથી પેલી પુડાંની ટોપ જે ભાગી ગઈ હતીતે છોડી, તેના મેલા ચેહેરા પરથી ધુલ નુછી અને તુરતજ તેને ઓળખી બોલી ઉઠયો કે "હાય હાય? મેહેરજીઆપા આતે હું થયું? અરરર! આ તમારી હીવલે? ધુલમા ખડાયલા લચરાયલા કીફા પડ્યા ઓહે—કાંઇ કોઇએ કરીબરી મુકયું કે હું? કે મુઠ બુઠ મારી? કે હેતુ ઉટ્યું લુટયું થએલું?" આ સગળાનો જવાબ ફરીથી મેહેરજીભાઇએ સોહરાબનાં બોલોમાજ આપ્યો કે "પ્યારા પિદર રૂસ્તમ, તાહારા સોહરાબનો તેજ આ હાલ કીધો! અફ્રસોસ કે તુંજ તાહરા બેટાનો દુસ્મન થયો!" ગામડિયાએ કહ્યું: "અરે બાપા, રહતમ કોણ ને હોરાબ કોણ? એ તમે બકોતે હું ને લવોતે હું? ઓ ભાઇ ભાઈ, આતો કેથુ ગાંડું માણીખ દેખું—રહતમને ગુરથમાન બેહુસ, ને હોરાબને હાથે—ને તમારા દુહમનને લઈજાએ જમ? એતમે હું બોલો? ચાલો ચાલો ઉઠો, ને ઘરે ભણી ચાલો; તીફા કુમલી કોકટ વાટ જોતી ઓહે." એમ કહી મેહેરમસ્તને ઉચકી પોતાની સાથે દમણિયામાં બેસાડયો, અને તેનાં સર્વે હથિયારો એકડાં કરી ઘોડાની પિઠ ઉપર લાવી લગાન ગાડીની પાછલ બાંધી, ગામડાંની તરફ બલદ હાંકયાં. રસ્તો ઘણો માઠો હાલતમા હોવાથી બહુ આચકા લાગતા હતા, જેથી મેહેરમસ્તને ઘણુંજ દુઃખ થવાથી તે બાપડો વારે ઘડીએ હાય અને અફ્રસોસ કરતો હતો. આથી પેલા દયાળુ ગામડિયાને લાગી આવ્યું અને તેણે હલવે રહી ફરીથી આ દુઃખનું કારણ પુછયું મેહેરજીભાઇ સોહરાબનું દાસ્તાન તો તદનજ ભુલીગયા, પણ પોતાની હાલતને બરજોર જયારે ફરામરજનાં હાથમાં કેદ પકડાઇ ઇરાન તરફ જતો હતો તેનીસાથે સરખાવી, પોતાને બરજોર બનાવ્યો અને ફરામરજ તરીકે ગામડિયાને સમજી શાહનામાનાં અસલી બોલોમાં જવાબ વાલયો કે "નેક બખ્ત ફરામરોજ હવે જે થવાનું હતું તે થયું હું તાહારે હાથે આજેજ થયોછું તાહારી મરજી પડે ત્યાંહાં મને લઇચાલ, હું આવવાને રાજીછું હા! કેવું જુલમગાર આસમાનછે કે આટલા વખતમાં બરજોર જેવા બહાદુર જંગીને જેર કીધો!" ગામડિયાએ ખાતરીથી જાણ્યું કે મેહેરજીભાઇનું મગજ ખરેખરજ ખસી ગયું છે, તેથી જેમ બને તેમ બદલિયા જલદીથી દોડવા લાગ્યા, કેમકે મેહેરમસ્તનાં ઘેલાંપણાથી તેનામાં કાંઇક ધાસ્તી પેઠી હતી. તેને મુગો બેઠલો જોઇ મેહેરમસ્તે બયાન આગલ

કરવા માંડયું—" બોલ, બોલ, ઓ તેહેમતન ફરામરજ ! તું મને કયાંહ લઇ જાયછે? અને શું કરવા ચાહેછે? જો તાહારી મરજી હોય તો અહિંયાંજ કતલ કર. હવે મરવું અને જીવવું બરજોરને સરખુંજ છે." આ ભાષણથી ગામડિયા ભાઇનું પાકી આવ્યું, તેથી બોલી ઉડયો: "મેહેરજી બા, તમે કોણની હાથે બોલો? ઉં કાંઇ ફરામરોજ બસમરોજ નથી જો. ઉંતો કેની તે લઇ કરીને તમારો પડોહી બેહેલો બામખુ' છેઉં; ને તમે કંઇ બરજોર નથી, તમે તો મેહેરજી-ભાઇ ઓલપાડવારા છેઓ. બાપા, અવે ઘર પાહે આએવું, એવું ઘેલું ટાહેળુ નોકરો નહીંતો ઘરમાં પોએરાં ઘભરાહે." આ સાંભલી મેહેરજીભાઇએ કહ્યું: "હું સારી તરેહથી જાણુંછું કે હું કોણછું. તમામ આલમનો સરદાર, તુરાનીઓનો તુરો, અને અફરાસિયાબનો ખાસ સિપેહસાલાર આલમ આશકાર બહાદૂર દલેર છું !"

હેવીજ તરેહની બીજી તરેહવાર ઘેલી ઘેલી વાતો કરતા સાંઝને વખતે તેઓ ગામડે જઇ પોંહોચ્યા. અસ્ત થતા સુરજનાં કિરણથી આસમાન પર ગોલાબી અને સોનેરી રંગનાં વાદળાંઓનો સણગાર શોભી રહ્યો હતો. જમીન ઉપર લિલોત્રીનો ખુદરતી ખુશનુમા ગલિચો આંખોને ટાહાડક આપતો હતો, અને તેપર નાહના નાહના રમતિયાળ બોકલિયાં પોતાની નંમ્ર માની આસપાસ કુદ-કલાં મારતાં હતાં. ગોવાળિયો હાથમાં વાંસળી લેઇ સાદા પણ મધુર રાગો વગા-ડતો બેઠો હતો. એક તરફથી તાપી નદીનો એક ફાંટો સણસણાત કરતા નરમ આવાજે વેહતો હતો. સાદા પણ શોભીતા પોશાકમાં ગામડાંની સુંદર ગોરીઓ માથે પાણીનાં ભરેલા ઘડા લેઈ પોતપોતાંમાં ખુશ મસખરી અને મજાક કરતી નાજ અને નખરાંથી ઠણક મારતી ચાલતી હતીઓ. નદીને કાંઠે સફેદ લાંબી ડોકનાં બગલાં કોઇ બેનસીબ માછલાંનાં દેખાવની વાટ જોતાં વિચારમંદ અને ગંભીર ઉભાં હતાં. પક્ષીઓ પોતાનાં ખોરાકનો છેલ્લો દાણો ચાંચમાં લઈ માળાની તરફ ઝડપથી ઉડતાં જતાં હતાં. રસ્તા પર દમણિયાનાં ખડખડાટ સાથે બલદોનાં ગળાંમાં બાંધેલા ઘાંટ અને તેમનાં હાંકનારાઓનો આવાજ આવતો હતો. ઉંચાં ઝાડોનાં લાંબા છાંયા જમીન ઉપર પડયા હતા. ગોયા તમામ હસ્તી સૂર્યનાં અસ્ત થવાનાં દેખાવથી મસ્ત થઇ ગઈ હતી. મેહેરજીભાઇ પોતાની તમામ પેહેલવાની ભુલી જઇ આ ખુશનુમા ચિત્ર જોવામાં ગુંતાયો હતો, અને ગામડિયાએ પણ કુદરતનો આ રળિયામણો દેખાવ જોઇ અજાયબી અને હર-ખથી આંખો ઉંઘાડી અને મોંહ વલ્લું રાખ્યું હતું.

હવે આપણે મેહેરમસ્તને અહિંયાંજ પડતો મેલી તેનાં ઘરની તરફ થોડુંક ધ્યાન આપ્યે. મેહેરજીભાઇનાં બે જાની દોસ્તો "મોઠીદારૂ અંધિયારૂ" અને તે ગામડાંનો સુથાર "ભીમ ભેસાણિયો" બંને ત્યાંહ બેઠા હતા, અને કુમલી કોકટ તેમને મોટે સાદે મેહેરજીભાઇનાં અચબુચ ગુમ થવા વિષે કેહતી હતી કે "મરી જાયરે મુવા કાહાણી કિસ્સાનાં લખતાઓ! એજ ઓંજયાનાં જણ્યાઓએ

કાકાનું ભેજું ફેરવી મુકયુંતો. બાવા મોઠીદારૂ, હું માહારાં દુઃખની તમોને શું વાત કેહું? રડતાં અને માથું કુટતાં એમજ આખી રાત કાઢી. બલા જાણે કાકાનું શું થયું ને શું નહીં? મુવો ઘોડોબી કેયે દેખાતો નથી ને પેલા ભાલા-ભાલી, ઢાલ ને બીજાં એવણનાં ઠોબલાંબી મલે નહીં. મોડીદાર તમે ખોદાનાં બંદા હોયતો માનજો કે એ કંઈ ભુતનો ચારો થયોછે." મોઠીદારૂએ જવાબ આપ્યો: "અરે શું જો-ભુતનો ચારો શાનો ને ચારી શાની? એતો તમેબી ચરી ગીયાંચ. એ પેલા કાહાણી કિસ્સાઓ અને લડાઇનાં ખ્યાલી દાસ્તાનોએ તમારા કાકાની બધી મોહોકાણ વાળીછે." કુમળી બોલી: "અરે જી હાશેજતો, કાકા ચરીબો ગીચાતાજ. આખો દહાડો એવી ચોપડીઓ વાંચે ત્યારે કાંય નહીં ઘેલા થાય બા? જુવોની પાંચમે દહાડે કેની તે હું પાસેની 'વીલર' ને ત્યાંહુ બાજ હતી તે ત્યાંહુ ગઈ હતી. સવારની ગયલી સાંઝે આવી તોબી કાકાનાં હાથમાંનું દફતર છુટું નહીં. તેવણને શેકાયલા જોઈ હું તો માહારે મુગે મોહોડે ઘરનું કામ કરવા લાગી. થોડો વાર રહીને જોઉ શું કે કાકાએતો હાથમાં ભાલો લીધેલો ને દેવાલ પર પોતાનાંજ ઓળા પર તે મારેચ. એમ કેટલોએક વાર કરી જયારે થાકી ગયા ત્યારે મને કેહકે 'આજે મોટા ચાર દેવ મારયા'. હવે જુવો બા એતો શું હોશે?" ભીમ ભેસાણિયાએ મોટે સાદે ટાપસી પુરી કે "ઓવે, ઓવે, મેહેરજીબાનું માથું એ કાહાણી કાહાણીઓએજ ફેરવેલુ. પણ અવે જે થયું તે થયું—આપડે હું કરચે? એની વલે તે હી? બાપા મોઠીદારૂ, તમે હું કેઓ? કંઇ વેહેલો ઉપાય તો કરવો—જોઇયે કેમ?" મોઠીદારૂએ લગાર દાનાઇથી જવાબ વાળ્યો: "અલબત, પણ કેહેવતછે તેમ 'બકરૂં કાઢતાં ઉંટ નહીં પેસી જાય.' વાસ્તે સંભાળથી કામ કરવું જોઇયે." કુમલી બોલી ઉઠી: "બાપા જુવોની, માહારૂં માનો તો પેહેલે એવણનાં ચોપડી ચોપડાનો નિકાલ કાઢો." ભીમને પણ આ ઠીક લાગ્યું; તે બોલ્યો "કુમલીબાઇ, ખરૂંછે તું કેહતે. હત્યાનાહ જાય એ ચીથરાંઓનું પેહેલે એનો ઘાણ કાઢચે, પછીનું પછી થઇ રેહે." દસ્તુરજી પણ મલતા થયા: "હા, હા, એ કામ પેહેલું ને પછી બીજું આપણે આવતી કાલે આવી બધી ચોપડીઓ સાથે તપાસીશું અને જે કાહાણી હોય તે ગોલામબાદીને બાળી નાખીશું."

આ છેલ્લા શબ્દો મેહેરમસ્તનાં કાન પર પડયા, કેમકે તેવણ ગામડિયા સાથે બારણાની બાહેર આવી ઉભા હતા. તેવણે બાંગ મારી કહ્યું કે "બારણું ઉંઘાડો, શેતાબીથી બારણું ઉંઘાડો, કેમકે જેહાંપેહેલવાન બરજોર અને ફરામરજ આવી પોહોચ્યા છે." મેહેરમસ્તનો સાદ સાંભળતાંજ સર્વે દોડી ગયાં, અને બારણું ઉંઘાડતાંજ જંગી સિપેહસાલાર તેમની નજરે પડયા, જેથી તેના બેહુ વફાદાર રફીકો તેને ગળે વળગવા દોડયા, પણ મેહેરમસ્ત તેમને અટકાવી બોલ્યો: "સબર કરો, સબર કરો, હું ઘણોજ જખમી થયોછું, અને માહારાં આંગનાં તમામ સાંધા દુખેછે વાસ્તે મને તુરત બિછાના પર લઇ જાઓ, અને

શેતાબીથી સોસન રામેશગરને તેડી લાવો કે તે પોતાની જાદૂઇ અને હુકીમાથી મને આરામ બખશે." આથી ચટપટતી કુમલી કોકટને ઘણોજ ફફડાટ લાગ્યો, અને ગોસ્સામાંજ બોલી કે "મરેરે મુવો સોસન રામસાગર કોણ? સાત વાર ઓવારી નાખુંરે તેને!—ચાલો, ચાલો કાકા, ઘરમાં ચાલો, પછી સઉ થઈ રેહશે." મેહેરમસ્તથી આગલ એક પગલું પણ ભરાતું ન હતું તેથી તેને ઉંચકી અંદર લઈ ગયા, અને શોધ કરતાં તેનાં આંગ પર કાંઇ પણ જખમ નજર નહીં આવવાથી મોહીદારૂએ પુછ્યું: "ભાઇ કયાંહુ છે, કાંઇ ઘા તો દિસતો નથી ને તમે એમ ઘભરાવોછો શું?" મેહેરમસ્તે કહ્યું: "નહીં, નહીં, એ જખમ તમારા જેવાઓને નહીં દિસે. આજે મને દસ મોટા દેવો સાથે જંગ થયું, જેમાં જો માહારો ઘોડો મને દગો નહીં દેતે તો બચીતજ હું ફતેહમંદ થતે." કુમલી કાંઈ બોલવા જતી હતી એવામાં મેહેરમસ્તે કાંઇ ખાવાનું માગ્યું, જે તુરતજ હાજર કરવામાં આવ્યું. તેવણે થોડુંક ખાઇ સુવાની મરજી દખાડી, જેથી તેમને ત્યાંહુજ આરામ કરવા દઈ સર્વે આગલા ઓરડામાં આવ્યા. હજી તો સર્વે બેઠાં નહીં હશે એવાંમાં મેહેરમસ્તનાં ઓરડામાંથી નિચલું ગાયન સંભળાયું:

### ગઝલ.

એશ્કમે તેરે કોહે ગમ સરપે લીયા જો હો સો હો.—એ રાહ પર.

જખમી જિગર ઉપર માહારાં, ના પાડો કોઇ જફા જફા;
જાલેમ જમાનાએ જુલમ, મુજ પર કીધો સદા સદા.
દિલનું દરદ દફે કરે, કોણ સિવાયે દિલરૂબા;
જાનીને કોઇ કહો જઇ, આવી મલી તું જા જરા.
આગ છે લાગી આંગમાં, ખાકે થયું છે તન બદન;
ઇશક અગન તો સળગી છે, સખ્ત ફુંકે હવા હવા.
દુ:ખનો ઇલાજ આ માહારાં એજ બતાવે છે તબીબ;
મોહબ્બતનાં મર્ઝની ફકત, મિલાપ છે દવા દવા.
એવો ન કોઇ યાર છે, મેલવી જે દે દિલદાર સાથ;
આરામ ત્યારે થાય કેમ, મુજને તેનાં સિવા સિવા.

ઉપલાં ગંભીર ગાયનનાં છેલ્લા ભાગનો આવાજ ઘણોજ ધીમેથી આવવા લાગ્યો, અને તેની પાછલ થોડાજ વારમાં મેહેરમસ્તનાં ઘોરવાનો આવાજ સંભળાવા લાગ્યો, જેથી સર્વેની ખાતરી થઇ કે બિચારા ગરીબ મેહેરજીભાઇ આખરે થાકથી ઉંઘમાં પડયા છે.

હવે ભીમજીભાઈ અને મોઠીદારૂએ મેહેરમસ્તનાં પુસ્તકો તપાસવાનું જે આવતી કાલ ઉપર ઠરાવ્યું હતું તે તુરતજ કરવાનો વિચાર કીધો. આ કારણસર તેઓ બંને કુમલી કોકટને સાથે લઇ મેહેરમસ્તનાં પુસ્તકખાનાંમાં દાખલ થયા.

# પ્રકરણ ૬ થું.

## આપણા શૂરા સરદારનાં પુસ્તકખાનાની બોનોરગ મોઠીદારૂ અને દાનાવ ભીમ ભેસાણિયાએ લીધેલી તપાસ.

પુસ્તકખાનામાં દાખલ થતાંજ સઘળાં ભારે ઉલટથી કામે વળગ્યાં. મોઠીદારૂએ એક મોટો ચસમો કાઢી ડગલીનાં છેડા વડે નુછી પેહેરચો, કુમલીએ સાડી કછાટી, અને ભીમે ડગલી પાઘડી ઉતારી બનિયાનની બોંહે ઉંચેચઢાવી કામ સરૂ કીધું. કબાટમાંથી એક એક પુસ્તક કાઢી કુમલી ભીમને આપવા લાગી; ભીમ તેનું તથા તેનાં બનાવનારનું નામ વાંચી મોઠીદારૂને હવાલે કરવા લાગ્યો. એ પ્રમાણે પેહેલું પુસ્તક જે ભીમે મોઠીદારૂને આપ્યું તેનું નામ "સોનાના-મુરગનો કિસ્સો" હતું. આ નામ સાંભળતાંજ દસ્તુરજીએ કહ્યું: "નાખો, નાખો એ શેતાનબચ્ચાને એક તરફ. સોનાનો મુરગ ને રૂપાંનો મુરગ! સરૂઆતમાંજ એક પાદશાહને સ્વપ્નો આવેછે અને તેમાં એક સોનાનો મુરગ જુએછે. પછી જાગી ઉઠી બધાઓને કેહછે કે 'મે ખ્વાબમાં જોયલો મુરગ લાવી આપો, નહીંતો હું મરી જઇશ'. ગોલામજાદો મરી જતે તો કાસર પતતે ને આવી આવી ચોપડી ઓ નહીં લખાતે! બસ નાખો એને એક બાજૂએ." જેવો આ હોકમ થયોકે કુમલીએ તે પુસ્તક બારી વાટે ચોકમાં નાખી દીધું. બીજું ભીમે મોઠીદારૂને આપ્યું જે ઘણું મોટું હોવાથી તેવણે ખોળાપર મુકયું અને કહ્યું: "આ કોણ? નકરો જાણે વંદીદાદનો પોથો!—ઓહોહો! એતો કાંઇ જાદુ મંતરની ચોપડી દખું—આ જોયાં કે? ભાઈ ભીમ જોની, કેવાં મોટાં મોટાં ચકરડાંને કુંડાળાં ને ભૂત ને શેતાન પાડયાછે તે! કાઢો એનેબી બાહાર, એનું તો નામબી નહીં જોઇએ." આ બીજુંબી પેહેલાંનીજ માફક ચોકમાં જઇ પડયું. ભીમે ત્રિજું મોટું અને સુંદર પુસ્તક આપ્યું, જે દસ્તુરજીએ ભારી ઉલટથી લઇ જોતાંજ કહ્યું કે "આહા! આ તે ચોપડી.—લે બાઇ કુમલી આપાછી તેની જગાએ મુક, એતો ફેરદુસીનું શાહનામુંછે. ખોદા તેને ગોરથમાન બેહેસ્ત બખશે!જો આ નાદર પુસ્તક લખાયું ન હોત તો આજે આપણ આપણા વડવાઓનો હેવાલ સ્વપ્નામાંબી નહીં જાણતે. જોકે એમાં શાએરીને અર્થે ઘણીક વાતો વધારી મેલીછે, તોપણ કદીમ ઇરાન અને ઇરાનીઓની તવારીખ એની ઉપરથી ઘણીખરી મળી આવેછે.—લાવો, બીજી શું છે?" ભીમે એક નાહની કેતાબ આપી; દસ્તુરજીએ કહ્યું: એમાંબી કાંઇ દમ નથી. એ 'બદરેમુનીર અને બેનઝિરનો કિસ્સો'છે; આળસુ મગજને થોડી વાર ગમત આપેછે. પેહેલેથી તે છેલ્લે સુધી ગરપછાંટછે, તોપણ ઇબારત મઝેનીછે તેથી પસંદ પડેછે. એક બાજૂએ મેલો, હું જરા માહારા દારાબને વાંચવા આપીશ." એ પછી કુમલીએ એક જુનું કિડાઓએ કરડેલું

ફાટેલું પુસ્તક આપ્યું. મોડીદારૂએ ચસમો વધારે ઉંચે ચઢાવ્યો, અને ચોપડી ઝટકીને વાંચવા લીધી. ઉંઘાડી જોતાંજ "કિસ્સો શાહુપરી અને કલંદરબખ્શનો" એવા મોટા અક્ષરો નજરે પડયા, જે જોઇ તેણે કહ્યું: "અંહું! એ વળી બીજો કુથલોછે. જ્યાંહ જુઓ ત્યાંહ જિનો ને પરીઓ તથા હફ્તેખાનોને અઝ-દાઓ! એ લોકોને કંઇ ખાડા ખબોચિયા આડે આવેછે કે નહીં? બસ પરીઓ, દેવો ને રાક્ષસોજ કે?—નાખો એને બાહર." આપણ બારી વાટે બાહર ગયું. ભીમે વળી એક મોટો ચોપડો આપ્યો અને કહ્યું: "લેવો મોડીદારૂ, આતો વળી કોઈ હેતાનનો હુગો દેખું.—'અરજંગ દેવનો કિસ્સો'છે.—લેવો એ ભાનજીનાં મામાને લાખી દેઓ. એ અરજંગ દેવને બરજંગ દેવ—હઉં હીરે પોહરની ટોપ. અહિંયાંબી દેવોનોજ વરહાદ વરહેલો દેખું!" મોઠીદારૂ પણ આ ઠરાવને મલતા થવાથી કુમલીએ તેનેબી ચોકની હુવા ખાવા મોકળ્યું.

હવે ભીમનાં હાથમાં એક રંગીન તસવીર આવી, જે જોઇ તે બોલ્યો કે "ઓહો! આતો કોઈ કાળો સિધ્ધી ભેંહનાં પાડાપર બેહી દોડાવતો જતો દેખું ને પાછલ બે ત્રણ પોરીઓએ તેને માથે કાંઇ હુપડાં જેવું ધરેલું. એ કોણ ઓ-હે?—એબી કોઇ દેવ બેવજ ઓહેતો." મોઠીદારૂએ કહ્યું: "જોઉં જોઉં—અંહું, એતો પેલો હિંદુઓનો 'કીસણ' છે. એ 'કીસણ' ગોવાળિઓ હતો તેથી ભેંસ-પર બેઠોછે, અને એની પાછલ જે છોકરીઓ ચાલેછે તે 'ગોપીઓ' છે.—સમ-જ્યા કેની?" કુમલીએ પણ તે તસવીર હાથમાં લીધી અને ભારી ધ્યાનથી જોઇ બોલી: "મરેરે, કીસનો એવો કાળો ભૂત જેવો હતો કે? ગરબાઓમાં તો એની તારીફ ઘણી થાયછે."

ઉપલી સબી ઉપર ટીકા ચાલતા હતા, તેટલાં ભીમે એક નાધળી પણ સાદા દેખાવની ચોપડી કાઢી તેનું નામ વાંચ્યું કે "બાનુ ગોશસ્પનામુ." મો-ડીદારૂએ તુરત તે તેનાં હાથમાંથી લીધું અને દાઢી સમારી બોલ્યા કે "હા, આ તે ચોપડી. એમાંથી આપણી અસલી ઇરાની ઓરતોની બહાદૂરી અને ચાલચલણનું કાંઇક બયાન મલેછે.—ભાઇ ભીમ, એ બાનુ ગોશસ્પ તે પેલા જે-હાનઆશકાર પેહેલવાન રૂસ્તમની બેટી હતી. ખુબસુરતોમાં તેની બરાબરી કર-નારી બીજી કોઇ ઓરત તે વખતે ઇરાનમાં નહીં હતી. જેમ ખોદાએ તેને ખુબસુરતી આપી હતી તેમજ કૌઅતબી ઘણું બખશ્યું હતું. તે એવીતો જોરા-વર હતી કે ભલા બહાદૂર જંગીને એકજ હાથે જમીન દોસ્ત કરતી. ફ્રામરજે પેહેલવાની તાલીમ એનથીજ લીધી હતી. એ બેહુ ભાઇ બેહેન જ્યારે શેકાર-ગાહે જતાં ત્યારે જબરા નરશેરોને જેર કરતાં.—પણ એ ઉપરથી આપણને એક વધારે સાબેતી એ મલેછે કે આપણી આગલી ઇરાની ઓરતો કાંઈ હમ-ણાની બાઇઓની કાની ઘરમાં બેસી કુથળા નહીં કરતી હતીઓ, પણ ખુલ્લી રીતે મરદોની સોબતમાં છુટથી ફરતી હતીઓ, અને તેઓની રમુજ તથા મો-જ શોકમાં ભાગ લેતી હતીઓ. વળી તે જમાનાની ઓરતો કાંઇ નબળી સબળી

કે નાહિંમત ને મરકુટિયાં જેવી નહીં હતી. ખોદા જાણે હિંદુસ્થાનનાં પાણીની શું અસર હશે કે ઓરતો તો તદનજ બદલાઇ ગઇઓ, પણ મરદોબી બાયલા થયાછે. હિચકારાપણું અને સુસ્તીએ હિંમત અને કૌઅતની જગા લીધીછે. આપણા અસલી જુસ્સા ભર્યાં લોહોની બદલી તદન બગડી ગયલું અને સડેલું ખુન આપણી રગોમાં દોડેછે. અફસોસ છેકે ભરતખંડે એક વખત પોતાનાં બળથી સારી દુન્યાને ધ્રુજાવનારા શૂરા પારસીઓને એટલા બધા બદલી નાખ્યા. અફસોસ! હાલ કોઈ એવો નરછે કે જેના તનમાં ખર કયાનો લોહી દોડતું હોય? હા! ક્યાંહ ગઈ આપણી આગલી હિંમત? શુ હાલ થયા આપણી આગલી રાહ રસમોના? ક્યાંહ ગુમ થયું પેલું જંગી શેરનાં જેવું કૌઅત? સદ અફસોસ? કે દેશની સાથે આપણી ચાલચલણ, કદીમ રેવાજ, તનનોં બાંધો ને મનનું જોર સર્વેજ બદલાઇ ગયું!"

ઓનોરગ મોથીદારૂનું આ શૂર ભર્યું ભાષણ ભીમે ઘણાજ ધ્યાનથી સાંભળ્યું, અને પછી કહ્યું કે "દસ્તુરજી સાહેબ, તમે કેહો તેબી ખરું, પણ અમણા જો આપણે અહલી રેવાજ મુજબ ચાલવા જઇએ તો મેહેરજીભાઈની વલે તે આપણીબી થાય. જો ઢાલ ને તીર કામઠાં ને બખ્તર ને કોહોલાં ને એવું બધું આપણે પાછું લઇયે તો ગામનાં લોકોતો હઉં આપણને ગાંડાં હમજીને મારવા નિહરે!" મોઠીદારૂએ જવાબ દીધો: "અરે પણ ભલાં માણસ, હું કાંહાં કેહુંછું કે તમે એમ હથિયારો લઇને બાહર નિકળો; પણ જોની ભાઇ, હાલ જમાનાનાં થોડાંક સુધરેલાં ઓજારો કેમ વાપરવાં અને શું કરવું એ સૌએ થોડું ઘણું જાણવુ જોઇયે, તથા બનતાં સુધી તનની કસરતથી બદનને કૌઅત આપવું જોઇયેકે જેથી કોઇ પણ અવસરે આપણો બચાવ આપણે પોતે કરી શકયે. એક આપણાં ગામનોજ દાખલો લેવો કે અહિંયાં કોઇ વખતે ધાડ પડેછે ત્યારે તમે લોકો શું કરોછો? બારણા ઉંઘાડાં મુકી લૂટારાઓને ઘરમાં આવવા દેવોછો, તેઓની મરજી પડે તે લેવા દેવોછો, તથા તે લોકો જે જુલમ કરેછે તે મુગે મોહોડે સહન કરોછો. પણ જો આપણે કાંઇબી હથિયારોનો ઉપયોગ જાણતા હોઇયે અને કસરતથી તનને ખિલવ્યું હોય તો શું મકદુર કે કોઇ કમબખ્ત આપણા ઉંબર પર પગલું મુકવા કે આપણી તરફ ઘુરકીને જોવા પામે?— બસ માહારી તો ખાતરીજછે કે પારસીઓનો દહાડોજ કાંઇ બરગસ્તે બેઠોછે."

જોકે આ સઘળું કાંઇ કુંવરબાઇ સમજી શકી નહીં, તોપણ થોડુંએક તેણીનાં ધ્યાનમાં ઉતર્યું હતું, જેથી નિસાસો નાખી બોલી કે "હોશેજતો બાવા, નહીં તો એવું એવું આપણને સુઝ કાંહાંથી પડતે.—પણ ચાલો મરી જાઉં, વેહેલા વેહેલા હવે આ ચોપડાંઓનો નિકાલ લાવો." મોઠીદારૂએ કહ્યું: "જરા સબર કરો; હજી બીજી ચોપડીઓ જાવાની બાકી રહીછે તે હમણા પુરી કરી નાખીશું,—જોઉં ભીમ, ઓલો મોટો પોથો તાહારા ડાબા હાથ પાસે છે તે આપતો." ભીમે તુરત તે પુસ્તક મોઠીદારૂને હવાલે કીધું. તેવણે અસમો બરાબર ઉંચે

ચઢાવી તે કિતાબ ઘણાજ ધ્યાનથી જોઇ, પૂર્તિ રીતે તપાસ કરી બોલ્યા કે "આતો 'બરજોર નામનાં દફતરો' બાંધેલાં છે. એ નામું ખરૂંછે કે નહીં તે આપણે ખાતરીથી કહી શકતા નથી. બરજોરની દાંશતાંન ફેરદુસીનાં શાહનામાંમાં મુતલગ નજર આવતી નથી. બરજોર જેવો પેહેલવાન કોઇ ખરેજ હયાત હતો, કે કોઈ કવેશ્વરનાં ખ્યાલી મગજમાંથી ઉભો થયો છે તેની કાંઈ સમજ પડતી નથી; બાકી એનું નામ કાંઇ આપણા આફરીનગાનમાં જોવામાં આવતું નથી.—હોશે, ચાલો એ એક બાજૂએ મેલો; ખરૂં હોય કે ખોટું જે હોય તે, પણ એને સંભાળી રાખવું જોઇયે. જો ખરૂં હશે તો આપણી ઇરાનની તવારીખનો જાણે એટલો બીજો વધારો જળવાયલો કેહેવાશે, જો ખોટું હશે તોપણ શાએરના મગજથી ઉભો થયલો એક રંગીન ઇબારત અને સલીસ જોડણીનો નમુનો રહેલો કેહેવાશે."

---

# પ્રકરણ ૭ મું.

## તેહેમતન સિપેહસાલાર મેહેરમસ્ત ઓલપાડજંગ બહાદૂરની બીજી સફરનું દાસ્તાંન.

હવે સર્વે પોત પોતાનાં કામમાં આવી રીતે મશગુલ હતા, એવામાં મેહેરમસ્તનો જુસ્સા ભર્યો આવાજ તેઓનાં કાનપર પડયો કેઃ "આવો, આવો અય જંગીઓ! આ તરફ બંચાવ કરો, અને દુશ્મનનાં હોમલાનો અટકાવ કરો, કેમકે એ નાપાકોએ બહુ જોર પકડયું છે!" આ સાંભલતાંજ સર્વે જયાંહનું ત્યાંહ કામ પડતું મેલી મેહેરમસ્તનાં ઓરડા તરફ ધસી ગયાં. અંદર દાખલ થતાંજ તેઓએ મેહેરમસ્તને હાથમાં તલવાર લઈ ચોતરફ બિછાના, તકયા અને બીજા સામાન ઉપર ઝટકા લગાવતો જોયો. તે એટલીતો ઝડપથી પટાનાં હાથ ખેલતો હતો અને પોતાનાં કામમાં એટલો તો રોકાયો હતો કે તેની આગલ કોણ ઉભા હતા તે પણ દિસ્યા નહીં. છેલ્લે બધાંઓએ મલી મહામુશ્કેલથી મેહેરમસ્તને પકડી તેનાં હાથમાંથી તલવાર લઇ લીધી અને તેને બિછાના ઉપર સુવાડયો. થોડીક વાર પછી મેહેરમસ્તનું જરા થંડા પડયા અને દલગીરી ભર્યા આવાજે મોઠીદારૂને કહ્યું કે "અય બોજોર્ગ દસ્તુરાન દસ્તુર ગેરશસ્પ! અફસોસની વાત છે કે બદ કેરદાર માજનદરાનીઓએ આપણને હાવી રીતે શિકસ્ત આપી હઠાવ્યા. હવે 'નરીમાન' ની આબરૂ ઇરાની પેહેલવાનોમાં શું રહી? હા! આ વેળાએ જો માહારો દલેર બેટો 'શામ' હતે તો ખચીતજ મુજી દુશ્મનોને શિકસ્તે કરતે. હવે શાહ 'કયકોબાદ' માહારા વિષે શું વિચાર લઇ જશે? હયેફ સદ હયેફ! કે માહારા જેવો એક કારઆજમુદે જંગી નાચીજ માજનદરાનીઓથી જેર થયો!"

મોઠીદારૂએ સમજાવ્યું કે "બાહાદુર પેહેલવાંન !" હવે જે થયું તે થયું. આપણે શું કરીશું ? મરજી ખોદાવંતાલાની; તે સાહેબ મોટોછે અને ફરીથી એક વખતે તમુને ફતેહમંદ કરશે. પણ હાલ તો બધી વાત મેલી જરા તમો આરામ કરો, કેમકે તમો ઘણા થાકી ગયા હશો; અને વળી તમો જખમી થયા છો તેથી નબળાઇબી વધી હશે, વાસ્તે ખોદાનું નામ લઈ પોઢી જાઓ. સંધું સારૂંજ થશે."

"જખમી તો હું મુતલગ થયો નથી," જવાબ આપ્યો જંગી મેહેરમસ્તે, "પણ માહારૂં તમામ બદન છુંદાઇ ગયું છે, કેમકે માજનદરાનીઓનાં હિમાયતી નાપાક 'સફેદ દેવે' એક મોટું દરખ્ત જડમેખથી ઉખેડી તેથી માહારી ઉપર મારો ચલાવ્યો. હા ! શું કરૂં કે એક ઘાયલ થયલા વાઘની મિસાલે હું અહિંયાં પડયો છું. પણ કાંઇ ફિકર નહીં, હું તનદરોસ્ત થતાંજ જો એ આ-હારેમનની ખસલતનાંને દુન્યા પરથી તદન નાબુદ અને નેસ્ત નહીં કરૂં તો માહારૂં નામ જેહાંપેહેલવાન નરીમાન બિને કેરશસ્પ નહીં.—અફસોસ ! મને એ નાપાક દેવનાં કૈઅત કરતાં એનાં જાદૂએ વધારે દુખી કીધોછે.—ખેર, ઓ દસ્તુરાન દસ્તુર, તું મને જરા નાન અને કાંઇ બીજો ખોરાક આપ કે હું બનતાં સુધી જલદીથી આસુદા થાઉં." આ ઉપરથી કુમલીએ કાંઇ ઘરમાં રાંધેલું હશે તે હાજર કીધું. આ જોઈ મેહેરમસ્ત બોલ્યા: "અરે પણ શું તમે લોકો પેહેલવાનોની ચાલ તથા રસમરેવાજથી એટલાં બેખબર છો કે હમારી જિંદ-ગીનો પાયો, હમોને સદા આરામનો બખ્શનાર રંગીન શરાબ ભુલી ગયાં છો? બસ લાવો તે અઝમતી શરાબની એક યાકુતી જામ." ભોળી કુમલી કાંઇજ સમજી નહીં તેથી કહ્યું: "લેવો વળી ઓંજ્યાંનો જણ્યો 'સોરાબ' કોણ ? ને મુવો ભસ્તે ગીયો 'જામ' કાંહાંથી લાયા ?—કાકાજી અહિંયાં કોઇ સોરાબબી નથી ને જામબી નથી, કેહેતો આપણા 'જામલા' ને તેડું." મોથીદારૂએ તેણીને હલવેથી એક બાજુએ તેડી કહ્યું કે "અરે પણ તે શું જો કુકીઆઈ, તુંબી એવણને વધારે નો ચિડવ. એવણને શરાબની જામ જોઈયેછે; જા તું એક કુલિયું મઝેના મોહવડાંનુ લઇ આવ".—કુમલી તુરતજ પાસેના ઓરડામાં ગઇ, અને ત્યાંથી એક કુલીઆમાં મોહોવડું લાવી મેહેરમસ્તને આપ્યું, તેને તે હાથમા લઇ આસમાનની તરફ ગંભીરાઈથી પોતાની નજર ફેરવી બોલ્યો. "ખુદાવંદ તમામ ખલકના!, બખશ મને મારૂં તમામ કુવત, દુશમનો પર મને ગાલેબ લાવ, અને નરીમાન બીન કેરશાસ્પની હોરમતનો બચાવ કર.—શેહેરનાઝ વાહાલી દીલબર તું સદા સુખ ચેનમાં રેહેજે—દોસ્તો ઈરાનની ફતેહ થાએ અને માઝનદરાનીઓ હાર ખાએ, તેની સલામતી." એમ બોલી કુલીઉં ખાલી કીધું અમે કાંઇએક ખાધા પછે દારૂની કેફમા ભર ઉંઘમાં પડયો.—હઇઆં તેને સુતેલો મેલી મોઠીદારૂ, ભીમ ભેસાણીઓ અને કુમલી કોકટ મેહેરમસ્તની દેવા-નગીથી અજબ થતાં બાહેરના ઓરડામા આવ્યાં. તુરતજ જેટલી ચોપડીઓ

ચોકમાં નાખી હતી તે બાળી નાખવાની મોઠીદારૂએ દરખાસ્ત કીધી, અને ભીમે તથા કુમલીએ ટેકો આપ્યાથી ઉપલી દરખાસ્ત 'એકંદર રીતે પસાર થઇ'. હવે એક મોટી અડચણ વચમાં આવી તે એકે જો મેહેરમસ્ત સહવારનાં જાગી ઉઠતાંજ પોતાનાં પુસ્તકખાનામાં જાય, ત્યાં જો તમામ ચોપડીઓ ગુમ થયલી જોઈ પુછે, તો શું જવાબ આપવો. ભીમના ચાલાક મગજે એક યુક્તિ દેખાડી તે એ હતી કે પુસ્તકખાનામાં દાખલ થવાનું જે બારણું હતું તે ચીણી લેવું. આ ઊપાય સર્વેને ઠીક લાગ્યો. જેથી જલદીથીજ કડિયાઓને તેડાવી ઇંટ અને ચુનાથી બારણું તદન ચીણી લીધું, જેથી તે ઓરડામાં દાખલ થવાનો કોઈજ માર્ગ રહ્યો નહીં. ત્રણ ચાર દિવસ પછે મેહેરમસ્તને થોડોએક કરાર થયાથી તે બિછાનાં ઉપરથી ઉઠયો. ઉઠતાંજ પેહેલો વિચાર તેને તેનાં પુસ્તકોનો આવ્યો. જેથી જે તરફ પેહેલે પુસ્તકખાનાનો દરવાજો હતો તે તરફનો રસ્તો લીધો. પણ જ્યારે બિચારા મેહેરમસ્તને રાબેતાની જગ્યાપર દરવાજો નહીં દિસ્યો; ત્યારે તો હદથી જ્યાદે અજબ થઈ, બધે બધ શોધવા લાગ્યો, અને વારે ઘડીએ આંખ ચોળી ટિકી ટિકીને જોવા લાગ્યો. દિવાળીને ટંટોશી જોઇ સરેસ્તાની જગ્યાપર જ્યાં બારણું હતું, ત્યાં જોયા કીધું, પણ જ્યારે કાંઇજ નિશાણ તેની માલમ પડી નહીં, ત્યારે ઊંડા વિચારમાં ગર્ક થાઇ, પેટ પસવારતો અને કાન ઘવડતો જાણે કાંઇ યાદ કરતો હોય તેમ અંદેસામાં પડયો. કેટલોએક વાર વિચારકરી, જ્યારે તેને કાંઇપણ ખોલાસો પેલા દરવાજાના ગેબ થવાનો ન મળ્યો ત્યારે, હળવેથી કુમલીને પુછયુંકે તે પોતાના પુસ્તક મુકતો હતો તે ઓરડો કયાંછે?

કુમલીએ, મોઠીદારૂનાં શિખવ્યા મુજબ જવાબ આપ્યો કે "ઓવાયરે કાકા, બરેરે તમારા ચોપડાને ચોપડી મુવાઓએ કંઇ હમોને દુ:ખ દીધુંછ. એક દહાડે કેની તે મુવો કોઇ સેતાન જેવો ઊપરથી ઉતરી આયો, ને તમારી ઓરડીમાં ગીયો; પછીતો આતસના ભડકાંને ધુમાડાથી બધું ઘેર ભરાઇ ગીયું ને જ્યારે હમે જોવા ગીયાં ત્યારે તો નહીં મલે તમારી ઓરડી, કે ચોપડી; બધુંજ કેયું હવામાં ઉડી ગીયેલું"

આ સાંભળી મેહેરમસ્તનો ચેહેરો જે આગળથીજ લાંબો અને શોકાતુર દિસ્તો હતો, તેની લંબાઈ ઘણેક દરજ્જે વધી, અને જાણે કેટલોએક ગમ લાગ્યો હોય, તેમ નિશાશો મેલી બોલ્યો" અફસોસ ભર્યુંછે કે નાપાકજાદાઓ મને અમસ્થોજ છેડી, નાહક પોતે હેરાન થાયછે. હવે એ મુજીનો જીવ લીધા વિના હું હરગેજ કરારથી બેસનાર નથી. વારૂ કુમલી, તે સેતાનજાદો, જતી વેળાએ કાંઈ પોતાનું નામ કહી ગયો?" કુમલીએતો આગમચથીજ મોઠીદારૂ સોડે પાઠ લીધો હતો; તે પ્રમાણે કહ્યુંકે" હાજી; મુવોતો કે જેકે માહારૂં નામ સલગમ છે' મેહેરમસ્તે કહ્યું નહીં નહીં સલગમ નહીં સુરખાબ હશે. કુમલીએ ટોકો મુકયો કે બળા જાણે માહારી સરગમ કે સરખમ જે હોયતે પણ કાકાજી

હવે તમે શું કરવા માંગોચ? મેહેરમસ્તે કહ્યું "કુમલી, સુરખાબ જાદુગર માહારા જીવનો કટટો દુસ્મન છે, તે સારી તરેહથી જાણેછે, કે એક દિવસે હું જ તેનો જીવ લેવશ, જેથી તે મહને હર વખતે સતાવવાની તજવીજ કરેછે. હું ત્યારેજ ખરો મેહેરમસ્ત, કે એ નાપાકજાદાને શીકસ્ત આપી, દુન્યાને એવો બજાના પંજાથી છોડવું." તેની આ વધતી જતી દેવાનગી જોઇ કુમલી બોલી "કાકા તમે એમ કાંય કરોચ, આપણને એ લોકો સાથે શું લાગેચ વળગેચ, કાંય તમે અમસ્થાજ હેરાંન થાવોચ? ખોદાએનું આપેલું ઘેર છે, બાર છે, ખેતર છે; બેસીને સુકરાના કરીને ખાવો ને હવે એ ફાકટના વેઝાં મુકી દેવો. અધીં રોટલી મુકીને આખી લેવા જશો, તો અર્ધીબી જશે ને આખીબી જશે" મેહેરમસ્ત જરા ખુશ મિજાજમાં બોલ્યા, કુમલી, તું ઘેલી છે, પેહેલવાનોની રસમથી તદનજ ના વાકેફ છે, હમો કાંઇ પૈસાની લાલચે નહીં પણ કીર્તિને માટે એ જેહમત ઉઠાવ્યે છીયે" કુમલીએ ટિચકું ચઢાવ્યું, અને કહ્યું" અરે બરી તમારી કુરતી ને કુરતાં, બાપ બપાવા જે પેહેરતા આવ્યા તે પેહેરીએને કુરતાં કુરતી નહીં કર્વે." આ સાંભળી મેહેરમસ્ત લગાર કડક થઈ બોલ્યા બસ બસ, હું જે કરૂ તેની વચમાં કોઇને આવવાનું કામ નથી." આ સાંભળી કુમલી અખાડા કરી ગઈ, કેમકે તેણીએ જોયું, કે હવે આપણા જંગીનો પિત્તો ગરમ થવા માંડયો છે.

આસરે બે અઠવાડયાં મેહેરમસ્ત ઘરમાંજ રહ્યા, અને પોતાના આગળાં ઘેળાંપણાના કાંઇ પણ ચિન્હો ન દેખાડયાં. આ પંદર દિવસના અરસામાં ભીમ, મોઠીદારૂ અને તેના વચે ઘણીએક તકરારો, અને દાનાઇ ભરેલી વાતો થાઇ હતી. તે હમેસાં એમજ કેહેતો હતો, કે હાલ દુન્યાને પેહેલવાનોની જેટલી અગત્ય છે, તેટલી બીજાં કશાની નથી. મોઠીદારૂ કોઇ કોઇ વખતે તેના મતને એક મલતો થતો અને કેટલી વાર બંને વચ્ચે તકરાર ચાલતી હતી. ભીમે અને અંધ્યારૂએ ઘણીએક તરેહથી મેહેરમસ્તને રસ્તા પર લાવવાની તજવીજ કીધી પણ સઘળી ફાકટ ગઈ.

હવે આપણા શૂરા સિપેહસાલાર જે બે અઠવાડયાં ઘરમાંજ હતા, તે સઘળો વખત કાંઇ તેવણે સુસ્તીમાં કાઢયો નહીં પણ "બજા ભાખરા" નામના તેના એક સાદા દિલના અને ભોળા પણ તંદુર જેવા બનેલા પડોશીને પોતાની સાથે સફર કરવા એક સોહોબતી તરીકે લઇ જવા માટે સમજાવતા હતા. મેહેરમસ્ત તેને વારેઘડીએ એમ-કેહેતા હતો, કે જો કરવું ખોદાનુંછે, તો કોઇ વખત એવોબી આવશે, કે જેવારે બજો કોઈ શેહેરનો વાળી કેહેવાશે, અને એવી એવી તરેહવાર વાતો કરી બિચારા નાંપળાં ભેજાના બજા ભાખરાનુંબી માથું ફેરવ્યું. મેહેરમસ્તની સાથે, એક નોકર તરીકે સફર કરવાને બજાએ કબુલ કીધું, અને તેની મેહનતના બદલામાં મેહેરમસ્તે તેને કોઇબી શેહેરનો વાળી બનાવવાની કબુલાત આપી

બજ્જો મનમાં ને મનમાંજ મળકાતો હતો, કે હવે તેનું દલદર મીટશે. એવા વિચારથી તેને પોતાના બચ્ચાં તથા ઓરતથી થોડા દિવસ છુટો થવાને દલ કઠણ કીધું. મેહેરમસ્તે તેને એક ચોક્કસ દિવસે મુસાફરી માટે તૈયાર થવાનો હોકમ આપ્યો તથા સાથે એક મોટો કંતાનનો કોથળો કે જેમાં મુસાફરીને માટે કાંઇએક ખોરાક તથા એવીજ બીજી ચીજો રેહે તેવો સાથે રાખવાને ફરમાવ્યું. બજા ભાખરાએ પોતાની સ્વારીને માટે એક બળદિયો લેવાની અરજ કીધી. મેહેરમસ્ત વિચારમાં પડયા કે આગળા જમાનાના જંગોઓના નોકરો કોઇવેળા બળદપર સ્વારી કરતા હતા કે નહીં, પણ તેને એકબી અસલનો દાખલો એવો ન મલી આવ્યો, જેથી તે બજાને કહેવાની તૈયારીમાં હતો. એવામાં બજ્જાએ ડડાવથી જણાવ્યું, કે તેનાથી કાંઇ આખો દિવસ પગે મુસાફરી થાય નહીં કેમકે તેનું ભારી અને ઉપસી આવેલું પેટ ચાલતી વખતે એટલીતો અડચણ કરતું હતું, કે ભારી મુશ્કેલથીજ તે થોડુંએક વેર ચાલી શકતો હતો. મેહેરમસ્તે છેલ્લે બળદિયા વિષેની રજા આપી. મેહેરમસ્તે પેલા કારભારીની સલ્લાહ પ્રમાણે કેટલાંક ધોતાં કપડાં લીધાં. અને થોડુક નાણું પણ ઘરમાનો સામાન વેચી એકઠું કીધું એક દુબરા પાસેથી એક જુની ઢાલ પણ વેચાતી લીધી, તથા પોતાની જુની પુઠાંની ટોપને ડીંગડા મારી તૈયાર કીધી.

હવે બધી તૈયારી પૂર્તિ અને પક્કી રીતે આપણા સિપેહસાલાર પોતાની સફરપર જવાની કરી એક નેક દિવસે, કોઈ નહીં જાણે એવી રીતે બજા ભાખરા સાથે ગામડેથી નિકળ્યા.

મેહેરમસ્ત આગળનીજ માફક પંજઅચેબ પર સ્વાર થયા હતા, પેલોજ કાંસચો તેમના માંથા ઉપર શોભિ રહયો હતો, અને પુઠાંની ટોપ, નહીં ઉચકાય એવી ઢાલ અને રૂસતમ પેહેવાનના ગુરજનેબી વિસરાવે એવો પેલો હથોડાનો ગુરજ લઇ પેહેલવાની ઢપથી, કમ્મરે હાથ ટેકાવી સુખલીની યાદમાં આગળ ચાલતા હતા. બજ્જો, પોતાના જેવાજ એક ફરખે બળદિયા પર બેઠો હતો. સૂર્યના તાપથી બચાવ કરવા માટે એક પિછોડી માંથે વિટાળી હતી. બળદિયાની ખાંધપર એક તરફ ખોરાકીની પેલી થેળી ઓળવી હતી, અને બીજી તરફ ચઢાઉ તાડીનું એક ઘડયું અને એક બાટલી સુરતી મોહોવડાંની હતી. બજ્જો ઘણાજ દમામથી સ્વાર થયો હતો દુરથી તેનો દેખાવ જાણે બળદપર ધોભીનો ગાંસડો લાધ્યો હોય, તેવો લાગતો હતો, જેમ મેહેરમસ્ત સુખલીના વિચારમાં ગિરફતાર હતો, તેમ બજ્જો ભાખરો, કોઇ શેહેરનો સુબો થવાના અંદેશામાં ગર્ક થયો હતો.

મેહેરમસ્તે પોતાની પેહેલી મુસાફરીમાં જે રસ્તો લીધો હતો, તેજ આ વેળાએ પણ પસંદ કીધો, અને તેના બોલોમાં બોલ્યે તો "એળાવની સરહદના મેદાનપર" તે ચાલતો હતો. ગઇ વેળાએ જેટલો તાપ પડતો હતો, તેટલો આ વખતે નહતો કેમકે હજી સહવાર હતી, અને આફતાબ ઉંચાઇએ આવ્યો.

ન હતો. જેમ જેમ સુર્યનો તાપ વધતો ગયો, તેમ તેમ બજાએ ચઢાવેલી તાડી તેનાં મગજમાં જોશ ખાવા લાગી. અને તે એટલો તો શૂરમાં આવી ગયો, કે કશાંની પણ દરકાર કરવા વિના ગાવા અને રાગડા કાઢવા મંડયો.

## ગરબી.

"ચાલો સજની ચંદની રજની"—એ રાહ

ચાલો હુંધા, પીવારે ભાઈઓ, ખાટી મીઠી તાડીજી,
ખજુરામાં હઉ જઈને રે પીજયે, ઘડયે ઘડયે પાડી—

મીઠી તાડીજી.

હોજું ઉબરીઉં, પાપડીનુંને, કવાબ કલેજી ખાવોજી,
તલ્લી હેકી, હુકી બોટી, ને બાંહે ચડાવી લેવો—

મીઠી તાડીજી.

ચટની ચટાકો, ભજ્યાં તિખાં, ને ખારાં મીઠાં બોરોજી,
બાજરાની રોટલી માખણ હાથે, આપે હવાદ બહુ હારો—

મીઠી તાડીજી.

વાલ વટેણાં તિખાં, તમતમતા તો વેગણાંજી.
મરચાંનીતો વાત નો પુછો, હજમ કરી દે હમણા—

મીઠી તાડીજી.

કવડી કવડી, કકડા આવતી તાડી ચઢાઉ ચઢાવોજી.
હેડીઆ હેઠાણીઓ નીરો પોચે ને, પોયરાં તમેતો લગાવો—

મીઠી તાડીજી.

એવા હમારા હુતરાં ખાના, ગામડીઆઓ દબાવેજી,
પેડાં બરફીતો હેઠાને હોભે, અમનેતો ભાઇ ભાવે—

મીઠી તાડીજી.

એમ કહી જાણે પોતાના ગાયનને વધારે ટેકો આપતો હોય તેમ બજાએ તાડીનું ઘડયું મ્હોડે લગાડયું, અને "એક મોટો ગોટ ગરીયા પછી ખંખારોને બોલ્યો" પેહેલવાન હાબ, ત્યારે હું ખરેખરજ રાજા થવાનો કેહે ?" મેહેરમસ્તે ગંભીરાઇથી કહયું હા બજા, હું તને એક મોટો સુબો બનાવશ માહારી સમશેહેર અને બાજાના જોરથી હું પેહેલું જે શેહેર જીતશ, તે તાહારૂંજ થશે. તું મનમાં કોઈ તરેહથી અંદેશો નો રાખ" બજો ઘણીજ ખુશીથી બોલ્યો. "ત્યારેતો માહારી વહુ ભીખી રાણી કેહેવાહે ને માહારા પોયરાંતો હાજાદા કેહેવાવાના" "તેમાં શું શકછે "જવાબ આપ્યો મેહેરમસ્તે "તાહારી ઓરત જેહાંનની તમામ બાહાદશાહાજાદીઓમાં વડી કેહેવાશે" બજો લગાર વિ-

ચારમાંજ બોલ્યોકે "પણ જંગી હેડ, તે કાંઇ તાજ બાજ પેરહે ત્યારે બઉ હોભવાની નથી. તેનું મોહોડું ફેની તે બોલાં ઘટીના પઈ હરકુ લાગે, તે તેવું કાંઈ રાણીને હોભે નહીં મને પટેલ કરોતો હારૂં, કેમકે પછીતો તે પટલાની થાય ને માહારી વહુતો પટલાની કેહેવાવાનેજ લાયકની છે" મેહેરમસ્તે કહ્યું "કે બજા. તું ખોદા પર ભરોસો રાખ; તાહારી ઓરતને જે લાયક છે, તેવુંજ તે યજદાંન તેને માટે કરશે. પણ તું હવેથી ખબરદાર રેહેજે, અને કોઈપણ વખતે પટેલ જેવા હલકા દરજાની માંગણી કરતો ના—કેમકે હલકામો હલકો એલકાબ તુને સુબાનો છાજેછે, અને તેજ હું તને બક્ષેશ કરશ." બજા ભાખરાએ, પેટપર હાથ પસવાર્યો, અને બોલ્યો "હાબ, તમને પહંદ પડેતે કરજો. આખી દુન્યાના તમે પેહલવાન છેઓ, ત્યારે માહારાં કરતાં બઉ હારૂં જાણો તમારી મરજી પડેતે મને એકલાબ આપજો, હમજે લા!"

# પ્રકરણ ૮ મું.

## બાહાદર સિપેહેસાલારે સેરડીની ઘાંણીઓ સાથ કીધેલું ભારે જંગ અને તેને લગતાં બયાનનુ વિગતવારે દાસ્તાન.

મેહેરમસ્ત અને તેનો નિમકહલાલ બજો બંને, ગોફતેગો કરતા આગળ ચાલ્યા. હવે જે મેદાનમાંથી તેઓ જતા હતા ત્યાં સેરડીનો રસ પીળવાને માટે કેટલીએક મોટી ઘાંણીઓ દાટેલી હતી, અને તેમના ફરવાથી જે આવાજ થતો હતો તે મેહેરમસ્તના કાન પર પડયો તેવોજ તેણે ચોંકીને ઘોડાને ઉભો કીધો, અને બજાએ પણ પોતાના ધણીનીજ માફક બળદિયાની પણ નાથ તાંણી ધરી. મેહેરમસ્ત બોલ્યા "જો બજા, આપણા નસીબે આપણને કેવી યારી આપીછે. હજુરતો આપણી મુસાફરીની સહરૂઆત છે, એટલામાંજ આ પેહેલુ હફતેખાંન નડયુંછે." બજાએ બની તેટલી મેહેનતથી પોતાની આંખના ભારી ટોપસાં ઉંચકયાં, અને સારી પઠે ચોતરફ નજર કરી બોલયો, "હફતેખાન હાંનુ? અહિંઆંતો કંઇઓ ની મલે." મેહેરમસ્તે જવાબ આપ્યો "દેવાના બજા, જો આ સાંમણે કેટલા જીનો અને દેવો છે. એકવાર જાદુના જોરે તેવો તાહારી આંખે પડતા નહીં હોય, પણ શું તાહારા કાનપરબી જાદુઇનો પરદો ફરીવલ્યો છે, કે આ ગજબનાક આવાજ તને સંભળોતો નથી?" બજાએ ફરીથી એકવાર આજુ બાજુ જોયું, અને અજબ થઇ બોલ્યો; "અરે પણ જંગી માહારા હાબ, એ જીનો નદેવોને ભૂતડાં કાંહાંછે, મહનેતો કંઇએ દેખાતું નથી."—મેહેરમસ્તે કહ્યું "આ શું ાહારી સામને દિસેછે. એ નાપાકોના તેં હાથ જોયા કેવા મોટા છે."—બજાએ જવાબ દીધો, "અરે પણ તે આતો હેલા કાઉ કુંભારીઆની હેડી પીળવાની ઘાંણી છે!"

"નહીં નહીં, ગરમ થાઇ બોલ્યા જંગી, "તું તદનજ નાવાકેફ છે, એકાંઇજ નથી પણ નાપાક ખવીશો છે, તું એવી વાતો નહીં જાણે. જા જો તું બિહોતો હોયતો એક બાજૂએ ઉભો રહી સર્વે તમાસો જો, હું એ તમામને શીકસ્ત આપી આ- ઉંછું" એમ કહી ભાલો ઉંચક્યો, અને પંજઅયેબને એડ મારી સેરડીની ઘાંણીઓ પર ધસ્યો ગયો. મેહેરમસ્ત એટલાતો ઝહનુનમાં આવી ગયા હતા, કે તેની ભૂલ દેખાડવા સારૂ બજાએ પાછળથી જે હાંક મારી હતી તે પણ ન સાંભળી. તેનીતો પક્કી ખાતરીજ હતી કે એ ઘાંણીઓ જરૂર દેવોજ છે. ગામ- ડાંઓમાં આવી ઘાંણીઓ કાંઇ ઘણી હોતી નથી ભાયગે બધાં! ગામડાઓમાં એક અથવા બેમાંજ ગોળ બનાવવા માટે સેરડી પીળવામાં આવેછે. એનું કારણ એકે, સેરડીનો પાક પાછળ થોડાજ ખેડુતો મેહેનત કરેછે. અને જે સેરડી પાકે છે, તે ઘણી ખરી ખાવાના ઉપયોગને માટે સુરત તરફ મોકલવામાં આવેછે. આપણે જે જગ્યાનું વર્ણન કર્યેછે, તે ગામડામાં સેરડી વધારે પાકુવવામાં આ- વતી હતી, માટે જેટલી બાહેર ગામ મોકલવા છતાં વધતી હતી, તેનો રસ પીળી ગોળ બનાવવામાં આવતો હતો. સેરડીનો રસ પીળવાને માટે જે ઘાંણીઓ કામે લગાડેછે, તે તેલ કાઢવાની ઘાંણીઓથી તદનજ જુદા આકારની હોયછે. એ ઘાંણીઓ જમીનમાં દાટી બળદિયાની મારફતે ફેરવેછે, એવી કેટલીએક ઘાં- ણીઓપર આપણા મેહેરમસ્તે હોમલો કીધો હતો.

તેણે બાંગ મારી કહ્યું "ઓ નાપાક મુજી દેવો ધુજો, અને જીંદગીથી હાથ ઉઠાવો, કેમકે તમારા સિઆહ જીગરને ચીરનાર, જોરાવર દસ્ત અને સ- ખ્ત હૈડાંનો મસ્ત બાજૂ વાળો જંગી મેહેરમસ્ત આવી લાગોછે.—ઓ શેહેરનાજ માહારાં દિલની શેહેનશાહ તું આવેળાએ માહારી મદદગાર થા. યજદાંન કરીમ, તેત્રીસે, ફરેસ્તાઓ હઝ્રત અંમશાસપંદો, પનાહ રાખો મુજ કમતર પર આ છેલ્લો બોલ બોલી જોશમાં ને જોશમાંજ ભાલો ઇંચકી આગળ દોડી જઇ એક ઘાંણી- પર માર્યો, તેવોજ તે ભાલો ઘાંણીમાં બેઠો અને ઘાંણીના ફરવાથી તેના ચુરે- ચુરા થઇ ગયા—અને ઘાંણીનો એક એવોતો આંચકો લાગો, કે પંજઅયેબ અને તેનો શૂરો સ્વાર બંને કેટલેએક દુર જઇ પડયા. બજાનો બલદ તેને જેટલી ઝડપથી લઈ જાય તેટલી ઝડપ કરી મોટાં પેટવાળો બજો, પોતાના સેઠની મદદે દોડયો. મેહેરમસ્તને એવોતો ગોદો લાગો હતો, કે તે બાપડો, હાથ પગ હિળવ્યા વગર સુન મારી જઇ પડયો હતો. અને એક તરફ પંજઅયેબ, જાણે પોતાને લાગે- લા આંચકાને માટે વિચાર કરતો હોય, તેમ ધ્રુજતો શોકાતુર ચેહેરાથી ઉભો હતો. બજાએ હળવેથી મેહેરમસ્તને ઉઠાડી, એક ઝાડ સાથે ટેકાવીને બેસાડયો. તથા તેના હાથપગ ચાંપવા લાગ્યો. મેહેરમસ્તને જોકે ઘણું વાગ્યું હતું તોબી તે બિચારો અસલના પેહેલવાનોની માફક દુઃખની દરકાર જાણે નહીં કરતો હોય તેમ ઠરાવ ભરેલા ચેહેરાથી બેઠો હતો. જાણે તેણે કાંઇજ સોસવું પડતું નહીં હોય એવું દેખાડવાની જોકે મેહેરમસ્ત કોશેશ કરતો હતો, તોપણ

તેના શૂળ મારતા સાંધાઓની દરએક ચસકની વેળાએ તેનું મોહોડું તરેહવાર આકાર બદલતું હતું. બજો ગુંઠણ મરડીચે તેની આગળ પડયો હતો, અને પોતાના ભરેલા હાથથી મેહેરમસ્તની ચંપી કરતો હતો. પંજઅયેબ પણ આપણા જંગીના દુઃખમાં ભાગ લેતો હોય તેમ દેખાડતો હતો સર્વેમાં જોવા લાયક દેખાવ બજા ભાખરાના માટેલા બળદિયાનો હતો, તે મુંગે મોહોડે દુર ઉભો રહી અ-ર્ધી આંખ વોંચી વગોળ કરતો કરતો આ સઘલો તમાસો ભારી ગંભિરાઇથી જોતો હતો. આ ચિતાર એવોતો સરસ દિસ્તો હતો કે જો એક ચાલાક ચિતારો ત્યાં તે વેળાએ હતે તો બેશક પોતાની જાદુઇ પીછીથી આ તસવીર ચીતારતે.

બજાએ જ્યારે જોયું, કે સિપેહસાલાર કાંઈ થોડા ઘણા સુદ્ધિમાં આવ્યાછે, ત્યારે હળવેથી બોલ્યો, કે "મેં પેહેલાંથી કહેલું કે એતો હેરડીની ઘાંણીછે, પણ તમેજ, નહીં હાંભરેલું, ને અવે કાંહતાં કરાંજતાં બેઠેલા. આતો પેલા કેહ તેમ વેઠ વેચાતી લીધેલી. હેલી ઘાંણીઓ હાથેબી કંઇ લડાઇ કરવાની ઓહે હાય હાય બાપજી ઊં હું જાંણું, કે તમે એમ લોહોડાં લાકડાં હાતેબી ઉતરી પડહો" મેહેરમસ્તે આ લાંબાં ભાષાણનો એટલોજ જવાબ વાળ્યો કે "તું એ નહીં સમજે બજા એ કાંઈ સેરડીની ઘાંણી નહીં હતી, પણ મહારા દુશ્મન પેલા બ-દજાદ સુરખાબ જાદુગરે દેવોને એવા આકારમાં બદલી માહારી સામને મોકળ્યા હતા. બજાએ તુરતજ કહ્યું, "અરે દેવ હું ને બેવ હું, એતો મેં કહ્યું તેમ હેલા કાઉ કુંભારની ઘાંણી હતી એમાની બેતો માહારે હાથે ઉભી કીધેલી." મેહેરમસ્તનો આથી મિજાજ ગયો જેથી લગાર જોરમાંજ બોલ્યા, કે "બજા તુને હું કહુંછું કે એ વાત નહીં જાણે જંગ અને જાદુગરી વિષે તું અણજાણ્યો છે, તમે લોકો દેવનેતે શું પિછાણો બસ હું કહુંછું કે એ દેવજ હતા. બજાએ જોયું કે સેઠ ગરમ થયાછે, તેથી ફેરવી તોળ્યું "અરે વારૂં હાબ ચા-લોની દેવતો દેવ, હવે માંડી વાળો.—" મેહેરમસ્તે કહ્યું, "અલબત્તાં દેવ, એ દેવ પેલાજ મુજીના હતા, કે જેણે માહારૂં પુસ્તકખાનું પણ લુટયું હતું— પણ બજા, કાંઇ ફીકર નહીં એક દિવસ એવોબી આવશે, કે એ નાપાક માહારે હાથથીજ જમીનદોસ્ત થશે—હા! હું શું કરૂં આ વેળાએ એના જાદુએ મને જેર કીધોછે. ઇનશા અલ્લાહ એનોબી હું ઇલાજ કરશ અને ફતેહમંદ થઇ, આલમમાં નેકનામી મેલવશ." બજાએ નંભ્રતાથી જવાબ આપ્યો, ખોદા કરેને તેમ થાય."

હવે બજા ભાખરાએ મેહેરમસ્તને ઉંચકી ઘોડાપર બેસાડયો. તે બાપ! ડાને ઘણું વાગ્યું હતું, અને ઘોડાપર બેઠાથી તેનો પાછળો ભાગ ઘણોજ દર્દ કરતો હતો—હવે બંને આગળ ચાલ્યા. મેહેરમસ્તને પોતાનો ભાંગેલો ભાલો ઘડી ઘડી યાદ આવતો હતો. તેણે બજાને કહ્યું" બજા એક વેળાએ જયારે રૂસતમ પેહેલવાન માજંદરાનના દેવોની સાંમણે જંગ કરવા ગયો હતો ત્યારે તેના હાથમાં તેજો ન હોવાથી એક બુલંદ ઝાડની ડાંખળી તોડી લઇ, તેથી દુસ્મ-

નને ખાક બરાબર કીધા હતા. હવે હું પણ રૂસતમનીજ માફક મેજા વગરનો થઇ ગયો છું માટે એક સારાં ઝાડની ડાંખળી તોડી લેવી જોઇએ બજા તું ઘણોજ હિમ્મતદાર છે કે જે ભારે કામો, મુસીબતથી ભરેલી મંજલો, અને માહાભારત લડાઇઓ, કોઇએ હજી જોઇ ન હતી, તેવી તું જોવાને પામશે. અને આખરે એક દિવસે તાહારી નિમકહલાલી, અને મેહનતના બદલામાં કોઇ મોટાં શેહેરનો સુબો થાઇ સુખ ચેન અને અમન ચમનમાં તાહારી આખરીના દિવસો ગુજારશે. બજાએ સર્વે ખરૂંજ માન્યું, તેથી હરખાઇ જઇ બોલ્યો, "ખોદા છે તમારે હારે અમારૂંબી હારૂં—વારૂં હુંબ જોઇં હું તો દુવા કરહું, કે આલો ભાઇ એવાબી પેહલવાન હતા કે જે પોતાના ચાકરોને હેરોના હેરો આપી દેતા હતા.—અરે પણ હાબ જરા ઘોડાપર બરોબર બેહોને એમ હું એકજ તરફ ઝુલાઇ પડેલા, બઉ વાગેલું તે દુખે કે હું? ચાલોની અંઇઆં કેયેથી કાંઇ લાવીને હેક પોત કર્યે." મેહેરમસ્ત બોલ્યા "બજા તું ખરૂં કેહેછે, મહને અતિશય દુઃખ થાયછે પણ શું કરૂં એવું દુઃખ નહીં સોસુંતો પછે હું પેહલવાન શાનો. નહીં નહીં એવાં દર્દથી માહારે ઘબરાવું ન જોઇએ, જે થાયછે તે સઘળું ભલાનેજ કાજેછે. હું માહારાં દુઃખની ફર્યાદ નથી કરતો તેનું એજ કારણકે આગળના કોઇ પણ જંગીએ વિલાપ કીધો નથી. ત્યારે હું કેમ કરૂં! બજાએ પણ આ ઘણાજ ધ્યાનથી સાંભળ્યું, અને જવાબ આપ્યો, વારૂં હાબ બોહે. તમેતો એમ કરો ખરા પણ હઇઆંતો મહને જરાબી દુઃખ થાયતો હુંતો બાપા હારી પઠ પેટ ભરીને રડું.–બોવે વરી તમે કુવો તો જરાક દમ મારી જાંઉં બાકીતે કાંઇ તદન મુંગું બુંગું રેહેવાય નહી હો;—હા,આપડેતો ભાઇ ખરેખરૂં કહી દેવાના કેમ? મેહેરમસ્ત બજાની ભોળાઈ પર જરાક હસ્યા અને કહ્યું, કે "તાહારી મરજી પડે ત્યારે, અને તને ગમે તેટલી ફર્યાદ કરજે મને કોઇબી તરેહની અડચણનથી.–પેહેલવાનોના નોકરે રડવું જોઇએ અથવા આફતની વેળાએ જારી કરવી જોઇએ કે નહી એ વિષેની શાહાદત મને કોઇબી પુસ્તકમાં મળી આવતી નથી.

જેમ જેમ બને આગળ ચાલ્યા, તેમ તેમ તાપ પણ વધતો જતો હતો. આફતાબની ગરમીથી ગરમ બાફના ભભુકા જમીનમાંથી નિકળતા હતા. ચટ્યાં પોતાનો નાહાની ચાંચ ઉઘાડી પાંખ પોહોળી કરી થંડી લેહેકીના એકબી ઝપાટાની વાટ જોતાં હતાં. તલાવો અને ખબોચ્યાંમાં ભેંસ અળોટયાં મારતી હતી. ઝાડનું એક પંણ પાંદડું હિળતું ન હતું બાવરના પીળા અને ઉંચી શુગંધના ફુલો પોતાનો ભભુકદાર વાસ ચો તરફ ફેલાવતાં હતાં. આંબાંની ગિચ ઝાડીમાંથી વારંવાર હોળાંનો આવાજ આવતો હતો અને આંમળીની ઉંચી ટોંચપર મેના પાંખ ફફડાવતી પોતાના ધણીનાં આવવાની વાટ જોતી હતી. તડકાંની એટલીતો સખત ગરમી પડતી હતી કે ગરબડિયા કાગડા પણ પીપળાનાં મોટાં પાંદડાંનાં છાયાં હેઠળ ભરાઇ બેઠા હતા. કેટલાએક ગીદ્ધ અને સારી-

ઓ, જાણે આએ હેડાંણના તાપથી કંટાળી ગયાં હોય. તેમ છેક ઊંચે આસમાનની બુલંદી પર હવામાં ગોળ આકાર ઘેરાવામાં ઉડતાં હતાં. તમામ કુદરત ગરમીની અસરથી સુસ્ત થઇ ગઇ હતી. અને જાણે ખોરશેદ યજદ ખરેજ પોતે ખુશમિજાજમાં આવ્યા હોય, તેમ વધારે અને ઝડપથી પોતાનાં ઘોડા દોડાવતા બપોરની મંજલની લગભગ જઇ પોંહોતા હતા.

બજાએ સવારનું કાંઇજ ખાધુ ન હતું, અને પેલી "ખાટી મીઠી તાડી" એ પણ તેના પેટમાં ચચરવાટો નાખ્યો હતો, જેથી તેનાથી છેલ્લે નહીં થોભાવાથી તેણે મેહેરમસ્તને જમવાની યાદ દેવડાવી, મેહેરમસ્તે કાંઇ પણ ખોરાક લેવાની મરજી દેખાડી, પણ બજાની ખુશી પડે તો તેને જે ભાવે તે ખાવા ફરમાવ્યું. દરદીને જોઇતું હતું, તેવુંજ વૈદેખી ફરમાવ્યું. બજા ભાખરાજી સારી તરેહથી બરોબર રીતે ગોઠવાઇને બળદપર બેઠા અને કોઠળામાંથી કાઢીને ખાવા લાગ્યા. વખતે વખત તે તાડીનું ઘડ્યું મોંહોડે લગાડતો અને એક મ્હોટામાં મ્હોટો શેઠીઓ તેની અદેખાઇ કરે, એવી રીતે સવાદ લઇ લઈને મટાકા મારી જમતો હતો. પેલી ચઢાઉ તાડીએ પાછું તેનું મગ્જ પોતાના હસ્તકમાં લીધું. બજ્રો પોતે કાંહાં જાયછે અને શા કારણસર ઘરથી નિકળ્યો, તે સર્વે ભુલી ગયો. બધી મુસાફરીની દેહેસ્ત તેનાં મનમાંથી ઉડી ગઈ. ભુત, બલા અને જીનો તથા જાદુગરોની સંગદિલી વિષે જે જે વિચાર તેના દિલમાં પેહેલે આવતા હતા, તે એકદમજ ઉડી ગયા. તે પોતાને વળી એક બીજો મેહેરમસ્ત સમજવા લાગ્યો અને પેહેલવાનગિરીની સઘળી બલાઓ અને આફતો તથા મુશ્કેલિયત તેની નજર આગલ બચ્ચાંની રમત સરખી લાગવા માંડી.

ધિમે ધિમે આફતાબ પણ પશ્ચિમ દિશાની તરફ પોતાના ઘોડાઓની લગામ ફેરવી, મુસાફરીનાં છેલાં મુકામની તરફ તમામ કિરણોના લશ્કરની સાથે જઈ પોંહાચ્યો. થંડા પવને ગરમીને જીતી લીધી, અને સાંજનાં શેહનશાહે રોશન રોજને તખ્તપરથી ઉડાડી, તેની ગાદી પોતાના હસ્તકમાં લીધી. ફીરોજાના રંગના આસમાનના સફાદાર પરદાપર, આથમતા ખોરશેદના કિરણોની પિછીએ રંગ બેરંગી વિચિત્ર નકશ ચિતારવા માંડ્યો. લિલોત્રીથી ઢંકાયલાં દુરના પહાડોએ સારો દિવસ લિલો પોશાક પેહેર્યો હતો તે દુર કરી, રાતનો સિઆહ લેબાસ લીધો; અને અસ્ત થતાં સુરજનાં રોશનીનું તાજ માંથાપર મેલી, સાંજના શેહેનશાહની વાટ જોતાં હતાં. આંબાના ઝાડોમાંથી વણ વાગળાં પાંદડાંનેખડખડાટ કરતાં એક એક પછી ઉડી સમી સાંજની સેહેલગાહને માટે નિકળ્યાં હોય, તે પ્રમાણે ધિમેથી ઉડતાં જતાં હતાં. આસ્તે આસ્તે અંધારૂં વધવા લાગ્યું અને ઝાડીઓમાંથી કીડાઓના અવાજો ગોયા રાત પડવાની ખબર આપવા લાગ્યા. પાસે એક પણ ગામડું ન હોવાને લીધે મેહેરમસ્તે તે રાત ત્યાંજ એક ઝાડની હેઠળ વાસો કરવાનો વિચાર કીધો. રૂસતમ પેહેલવાનનો દાખલો લઇ મેહેરમસ્તે પણ ચોર આમળાના ઝાડની એક સુકી ડાંખળી તોડી ભાલાની બદલી હાતમાં લીધી. થોડુંએક આગલ ચાલતાં આંબાના કેટલાંએક ઝાડો નજર આવ્યાં, તેમની વચમાં વડનું એક મ્હોટું બુલંદ દરખત ચોતરફ સાખા છોડી વણના રાજાની મિસાલે પુર દબદબામાં પોતાનું સર ઊંચકી ઉભું હતું. તેના નિચે ઉતારો કરવાની મતલબથી આપણા જંગી સિપેહસાલાર અને તેમના બહાદુરસાથી બજા ભાખરાજી પોતપોતાની સ્વારીપરથી ઉતર્યા. મેહેરમસ્તે પંજઅચેબને વડનાં એક મુળ્યાં સાથે બાંધ્યો અને બજાએ પોતાના બળદને છુટોજ

ચરવા મેલ્યો. બજાએ ચઢાવેલી તાડી તથા ઉપરાંસાંપરી લીધેલાં મોહોવડાંથી તેની આંખ ઢંકાઇ ઢંકાઇ જતી હતી, અને આખા દહાડાની થાકથી તેના હાથ પગ લુલા થઇ ગયા હતા, જેથી તુરતજ તેણે તો કાંમળ પાંથરી, અને પાંચ મિનીટની અંદર તો સ્વપ્નાના ખુશ મુલકોમાં સેહેલ કરવા લાગ્યો. મેહેરમસ્તે પેહેલવાની રેવાજ પ્રમાણે આખી રાત માશુકની યાદમાં ગુજારવાનો ઠેડાવ કીધો, અને તમામ હથિયાર ભોડી વડના થડ સાથે બરડો અઢેળી સુખલીનાં વિચારમાં અરધી આંખ ઢાંકી ખુશ દેમાગમાં બેઠા.

વડનાં જાડાં પાંદડાંમાંથી હવાના સુસવાટા એક અજબ તરેહનું વાજીંત્ર વગાડતા પસાર થતા હતા. આ સાંભળ્યાથી મેહેરમસ્તને કાંઇએક વિચાર આવ્યાથી તેનાએ પોતે પણ એક ગાયન સહુરૂ કીધું. જે પોતાની જાની માશુક સુખલી અથવા તેનાનાજ બોલોમાં બોલ્યે તો મીઠી શેહેરનાજની મ્હોબ્બતમાં એક વેળાએ આ જંગી સરદારે પોતેજ જોડ્યું હતું. જેમ જેમ પવન વધતો ગયો તેમ તેમ મેહેરમસ્ત પણ જોશમાં એક હોરી લલકારવા લાગ્યા.

હોરી.

"ફાગનકે દિન ચાર"—એ રાહપર.

શેહેરનાજ, દિલના એ હાર,
રસીલી, જાની રંગીલી—શેહેરનાજ.

વન વન ભટકું-હું મ્હોબ્બતમાં તહારી,
થાઇ દિવાનો ને ખોઆર.—
રસીલી, જાની રંગીલી—શેહેરનાજ.

તન, મન અરપણ કીધુંછે તુંજને,
બખશ જીવ નહીં તો માર.--
રસીલી, જાની રંગીલી—શેહેરનાજ

જલજો જેહાંન આ, જીંદગી જલજો,
જલજો સર્વ સંસાર.—
રસીલી, જાની રંગીલી—શેહેરનાજ.

શેહેરનાજ કેહે મુજને મલશે તું ક્યારે,
જુવે વાટ તહારો દિલદાર.—
રસીલી, જાની રંગીલી—શેહેરનાજ.

ફેરવું છું મહારી ચશ્મોને જયાં જયાં,
તુંજનોજ દિશે ચિતાર.—
રસીલી, જાની રંગીલી—શેહેરનાજ.

તહારૂંછે નામ જુંબાપર હરદમ,
દિન રાત સાંજ સહવાર—
રસીલી, જાની રંગીલી—શેહેરનાજ.

**મેહેરમસ્ત** છે મસ્ત મ્હોબ્બતમાં ચકચુર,
ચહડી ઇશકની છે ખુમાર
રસીલી, જાની રંગીલી—શેહેરનાજ

તલપે આ સીનું જુદાઇમાં તહારૂં,
નહીં "**આરામ**" કે ન કરાર.—
રસીલી, જાની રંગીલી—શેહેરનાજ.

જ્યારે મેહેરમસ્તે લગાર બુલંદ રાગથી ઉપલું ગાયન ગાવા માંડયું, ત્યારે આસ્તે આસ્તે બજાનો પણ ઘોરવાનો અવાજ વધવા લાગ્યો. હોરી હજુર તો અરધી ગવાઈ હતી, એટલામાં બજાના નાક અને ઘાંટામાંથી એવા તો શુર નિકળવા લાગ્યા, કે જેનું બયાંન પણ થઇ શકતું નથી. બે મ્હોટા કુત્રા એક હાડકાંને માટે ખેંચ તાણ કરી જેવારે તકરારપર આવેછે ત્યારે આમન સામન ઊભા રહી ઘુરકાઘુરકી કરતાં ગળાંમાંથી એક જાતનો ઘણોજ કહોર અવાજ કાઢે છે. તેને મલતું કાંઇએક બજાનું ઘોરવાનું હતું. એવું એક શુર જ્યારે મેહેરમસ્તનાં કુદરતી ભારી ગળાંના શરોદ સાથે મળ્યું, ત્યારે તો, આપણા જંગીનું ગાયન એવડું મધુર લાગું હશે, એમાંતો કાંઇજ શક નથી. થોડો વખત ન થયો, કે આ શરોદમાં એક બીજાજ નવાઇ જેવા ગવૈયાનો અવાજ મલ્યો. વાંચનાર કદાચ વિચાર કરશે કે આ વળી બીજો ઉસ્તાદ કયાંથી નિકળી આવ્યો! જે વડનાં ઝાડની હેઠળ મેહેરમસ્તે ઉતારો કીધો હતો, તે વૃક્ષની ડાળીઓમાં ઘણાંએક પંખેરાના માળા હતા. અલબત્તા રાત હોવાના સબબથી તે પક્ષીઓ તો બિચારાં નિદ્રાની ખુશ કેફમાં હતાં, પણ એક મ્હોટી ડાળમાં ઘુવડનુ એક ગંભોર જોડું વસ્તું હતું; તે આ વેળાએ પુર હુશ્યારીમાં હતું, જેવું મેહેરમસ્તનું ગાયન સહરૂ થયું કે તુરતજ જે નર હતો, તે અજાયબીથી માળાની બાહાર ડોકયાં કરી, પોતાના મ્હોટા ડોળાથી ચોતરફ જોવા લાગ્યો. જંગીનું રસ ભર્યું ગાયન તો જોરમાં વધ્રવાજ લાગું તેની સાથે આ ઘુવડનાં જોડાંની અચરતીબી વધતી ગઈ. નર આસ્તે રહી માળામાંથી બાહાર નિકળી આવ્યો અને રાતની વેળાએ આવો અવાજ આવવાનું કારણ શું હશે, તેની શોધ કરતો હતો. હજુર તો તે વિચાર કરેછે, એવામાં બજાનાં પણ શુર અને તાણ તથા અલાપ તેના કાનપર પડયાં. જેથી ઘુવડ રાજાએબી મ્હોટેથી બોલવા અને પોકારવા માંડયું, થોડા વારમાં માદાએ પણ પોતાનો મધુર અવાજ કાઢયો એ મિસાલે આ ચાર ચાલાક ઉસ્તાદોના જલસાથી તમામ મેદાન ગાઝી રહ્યું. ગાયન ઘણુજ જોશમાં ચાલતું હતું, એટલામાં બજાને કાંઇ અજબ જેવો પણ બિહામણો સ્વપ્નો આવવાથી તે ચોંકી ઉઠયો અને, આંખ ચોળી ખંખારવા લાગો. તેને જોઈ, મેહેરમસ્તબી ચુપ થઇ ગયા. પણ પેલુ ઘુવડનું જોડું, જેણે ગાયનમાં ઘણોજ ભાગ લીધો હતો, તેને પોતાનો શરોદ આગલ ચાલુજ રાખ્યો. બજો, જે ખરેજ ઊંઘમાંથી બિહીને ઉઠયો હતો, તે તેમનો સ્વર સાંભળી ધ્રુજવા લાગ્યો, અને હળવેથી મેહેરમસ્તને પુછયું, "મે–મે–મેહેરમસ્ત બાપા, એ–એ–એ–હાં–હાં–હાં હાનો હાનો હાદ ઓહે!" મેહેરમસ્ત, ગાયનમાં પેહેલે એટલા તો ચકચુર થઇ ગયા હતા, કે ઘુવડે તેમની સાથે રાગડો ખેંચયો, તેનો વિચાર તેમને મુતળગ હતોજ નહીં પણ બજાના સવાલથી આ જેહાંનનાં સરદારનું ધ્યાન તે બાબદપર ખેંચાયું, પેહેલે તો જંગી દલેર એવું

સમજ્યા કે એ અવાજ ફકત તેમના પોતાના ગાવાનો. પણ્ધા હતો પણ ખિરજથી વિચાર કીધાથી તે ખ્યાલ તેમના મનમાંથી નિકળી ગયો. તેવાણ અંદેશામાં પડ્યા કે આવો કહોર અને દેહેસ્ત ભરેલો ઘોંઘાટ કોણનો હશે ! બજાની ધાસ્તી વધતી ગઇ, તેના હાથ પગ નેતરના ઝાડની પેઠે કાંપવા લાગ્યા, તમામ આંગપર થંડો પરસેવો પડયો, અને દાંત કડકડવા લાગ્યા, તેણે આંગલાં વતે કાન ઢાંક્યા, કે પેલો બિહામણો સાદ સંભળાય નહીં, તેનો દમ બંધાઈ ગયો અને ધ્રુજતે અવાજે બિચારા બજાએ કાંઈ નિરંગ યાદ હશે, તે ભણવા માંડી. ઘુવડનાં જોડાંએ તો જલસો જારીજ રાખ્યો હતો. મેહેરમસ્તની ખાતરી થાઈ, કે આ કોઇ જીન કે બલા છે, તેથી હથિયાર હાથમાં લઇ તેવાણ ઊભા રહ્યા, અને બાંગ મારી પુછ્યું, "ઓ દોજખના બદકેરદાર ખબીસ. લયાંનત ભર્યા નાપાક, બદનશલના સિઆહ દરજ તું જીન હોય, કે દેવ, જાદુગર કે ખવિસ જે હોય, તે આએજ ઘડીએ નાબુદ થા; નહીં તો કસમછે તે સાહેબે જેહાંનના, કે તહારાં નજીસ બદનના પુરજેપુરજા કરશ અને દુન્યાંમાંથી તહારૂં નામ અને નિશાન નેસ્ત તથા નાબુદ કરશ. બોલ એ કાફર, કાહારૂન, તું કોણછે? શું સફેદ દેવની ઓલાદનોછે કોઇ મુજી, કે જીનસ્તાનના જીનોથી છે તહારી તોખમ ? કોઇ અફરીતછે કે બલા, સેતાનછે કે ભુત, જે હોય તે સિતાબ જાહેર કર, કેમકે આલમમાં મશહુર થયલો—જંગીઓનો જંગી—દેવોનો દુસ્મન—ખવિસોને ખાકમાં મેલવનાર—જાદુગરોનો જમ—જીનોનો જાન લેનાર—જેહાંપેહેલવાન સિપેહસાલાર મેહેરમસ્ત ઓલપાડ જંગબહાદુર તહારો હમનબરદ થઇ ઉભોછે."

મેહેરમસ્તના બોલવાથી, કે પછી તેના અચિંતા ઉભા થવાથી, પેલાં ઘુવડનાં જોડાંએ ચુપકીદી પકડી—આથી જંગી વધારે જોરમા આવ્યા અને એક હાથમાં ઢાલ અને બીજામાં હથોડાનો ગુરજ લઇ, એક પગ આગલ અને બીજો પાછલ મુકી ટેકાવથી દુસ્મનની વાટ જોવા લાગ્યા, બજાએ ગભરાટમા કહ્યું, "હાબ હાબ ખીહોરે ખીહોરે—તીફાથી ખીહો, એ તો કેયો હેલો ખેતરપાડ દેખું—હાય હાય ! હવે હું કરૂં, જરીક લીબુ હોતે કેનીતો હમણાંજ નહાડતે. અરે બાપા આમ આવોરે, નહીંતો કે ઓહે હરખી ઝપટ થહે—અરે આ મ્હોટા બાપા ખેતર પાડ, તું જા ભાઈ, જા, હમે તુને કાંઇ કરહું નહીં. તું હમોને દુઃખ રખે દેતો. હમોને નઇ છેડ હેતો તુને મહાર ઘેર ગયા પછી હારી તરેહથી હમજાવા. જા બાપા જાતો.—ઓહ એ બલામાં હું કોહાંથી આવી પડેલો ! હાય હાયરે બજા, બચ્ચા એ તેં હું કરી મેલેલું. ઓએ દેતા કે મરીબરી જહે, તો તહારાં પોઐરાં તો વાટ જોઇ જોઇ રડી રેહેતો !" બજાએ ખેતરપાડને કીધેલી માનત સાંભળી મેહેરમસ્તે કહ્યું, "બજા, ખબરદાર એવી કાંઇ પણ નાદાની તેં કીધીછે તો. શું દેવ, ભુતને આપણે માનવા જોઇએ? શું એ લયાનતી નજીસ પલીદોને લાલચ આપી સમજાવા જોઈએ. પાક જરથોસ્તી દિનનું પાકીજેહ ફરમાન તોડી શું બદકાર મૂર્તિઓ અને નેહેસ બલાઓને માનવુ જોઇએ? ચુપ ચુપ બીજી વેળાએ એવા કલામ કબુ તહારી જબાનથી નિકળવા દેતો ના." બજાએ લગાર ફફડીને જવાબ આપ્યો, "અરે પણ ઉં તે હું કરૂં, ને કાંહાં જીવ આપું. મહારા લપ્યાં લેવાયને તમે તો (હેલા હાપુર હટાક હાઇ ભાહાંન બોહિં.) હવે કાંઇ કરોની, ને એ બલાને પતાવો, નીતો ઉંતો મરી જવાહ. હા ભાઇ આપરે તો હાંચે હાંચુ કહી દેવાના !" મેહેરમસ્તે જોયું કે

તેમના બોલવાપર કાંઇ પણ ધ્યાન ન આપી કોઇબી દેવ કે જીન સાંમને આવી ઉભો નહી રહયો, ત્યારે ફરીથી એક વેળા બુલંદ અવાજથી કહયું, "ઓ બેસરમ મુજી, કેમ દેહેસ્ત ખાઇ ચુપ થઈ બેહોછે, નિકળ બાહેર અને તહારાં મોહોતનો સિતાબીથી શિકાર થા. એનો પણ ઝાડ પરથી જવાબ મલયો નહીં, જેથી ચીરડાઇને પેલી ચાર આંમળાની જે ડાંખળી ભાલા તરીકે હાતમાં લીધી હતી, તે ઝાડપર મારી કે તુરતજ ઘુવડનું જોડું બિહીને ઉડીગયું તેમના ઉડવાથી પાંદડાંનો ખડખડાટ થયો. તેથી મેહેરમસ્ત સમજ્યા, કે બલા તેમની તરફ આવેછે, પણ એવામા બેહુ પક્ષી બાહેર નિકળી ઉડી ગયાં. આ વેળાએ બજાની નજર તેમના પર પડી. આ ભોળા ગામડીઆએ તુરતજ પોતાની ભુલ જોઇ, અને ખડખડ હશી પડયો. મેહેરમસ્તે ડોલા કકડાવી આવી વખતે હસવાનું કારણ પુછયું. બજો એટલો તો હસ્તો હતો, કે કેટલોએક વખત સુધી મેહેરમસ્તના સવાલનો જવાબ આપી શકયો નહીં. અંતે જયારે જંગી ઘણાજ તપી ગયા ત્યારે બજાએ ખોલાસો કરવો દરૂસ્ત ધાર્યો. તે હસતે મોહોડે બોલયો,—"હાય હાય, હરદાર હેઠ, મે તે આ હું કરી મેલેલું! અરે ભલાં માંનીખ, હું તો ગાંડો થયો તો થયો, પણ તમેબી મહારી હાથે કેમ ચડી ગેલા.! આટલો વારતો મહારા હોંસકોશ ઉડી ગીએલા, ને પેટમાં તો ચકરડાં ગબરડાં રમાંતાંતા ને તમેબી ભાલો ઢાલરો લઇ મ્હોટાં મ્હોટાં અફરગાંન ભાણતાતા—તે હઉ હાંને વરે! હેલા કેહે તેમ આપડેબી કેયો 'કાગનો વાઘ' કરી મેલેલો હો!" પોતાના ગામડીઆ સાથીના આ બોલ સાંભળી સિપેહસાલાર બહાદૂરે અજાયબીમાં પુછયું કે "બજા તું શું કેહેછે? કાગને વાઘ શું? તહારા બોલવાનો કાંઈ પણ ખોલાસો કરશે? આ પલીદ દેવો અને જાદુગરો, કે જે મહારી દેહેસ્તથી નાહસી ગયા તેમને શું તું ઓળખેછે?" બજો હસીને બોલ્યો, "અરે હું જો હેઠ, તમોબી કેથા તાની તોડીને લાંબુ કરતા તે. દેવો હું ને જાદુગરો હું! એ તો કાંઇ દેવહુતાનબી નહીં ને હેલા ખેતરપાડબી નહીં પણ એ કેની તે ઘુવડ ઉતાં ઘુવડ. અવે હમજેલા!" મેહેરમસ્ત ચોંકીને બોલ્યા, "ઘુવડ? બજા, તુંએ શું બકેછે! જા જા જરા આંખ બરોબર ચોળ. તું હમાણાજ થોડો વખત થયો ઉંગમાંથી ઉઠયોછે અને મહને એવું લાગેછે કે ધાસ્તીથી તહારૂં ભેજુંબી જરા ખીશી ગયુંછે હું. આ વેળાએ અને આ ના બિઆબાનમાં ઘુવડ કાંહાંથી આવે? એક પલભી હું તહારા જેવો-વેલો વિચાર નહી કરૂં." બજાએ જવાબ આપ્યો, "તીઆર મેં આંખે જોયેલું, તે ખોટું કે?" મેહેરમસ્ત જરાક હસીને બોલ્યા, ભોલા બજા, તું જાદુગરી અને પેહેલવાની, તથા ફંદ અને ફરેબ એ સર્વેથી તદન નાવાકેફછે. હોય, તેં ઘુવડ ઉડી જતું તહારી નજરે જોયું હોય, પણ તું જાણતો નથી, કે નાપાક જીનો અને દેવો તરેહવાર આકાર લઇ શકેછે. હમણાં તેં જે પક્ષી જોયું, તે કાંઇજ નહીં, પણ એક પલીદ જાદુગર હતો." બજાએ જોયું કે મેહેરમસ્ત તો પોતાનાંજ વિચારને વળગી રહયાછે, ત્યારે કંટાળીને બોલ્યો, "વારૂં ભાઈ ચાલો હેતાનતો હેતાન, ને ભૂતતો ભૂત, તમે જે કેવો તે ખરૂં. અવે કાંઇ છે? હેલી હેરડીની ઘાંણીને જીન કીધો ને આ ઘુવડ તો કોઇ જાદુગરછે. અવેતો બહુ કેની?" અને આ છેલ્લા શબ્દો બોલી બજા ભાખરાજીએ, કામળીપર અળોટયું મારી, પીછોડો મોહ લગીન ઓઢી. ફરીથી નિદ્રાની મીઠી કેફમાં ચકચુર થયો. મેહેરમસ્ત બિચારા આખી રાત વિચાર અને

અંદેશામા બેશીને કાઢી, અને સહુવારનો પોહોર ફાટતાંજ બજાને ઉડાડી, સુરત શેહેરની તરફ પંજઅચેબની લગામ ફેરવી.

વાટમાં ચાલતાં મેહેરમસ્તે બજાને કહયું કે "બજા હવે આપણે સુરતની સરહદમાં આવી પોહોંચ્યા છીયે, આ શેહેરમાં મહારી બહાદુરી અને કુવત દેખડાવ્વાને મહને ઘણી સારી તક મલશે. જેમ આ શેહેર શોહામતનું અને આબાદ છે, તેમજ જાદુઇ અને તલેસમાતો તથા દેવો અને જીનોથી ભરેલુંછે. બજા હું તને જે કાંઇ કહું તેની ઉપર પૂરતું ધયાન આપ. હું ગમે એવી આફતમાં આવી પડું, તોબી તુંએ મારા બંચાવને ખાતર વચમાં આવ્વું નહી. જો મહારી ઊપર હોમલો કરનારા કોઇ હલકા અને નિચ ઓલાદના હોય, તો બેફીકર તું સામને થઈ તેમને તહારા હાથનો સવાદ ચખાડજે, કેમકે કમોના લોકો સાથે મહારા જેવા પેહેલવાનોએ લડાઇમાં ઊતરવું ન જોઇએ. પણ જો મહારો હમનબરદ ઊંચી તોખમનો અને પેહેલવાની ઓલાદનો હોય, તો હુમારે દરમ્યાન તહારે આવ્વુંજ નહીં, કેમકે જ્યાં તુલીક તું જંગી ન હોય, અથવા કોઇબી એલકાબ ન ધરાવતો હોય, ત્યાં તુલીક દલેરો સાથે જંગ કરવું જંગીઓના કાયદાથી ઉળટું છે" બજાએ ડોકી ધુનાવી અને બોલચો, "બહુ હારૂં તમારૂં કેહેલું હું બોલે બોલ કરા. હાચું પુછો તો બા આપુણે તો મારફાડ કે બખેડા ગમતા નથી. ઊંતો અહલથીજ ટાહાડાં પાણીના માટલાં હકો છેઊ. કોઇનીબી મારામારી વચે આપડેતો મરતાંબી માથું નહીં ઘાલીએ. હા જો કોઇ વરી મહારી ઉપર હાત ઊંચકહે, તો પછે હારી પખે તેને કોપરાંપાખ જમાડા, કેમકે આપડે કોઇનું બોલેલું હાંખીએ, પણ મારતો નઇ હોહાએ. હા ભાઇ, આપડે તો જે ખરૂં બોહે તે કઇ દેવાના". મેહેરમસ્તે જવાબ આપ્યો, "ઠીકછે બજા. તહારો પોતાનો બંચાવ તું કરે, તેમા મહને કાંઇજ અડચણ નથી; જા એ વિષે મે તુને પૂરતી છુટ આપીછે બજો બોલ્ચો, "અરે તમે રજા આપો કે નઇબી આપો, પણ ઊંતો મહને જે છેડે, તેનું કાટલું કાડું"

સિપેહસાલાર અને તેમનો ખરબદાર સાથી ગોફતેગોમાં મશગુલ હતા, એવામાં દૂરથી કાઠીઆવાડી ઘોડીઓપર બેસી બે બ્રાહમણ આવતા નજરે પડયા. તેમની પાછલ એક દમણીઆમાં એક લાલાજી મારવાડી અને તેની ઓરત આવતાં હતાં. બ્રાહમણો સાથે તેવોના બે હિંદુ નોકર હતા. મેહેરમસ્તની નજર જેવી તેમનાપર પડી, કે ફરીને બજાને કહયું, કે "બજા જો આ નાપાક જાદુગરો કોઇ ખુબસુરત બાદશાહજાદીને પકડી લઇ જાયછે. તેણીને એ બદકારોના પંજામાંથી છોડવ્વી જોઇએ." બજો બોલ્યો, "આ લેવો, આતો શું હેલી હેરડાં ઘાની હાતની લડાઇના કરતાંબી ગાડું દેખું—અરે જંગી હરદાર, એતો બચારા બામનાછે, ને દમણીઆમાંતો મારવાડી ને તેની બઇરી દેખું, બાદહાજાદી ને જાદુગરો હાના! હુંભાળીને કામ કરજો હો બાપા, નઇતોકે તમારી હાથે ઊં કુટાઇ જવાહુ!" મેહેરમસ્તે જવાબ આપ્યો, "મેં તને ઘણી વેળા કહયું, કે તું એ વાતોથી તદન અંજાણચો છે માટે અવેથી વચમાં બોલતો ના." એમ કહી ઘોડાને એડ મારી રસ્તાની અધવચમાં પેલા બ્રાહમણોની સામને જઇ ઉભા, અને પોકાર મારી કહયું, "સંગદિલ અને સિતમગાર જાદુગરો, સિતાબીથી પેલી રાજપુત્રી, કે જેને તમો કેદ કરી જોરજુલમથી લઈ જાઓછો, તેને મહારે હવાલે કરો, નહીતો મોતને તાબે થવા તૈયાર થાઓ, કેમકે

એજ સજા તમારા જેવા ગુનેહગારોને લાયક છે." બ્રાહમણોએ ઘોડા ઉભા રાખ્યા, અને આપણા જંગીના ચેહેરા તેમજ તેના બોલોથી અજાયબીમાં ગર્ક થઇ જોવા લાગ્યા. તેઓમાંથી એક નરમીથી કહયું, "શેઠજી, અમો કાંઇ ગુનેહગારો કે જાદુગરો નથી, અમે તો ગરીબ બ્રાહ્મણ છૈયે, અને હમારાં કામને માટે જઇએ છૈયે. હમારી પાછલના દમણીઆમાં કોઇ રાજપુત્રી છે કે નહીં તે હમો જાણતા નથી. એટલી હમને ખબર છે, કે એક મારવાડી અને તેની બાયડી તેમાં બેઠેલાં છે. "ચુપ ચુપ રેહો નાપાકો, હું સૌ સમજું છું, એમ બોલી દિલાવર ઓલપાડજંગે ભાલો ઉંચકી એક બ્રાહમણપર એવો તો ધસારો કીધો, કે જો તે ચાલાકી અને સમયે સુચકતાથી ઘોડાપરથી નિચે સરી નહીં પડતે, તો ખચીતજ તેની છાતી વીંધાઇ જતે. પોતાના સાથીની હાલત જોઇ, બીજા બ્રાહમણે ઘોડો દોડાવ્યો, અને કેટલેએક દૂર નિકળી ગયો—બ્રાહમણને ત્યાંજ પડતો મેલી મેહેરમસ્તે દમણીઆ તરફ લગામ ફેરવી.

બજા ભાખરાએ બળદીઆપરથી ઉતરી પેલા નિચે પડેલા બ્રાહમણના કપડાં કાઢવા માંડયાં, કેમકે તે બાપડાએ જંગી સિપેહસાલારથી સિકશ્ત ખાધાથી, તેનાં કપડાં અને જે કાંઇ બીજો સામણ હતો, તેપર અસલી રસમ પ્રમાણે મેહેરમસ્તના નોકરનો યાને આપણા ભાખરાજીનો હક હતો. દિલાવર સિપેહસાલારને દમણીઆની તરફ ગયલો જોઇ બ્રાહમણના હિંદુ ચાકરો બજાની પાસે આવ્યા, અને તેમના ધણીના કપડાં વિગેરે કાહાડી લેવાનો તેને શું હક હતો એ વિષે તેને પુછવા લાગ્યા. બજાએ ઘણીજ તાનથી જવાબ આપ્યો, જેથી પેલા બંને હિંદુઓ તે બિચારાપર ટુટી પડયા, અને લાત તથા હાતથી બજાની સારી પઠે ચાકરી કીધી. પેલા નિચે પડેલા બ્રાહ્મણે જોયુંકે બજો તો માર ખાઇ નિચે પડયો છે, તેવોજ ત્યાંથી ઉઠી ઉભો થયો, અને પોતાની ઘોડી પર સવાર થાઇ ને રસ્તો તેના સાથીએ લીધો હતો તેજ તરફ નાહાસવા માંડયું. પેલા હિંદુ ચાકરોબી બજાને પડતો મેલી તેમનો પાછલ ગયા.

અહિંયાં બજાની ચાકરી થતી હતી, તેટલાં મેહેરમસ્ત દમણીઆમાની મારવાડનની તરફ જઇ પોંહોંચયા. તેણીનો ભરથાર લાલાજી પણ અંદરજ બેઠો હતો. પણ મેહેરમસ્ત બ્રાહમણોપર મેલવેલી ફતેહથી એટલાતો મગન થઈ ગયા હતા, કે તેમની નજર તેનાપર પડી નહી. તેવણ પુર દમામથી મારવાડનની હજુરમાં માથું નમાવી સલામ કીધી, અને કહયું, "ઓ ખુબસુરતીનાં આસમાનના ઝમકતા પુરનુર આફતાબ, જેહાંનના તખતને જેબની આપનાર રોશન એકબાલ શાહજાદી, તું શાદમાન અને ખુશહાલ થા, કે તને જફાકારીથી લઇ જતા લુટારા જાદુગરોને મેં સીકસ્ત આપી છે, અને તેમનાં દસ્તથી તહારો છુટકારો કીધો છે. તું મનમાં કાંઇ ફીકર ના રાખ હું પેલો જમાને આશકાર જંગી મેહેરમસ્ત ઓલપાડજંગ છું. અને મહારી માશુક શેહેરનાજનો રૂપેરી હાથ મેલવ્વાની આરજુથી, જેહાનમા નેકનામી ભર્યાં કામો કરી મશહુર થવાના ઇરાદાથી ફરૂં છું. મહારૂં કામ સદા દુખીઓની દાદ લેવાનું છે. નામવર શાહાજાદી તું ખુશહાલ થા, કે આજે મહારા જેવા એક જંગીના જબરદસ્ત હાથના કુવતથી તહારો છુટકારો થયોછે. હું તહારેથી એટલીજ આરજુ રાખુંછું, કે તહારા મુલકની તરફ રવાના થવા આગમચ તું ઓલપાડની રાહ લે, ત્યાંહ મહારી દિલરૂબા જાની શેહેરનાજ છે, તેણીને મલી તહારો છુટકારો,

કોણે અને કેહેવી રીતે કોધો તે કહી સંભળાવ. સુંદર મુખ નાજનીન, તું આએજ વેળાએ ઓલપાડની તરફ તહારાં કદમ લઇ જા".

મેહેરમસ્તને જોતાં વારજ મારવાડને મોહોડાં પર સાડીનો ઓથો કીધો. અને પેલો લાલાજી ઘોડાવારતો મેહેરમસ્તનું મોહોડુંજ જોવા લાગ્યો. તેણે જ્યારે સાંભળ્યું, કે આપણા સિપેહસાલારે ઓલપાડ તરફ જવા ફરમાવ્યું ત્યારે ગાડાંમાંથી ઉતરી બાહાર આવ્યો અને ગુસ્સામાંજ અરધી મારવાડી અને અરધી ગુજરાતીમાં બોલ્યો, કે "એ પારશી અમ લોકોને ઇદરશી ચુપ્શે જાનેકો દેતો હુવે કે નઇ? જા ગાડી છોડદે, નઇ છોડેગો, તો રામચંદરજી કે કશમ હે કે તેરો દાંત તોડુંગો. અરે એ મુંઢ તું શુંનતો હુવે કે નઇ શુનતો હુવે!— તું બોલતો કયા હુવે?" આ મિજાજી લાલાજીના બોલવાની મતલબ જંગી સમજી ગયા અને ઘણાજ સાંતપણે જવાબ આપ્યો કે "ઓ મરદ, અગર તું ઉંચી ઓલાદનો હોતે તો હું તહારી આ જબાંદરાજીનો સવાદ ચખાડતે. પણ તહારા જેવા એક હલકા અને નિચ શખસના લોહીથી મહારો હાથ રંગીન કરવા હું ચાહાતો નથી." મારવાડી આ સાંભળી ઘણોજ ચીરડાઇ ગયો, અને બોલ્યો "એ ગધો, તું કીશકો નિચ બોલતો હુવે? તેરે શરકે શતરા પંદરાકો મેરે એક ઉગલીશે દબા દઉં, મરદ હોવે તો શામને આ, ખેંચ તલવાર ફેર મેરો હાત દખે." એમ કહી દમણીઆમાંથી પોતાની તલવાર ખેંચી કાહાડી. મેહેરમસ્તે હાતમાંથી ભાલો મુકી દીધો અને ઢાલ આડી ધરી તલવાર ખેંચી. મારવાડને ઘભરાઇને દમાણીઉં ત્યાંથી હંકરાવી જરા દુર ઉભું કીધું. બન્ને એક તરફ પોતાના બળદીઆનો નાથ ધરી જંગનું પરિણામ શું નિપજેછે તે જોવા ઉભો. લાલાજીએ પોતાંના બંચાવને માટે દમાણીઆમાંથી એક તકીઓ ઉંચકી લઇ ઢાલને બદલે માંથાપર ધર્યો. અને એક સખ્ત જરબ મેહેરમસ્ત પર લગાવી. સરદારે તુરતજ ઢાલ આડી ધરી બંચાવ કીધો. જો મેહેરમસ્તે આ વેળા ઝડપથી પોતાંનું માથું બંચાવ્યું ન હુતે તો લાલાજીની શમશેહેરની એકજ જરબથી તેવનની જીંદગીનો તેમજ મુસાફરીનો અંત આવતે. જંગી સિપેહસાલારે ચશમો આસમાનની તરફ ફેરવી અને યઝદાંનની મદદ માંગી કે "ઓ બેકિનાર હસ્તીના ખાવીંદ સાહેબે કુદરત, આ આફત ભર્યા વખતમાં તું મહારો મદદગાર થા. દુસ્મનની ઉપર મહને ગાલેબ લાવ અને ઓ કિર્તાર હંમેસગીની નામોશી અને બદનામીના કાળા ડાઘથી મહારૂં ખાલેસ નમ બંચાવ, ઓ દિલરૂબા માશુક શેહેરનાજ આ મુશ્કેલીમાં મહારી મદદે પોંહોંચ," આ સખુનો બોલી પુર જોશમાં આવી મેહેરમસ્તે તલવાર ઉંચકી, લાલાજીએ તકીઓ આડો ધર્યો અને પોતાનીબી શમશીર ઉડાવી—આસપાસના તમાશગિરો આ જંગનું પરિણામ જોવા માટે ઇનતેજારીથી ઉભા અને—

**તમામ થાયું પુસ્તક પેહેલું***



## પુસ્તક બીજું

# પ્રકરણ ૯ મું.

### જંગ કીધું શૂરા સિપેહસાલાર મેહેરમસ્ત ઓલપાડજંગે લલાજી સાથે અને શીકીસ્ત ખાઈ નાહાઠો લલાજી જંગી મેહેરમસ્તના હાથથી.

બાહાદુર જંગીએ શેહેરનાજનું નામ જબાનપર લીધું અને લલાજીની જરબની વાટ જોતો ઉભો. આ બંને દિલાવરો એકમેકને ધુરકવા લાગ્યા, અલબત્તા પેહેલો ઝટકોતો તુંદ મિઝાજના લલાજીએજ લગાવ્યો, તે એટલોતો સખ્ત હતો, કે અગરજો બરાબર લાગ્યો હતે, તો ગરીબ મેહેરમસ્તનો તુરતજ અંત આવતે પણ તે દાદગરે આપણા દલેરને મ્હોટાં અને મુશ્કેલ કામો બજાવવાને માટે જીવતો રાખ્યો. લલાજીની તલવાર લગાર વાંકી ગઈ અને મેહેરમસ્તના બે ફાડ્યાં ન કરતાં, તેની મુડાંનો કોલાહુનો કેટલોએક ભાગ અને એક તરફનો કાન કાપી, ઢાલી ખાંધપર પડી.

ઓ જમીન, તું થર થર ધુજ! આસમાન ફાટ! કેમકે જંગી મેહેરમસ્ત ખફા થયાછે! અરે કોણની કલમમાં તાકતછે, કે આ મરદાને મરદના ગુસ્સાનું બયાન કરે! હા! લલાજીની તલવારના ઝટકાથી તેનું હૈશની લોહી ઉકળી આવ્યું, કીનાનાં આતશથી તેનું તન નેતરની મિસાલે કાંપવા લાગ્યું, તેની ચમકતી ચશમોમાં ખુનનું લોહી જોશ મારવા લાગ્યું, મેહેરમસ્તે બંને હાથે શમશેર પકડી, અને એક સખ્ત જરબ મારવાડીના માંથાપર લગાવી; સારાં ભાયગે તેણે તકયો બરોબર સર ઉપરજ ધરયો હતો, કેમકે આપણા શૂરા સિપેહસાલારની તલવારનો ઝટકો એવાતો જોરથી પડયો હતો, કે લલાજીના માંથાના બે કટકા થતે. પણ એટલીજ જરબ બસ હતી, તેનાં નાક અને કાન તથા મ્હોડાંમાંથી ખુન નિકળવા લાગ્યું, અને તે ચુમરી ખાઈ જમીન ઉપર પડયો. મેહેરમસ્ત થંડે પેટે ઉભા રહી તેને ટિકવા લાગ્યા, અને તેને જમીનદોસ્ત થયલો જોઈ આસ્તેથી ઘોડા ઉપરથી ઉતરી તેની છાતીપર પગ મેલી, અને તલવાર ઉંચકી કહ્યું, કે "એ બેહયા બરગશ્તે નસીબના જાદુગર, આએજ ઘડીએ મહારે તાબે થા, નહીંતો એકજ ઝટકાથી તહારૂં સર ઉરાડી મેલશ." બાપડો લલાજીતો બેહોશજ થઈગયો હતો, તે તેનાથી બોલાય તે શું! જંગીએ શમશેર ઉઠાવી અને ચાહ્યું, કે એક જરબ મારે, એટલામાં પેલી મારવાડન ગાડીમાંથી ઉતરી પડી અને તેના પગપર માંથુ મેળી પોતાના ધણીને બચાવવાને માટે આજેજી કરવા લાગી, તેણીના ચેહેરો જોઈ, સિપેહસાલારનો ગુસ્સો લગાડ નરમ પડયો. તેણે કહ્યું, કે "ઓ ચંદ્રબદન, મનમોહન શેહેનશાહજાદી, હું આ મરદને એક શરતે જીવતો છોડશ,

તે એછે, કે એ પોતે ખુદ મહારી શેહેરનાજની હુજુરમાં જાએ અને તે બેનમુન આફતાબ સમાન નારની ગુલામગીરી કરવા બંધાએ. અગરજો એ મહારી શરત પર એ રાજી હોય, તો હું એને જીવતદાન બક્ષું." ઘભરાયલી બાપડી મારવાડને તે સર્વે કબુલ કીધું, જોકે મેહેરમસ્તના બોલવાનો તે એક સખુન પણ સમજી ન હતી. બાહાદૂર બોલપાડજંગે તેણીની કબુલાત લઈ કહ્યું, કે "ખુરશેદ રૂખસાર મેહેબુબ, તહારા બોલવાપર મહને ભરોસો આવેછે, જા મેં એને તને બક્ષ્યો, એના એક બાલને પણ હું ઈજા કરનાર નથી." લલાજીની બોરતે ગાડીવાળાની મદદથી પોતાના ભરથારને ઉંચકી ગાડીમાં મેલ્યો, અને ગાડું હંકરાવ્યું—મેહેરમસ્તે પંજઅયેબની તરફ કદમ ફેરવ્યાં.

# પ્રકરણ ૧૦ મું.

## ગોશ્તેગોશ કીધી બાહાદૂર સરદાર મેહેરમસ્તે પોતાના વિશ્વાશુ અને ચરબદાર સાથી બજા ભાખરા સાથે.

પેલા બ્રાહ્મણોના ચાકરોને હાથે મલીદો જમી આપણા કુંબુસ ભાખરાજી, જે દુખતાં શરીરે એક તરફ ઉભા રહી લલાજી અને મેહેરમસ્ત વચેના જંગને ભારે ધ્યાન અને આતુરતાથી જોતા હતા, તેવણ મેહેરમસ્તને જીતેલા જોઈ હરખાતા અને ખુશ થતા જંગીની પાસે આવ્યા. અલબત્તા આટલોવાર તુલીકતો આ ભોળો ગામડીઓ ખોદાની હુજુરમાં અરજ કરતો હતો, કે તેના ધણીની જીહીત થાય અને લલાજીના હારવાથી કોઈ મ્હોટાં અને આબાદ મુલકની બાદશાહત તેને મલે, કે જેથી તેની સારી જીંદગી અમન ચમન અને મોજ મજાહમાં ગુજરે. આ ભારે લડાઈનું પરિણામ જોઇ બજો ઘણોજ મથન થઇ જંગીની નજદીક ગયો, અને નમનતાઇ કરી પગે પડી બેહદ નરમાસથી કહ્યું, "મેહેરજીભાઇ બાપા, જો એટલો મેરબાની કરહો, તો જનમવેર તમારા હકમાં દુવા કરા, આજે હેલા લંબુહીઆ હાથે તમે લડાઇ કરીને જે હેર જીત્યું, તેનો મહને શજા કરી દેવો. જો બચ્ચાં પોએરાં હાથે તમોને જીવા તાંહાં લગીન યાદ કરા. તે ગમે એટલું મ્હોટું હેર ઓહે, તોબી મહારીતો ખાતરીછે, કે હું તેપર રાજ કરી હકા. હાજી આપડે દખાઇએ એવા, પણ તે ફાંમ બઉ રાખ્યે હો—હમજેલાકે?" મેહેરમસ્તે હસીને જવાબ આપ્યો, "ભોલા બજા, કાંઇ દરએક માણસ બાહાદશાહ હોતા નથી. આજે મેં જે આ જંગ કીધું, એવાં તો કાંઇ દર વેળાએ સેંકડો કરવાં પડેછે. પણ હંમેશાં દુશ્મનબરદો, જોકે તેવો ઉંચાં કુળના હોયછે, તોપણ કાંઇ શેહેરકે સલતનતના વાળી હોતા નથી, જેથી દરએક એવી લડાઇથી બાહાદશાહતની આશા રાખવી ફોકટછે. એમાંતો વખતે એક કાન, કે હાથ અથવા આંખ જાય યાતો માંથુ ફુટે, બાકી બીજું કાંઈ મલવાની ઉમેદ ખોટી. પણ તું કાંઇ ફીકર

નો રાખ, કેમકે જે પેહેલું શેહેર હું જીતશ તેની હુકમત તહારે હવાલે કરશ." બજાએ મેહેરમસ્તનો ઉપકાર માન્યો, અને તેને ઘોડા ઉપર બેસાડી, પોતે પણ પોતાના બળદીઆપર સ્વાર થયો અને આપણા જંગીની પાછળ ચાલવા માંડયું. મેહેરમસ્તે પંજઅયેબને દોડાવ્યો અને પાસેના એક જંગલમાં દાખલ થયો.

પોતાના ભારી આંગ અને બળદીઆથી જેટલી બને તેટલી કોશેશ કરી બજો પણ મેહેરજીભાઇની પાછળ લાગો : પણ પંજઅયેબ લગાડ ગરમ થવાથી, બિચારા ભાખરાજીથી મેહેરમસ્તની સાથે રેહેવાઇ શકાયું નહીં ; તે ઘણો પાછળ પડી ગયો હતો, તાપણ શૂરા સિપેહસાલારે તેની તરફ કાંઇ પણ નિગાહ ન પોંહોચાડતાં આગલજ વધવા માંડયું, છેલે બજાએ હાંક પાડી, જેથી મેહેરમસ્તે પંજઅયેબની લગામ રોકી તેની ચાલ ધીમી કીધી અને બજો જેવારે પાસે આવી લાગો, તેવારે બનેએ સાથેજ આગલ કદમ ભર્યાં. દૂરવેરથી દોડી આવવાથી બજાનો કાંઇએક દમ ભરાઇ આવ્યો હતો, તે ઉતરવા પછે તેને આસ્તે રહીને, સલાહ આપી, કે " મેહેરજીબાપા, હું તો ધારૂં કે તમે કેથા ઇફાં ગામડાં ભણી ચાલી, કોઇના ઝુંપડામાં એક દહાડો ઉતારો કરો તો હારૂં. કેમકે આજે તમેજે હેલા મારવાડાને ચાંપેલોકેની, તે જાઇ કરીને તમારે છેતે. હેલા ફકીરા પટેલને કેહે એહેનો તે તો લાગલો તમોને ને મહને બેઉને પકડી કરીને મુહકાટાટ કરાવી, હેલાં લોકોને ભેગાં કરી નયાય કરાવહે ; તો તમારૂં મ્હોત ને મહારી કમબખ્તી. જો બાપા આપડે તો કેથા હરકારદરબારે ચહડેલા નહીં, ને ચકેરી,બકેરીનો ઉંબરબી નહીં દીઠેલો, તે બાપજી આપુને કોઇ તોંહુ લઇ બઇ જાહેતો. આપડેતો કાચનો ભુકો કરી ફાકી પોહોઠી રેહવાનાજો–હાબા આપડેતો જે હાચેહાચું બોહે તે કહી દેવાના"! " ચુપ ચુપ," લગાડ ગરમ થઇ બોલ્યા જંગી, " બજા તું દેવાનોછે. કોણની મકદુરછે, કે મહને દરબારમાં ઉભો કરે, મકદુર શું પટેલની કે તે મહને બંધાવે. શું આ જઇફ રગોમાં વેહેતું ઇરાની લોહી એટલું પાતળું થઇ ગયુંછે, કે હું– મેહેરમસ્ત બોલપાડજંગ બાહાદૂર, એક નિચ અને હલકા ખાનદાનના પટેલને તાબે થવશ !—શું આ દસ્ત જોરાવર એટલા નાતવાનછે, કે ચુપકીદીથી મહને લાગેલું અપમાન હું સોશી જવશ? નહીં, આ બાજૂ જોરમંદ, દેવ અને જીનોને શીકીસ્તની આપનારી મહને યારી આપશે. મહારી તેજ શમશેર દુશ્મનોના હુમલાથી મહારો બચાવ કરશે—કોઇએબી આજતુલીક એવું સાંભળ્યું નથી, કે એક જંગી સિપેહસાલાર એક નાચીજ પટેલને તાબે થઇ, પોતાના નામ અને ખાનદાનને એબ લગાડે. વળી શું તું જાણતો નથી, કે પેહેલવાનોને તો પોતાના હમનબરદને જમીનદોસ્ત કરવાનો હકછે. હું ચાહે જેટલી ખુનામરકી કરૂં તોબી મહને કોઇ પુછનાર નથી." બજો આ સર્વમાં કાંઈ સેજજ સમજ્યો હતો, તે હળવેથી બોલ્યો, " અરે બાપા આપડે કાંઈ તમારી ખુનામાંની મરઘી કે મરઘા કાંઇ હમજતા નથી, આપડેતો એટલું જાણીચે, કે જે કોઈ રહતામાં કેહાદને દંગા

મહુતીં કરે, તેને પકડી કરીને તમારે છે તો ફકીરો પટેલીઓ હજા કરે. હું તમે ભુલી ગયલા, ગેઈ દીવારીએ કાનજી મકનના પોએરાએ ધનજી ધપકીઆનું નાક કરડી ખાધેલું કરી તેને ઘધેડે બેહાડી અરધી મુછ બોડાવી ગામની પાદરે મુકી આવેલો તે ?" મેહેરમસ્ત હસીને બોલ્યા, "ચાલ બજા તુ કાંઇ ફકર નો કર, હું તુને મહારા પેહેલવાની ધર્મના કસમ લઇને કહુંછુ, કે કોઇબી શખ્સ પછે તે ગમે એવો જોરાવર કે દરજાવાળો હોય, તે મહને જેર કરી શકનાર નથી. ચાલ એ વાતને પડતી મેલ, અને મહને કહે, કે તેં કોઈપણ તવારીખમાં મહારા જેવા જબરદસ્ત અને કૌવતમંદ જંગી વિષે વાંચ્યું છે ?" બજો જરાક ગોઠવાઇને બબડીઆપર બેઠો અને બોલ્યો, "જુવોની ભાઈ, આપડેતો પાટીપર ધુરએ ન છાંટેલી ને હાતમાં બરૂએ ન લીધેલું—તે ભવારીખને મવારીખ કાંહાં વાંચવા બેહીએ–પણ એટલુંતો ખરૂં, કે મહારા જનમમાંબી મેં તમારી ઝડપવાળા, ને તલવાર મારનારા, ને ઘોડે અહવાર, ને મારફાડ કરનાર દીઠેલાએ નહીં, ને હાંભડેલાએ નહીં.—પણ એ વાત મેલી દેવો ને હેલો તમારો કાન પેલા હવેમાન હાટકાના કોઇતાં વટે કપાઇ ગયેલો, તે તેમાંથી બઉ લોહી જાય, તેને કાંઈ બાંધવા દેવો. મહારી પાહે જરીક કારો મલમ છે, તેનો આગરી કરી મારા, એટલે હઉ રૂજાઇ જહે."

"અફસોસ !" બોલ્યા મેહેરમસ્ત "જો આજે મહારી પાસે લુકમાન હકીમનું રોગન હતે, તો મલમ કે આગરીની કાંઇ જરૂર નહીં પડતે !" બજાએ અજાયબીથી મહોડું ઉઘાડ્યું અને પુછવા લાગો, "પણ મેહેરજી બાપા, એ તે હું બોહે વારૂં ?" મેહેરમસ્તે ગંભીરપણાથી કહ્યું, "તે એક જાતનું ઓષડ છે, જે અસલના વખતમાં જંગીઓ વારેઘડીએ વાપરતા હતા. પણ તેની મેળવણીથી કોઈએકુજ જાણીતું હતું ; આઈનિદે લુકમાન નામના વખણાયલા યુનાની હકીમે એ અજાયબી ભર્યાં ઓષડની બનાવટ જાહેર કીધી હતી ; ત્યાર પછે તે વારંવાર યુનાનીઓ વાપડતા હતા. એ રોગન કેમ બનાવવું તે હું જાણું છું. તે જેની પાસે હોય, તેણે મોહોતની અથવા જખમની કાંઈજ દેહેશત રાખવી નહીં. કેમકે એ રોગન બે છુટા થયલા કટકાઓને પણ જોડી નાખેછે. હવે પછે કોઇપણ વખતે જો જંગમાં દુશ્મનની શમશેરથી હું કપાઇ જાઉં, તો તે મહારા તનના કપાયલા કટકા બરોબર સાથે મેલવી, તેમના ઉપર તે રોગન લગાડવું, અને થોડાંક ટીપા મહારા મોહોડામાં નાખવાં, એટલે હું તુરતજ જીવતો થઇ ઉઠશ."—બજો આ સાંભળી ઘણો તાજુબ થઇ અને હદના કરતાં પણ જીયાદે મોહોડું પહોળાસી વિચાર કરી બોલ્યો, "તીઆરતો હાબ મને કેની, તે એજ હેલું તમે કેઓ તે 'લુમકા'નું ઘોગન કે ચોગન જે કહ્યું, તે કેમ બનાવવું તે જરીક હમજાવો. જાઇએ તો પછે હેરની બાદહાઇ બીદહાઈ નો આપતા, આપડે ઇમાંથીજ ચાર પૈહા કુટી કાઢી, બૈરી પોએરાંનું ગુજરાણ કરહું.—પણ હાબ આતો પુછવાનુ હું ભુલો ગયલો, એ હેલું રોગનું કરવા કંઇ ઘણા પૈહા પડે કે વારૂં ?" જંગી-

એ જવાબ આપ્યો, કે "ફક્ત બે અથવા ત્રણ આના તું ખરચશે, તો બે ત્રણ બાટલી ભરીને એ અકસીર રોગન બનાવશે." બજો હર્ખમાંજ જડપમાંથી બો-હ્યો, "તીઆરેતો વાઉવાજી વાઉવા—આપણું પાવલે પાવલેઅી જો તાલો વેચ-હું, તો મહિને દહાડે વીહ પચીહ રૂપીઆ પેદા કરહું—ઓ-હો-હો-તીઆરેતો ચાંદીજ છે! બચા બજા, તુંતો હરખે માતી જવાનો—વીહ પચીહ રૂપીઆ મહિને દહાડે!—હાએ-હાએ-હાએ! હેલા બેહેલા બકરીની છ મહિનાની આવક કરતાંબી વધું! ઓ હો હો! હું ભાઇ પછેતો તહારો ઠાઠ! ઉંચીતો ટોપી—ને ફોરા કકરતા મોંઘેટે પાચેચના લેંગા—ને હુરતી અલેચાની તુમાન—ને બંગાલી લેટના હદરા—ને ચુંદરીના રેહમીતો ખાંદે રોમાલ—ને રૂપાનીતો તમખીરની હાબટી-ને-ને-ને-તુંતો! નકરો જાણેકે પછેતો હુરત હેરનો કોટવાલજતો! ઓ ભાઇ ભાઇ ભાઇ! પછે રહતે જતાં મને લોક હલામ કરહે, ને હુંબી રોબમાંનો રોબમાંજ નવલહા હીરજીના પોએરાની કની પાનછેરી હીલવા—ઓ ખદાએજી એ દહા-ડો કીઆર આવહે!' બોલો બજો ખુશીમાંનો ખુશીમાંજ હજુર ઘણુંએક બોલતે, પણ મેહેરમસ્તે તેને અટકાવ્યો; અને કહ્યું, "આપણી મુરાદ પાર પડવા આગમચ, એટલો બધો હરખ ન દેખાડવો જોઇએ. પણ ફકર નહીં, કેમકે તું એક દિવસે મ્હોટો તવંગર અને દબદબા ભરેલો થશે—અને શેહેરે શેહેર તહારૂં પણ નામ મેહેરમસ્ત બોલપાડજંગ બાહાદૂર સિપેહસાલારના નામની સાથે જેહાંનપર મશાહુર અને આશકારા થશે—બજા, હું તને તહારી નમક હલાલીના બદલામાં બીજું ઘણુંએક શિખવશ. પણ જરા તું કહેતો હતો તે કાળા મલમની આગરી મહારા કાનપર લગાડ, કેમકે તે ઘણોજ દુખેછે."

બજાએ કાંઇ મલમ લઇ તેના કાનપર લગાડ્યો—મેહેરમસ્તે જ્યારે જોયું, કે પેલા મારવાડીની તલવારે એક કાનની સાથે તેમની પુડાની કોલાહનો પણ એક કટકો કાપી નાંખ્યો હતો, ત્યારે તો તેમનું લોહી ઉકળી આવ્યું, અને જુસ્સામાંજ પોતાની શમશેરપર હાથ મેલી, આંખો આસમાનની તરફ ફેરવી બોલ્યા, "અએ યઝદાંન, જમીન અને આસમાનને પનાહના આપનાર જ્યાં તુલીક, મહારા ઉપર ગુજરેલા આ ભારે જુલમાતનો હું બદલો નહીં લેવસ, તયાં તુલીક મહારા તન પરથી આ ભારે બખ્તર, આ કોલાહ, અને ટોપ અને પગમાંથી જોડા નહીં કાઢશ—જ્યાં તુલીક વેર નહીં લેવશ, ત્યાં સુધી બીછાના-પર નહીં લેટશ. ફક્ત સખત જમીનપર આરામ લેવશ, અને કોઇબી રીતે એશો અશરતમાં શામેલ થનાર નથી. ઓ યઝદાંન, તહારી સનમુખ મેં લીધા છે સોગંદ, અને તે મહારા જાનો દિલથી પાલશ." મેહેરમસ્તના આ દિવાના સખુન સાંભળી, તેનો ચરબદાર સેવક બોલ્યો, "પણ ઓ મેહેરજી કાકા, એ તમે હું બોલો, વરી હાનું નવું વેર લેવા હોગન લીધેલા, તમેતો લ્હેલો માર-વાડો, જે જાદુગર છે કરી તમે કેવો, તેનેતો તમે જેર કીધેલો, ને હંધું તેના-પર વેરબી લીધેલું, તે ફરી હું કરવા એવા એવા કઢંગા હોગન ખાવો?" બજાનું

આ બોલવું મેહેરમસ્તને કાંઇએક પસંદ પડયું, તેથી નરમ થઇ બોલ્યા, "તું દરૂસ્ત કહેછે: મેં મહારો તમામ કીનો લીધો છે, જેથી ફરીથી તે જાદુગર ઉપર જંગ મચાવા વિના મહારા કસમ હું ફરવું છું—પણ જયાં તુલીક હું એક નવી કોલાહ જીહોતી લઇ, કોઇ દુશમનના સર ઉપરથી ઉતારી, તે મહારાં સર ઉપર નહીં પેહેડશ, ત્યાં તુલીક મેં આગલ કહેલા સોગન જરૂર બા જરૂર પાલશ. બજા તું મહને કાંઇ રૂઉનો અથવા મિણનો બનાવેલો નો સમઝતો. ખાલેસ પેહેલવાની લોહી આ જબરદસ્ત શરીરની રગોમાં દોડેછે. હું દુશમનને શિકસ્ત આપશ, અને જે મિસાલે દિલાવર પેહેલવાન કેરશાસ્પે પોતાના હમનબરદ સુરખાબ દેવને જમીનપર પટકી, તેની કોલાહ પોતાના સર ઉપર સોભાવી હતી, તેજ મોઆફક હું પણ કોઇ દેવ યા જીન, કે શૂરા સરદારને જેર કરી, તેની કોલાહ આ બુલંદ સરપર મેલશ. હા! કસમ છે મહને મહારી તેજ શમશેર અને ભારે ગુરૂજના, કે આ કામ જયાં લગીન નહીં બજાવશ, ત્યાં લગીન મેં પેહેલે કહેલી સર્વે શરતો પાલશ." બજાએ ફરીથી સમજાવ્યું, કે "જુવોની હાબ, એ દમહોાન ખાવો તે હારૂં નહીં, એથી તંદરોહતીમાંબી બગાડો થાય, ને વરી અમહથી બીજી પીડાવો વળગે. જાંહાંનમમાં લાખો એવા હોગનને હમને—ખદા નઇ કરેને ...ઉ લાં... વખત હુધી કોઇ તમે કેહેવો તેમ કોહોલાં પેહેડેલો વાટે નહી મલે, તો હું તમે તાંહાં લગીન આ બખતરનો કોથરો ઓરવીજ રાખહો ને પગમાં ખાહુંડાં રાખીનેજ હુહો કે માથે આ કાંહીઓ ને કંમરે કોઇતું બાંધીને ફરહો? વરી તમે, એકતો હેલા બમન બુમલાની કાની હુકાઇ હોરાઇ ગીએલા, તે રોજ જમીનપર હુહો, તો કાલનો દુકાલ આજે પાડહો. ને વરી તમે કેવો કેજેકે, રહતામાં કોઇ પેહલવાંન મલહે—અરે પનતે હૈંઆ હીપાઈ હપલાનું નામ નહીં મલે, તે પેહેલવાંન ને જંગી, ને ભંગી કાહાંથી આવે! આ વાટેતો ગાડાંવાડા—દુબડા—અમારા હકા ગામડીઆ, ને હુતાડા પીંજાડા જાય; જે લોકે જનમમાં જંગલી કોડોલાં હીવાએ, બીજાં કોહોલાં કે કોહોલી દીઠલાંએ નહીં—તે તમોને એવી કોહોલાં તે કાંહાંથી મલહે?" મેહેરમસ્ત હસીને બોલ્યા, "બજા તું શું જાણે—આ બીઆબાન એવુંછે, કે સેજ વારમાં આપણને જેટલા જોઇએ તેટલા પેહેલવાનો અને કિલ્લાઓ વિગેરે મલશે." બજો ડોકી ધુનાવી બોલ્યો, "વારૂ બાપા ખદાએ કરેને કોઇ માએનો પુત વેહેલો મલેતો હારૂં થાય—કે તમુનેબી કોહોલાં મલે, ને એકુ ગામનો હુંબી પાદહા થઇ જાઉં." મેહેરમસ્તે આ સાંભળી જવાબ આપ્યો, "બેફીકર રહે, તું શામાટે એટલો નિરાશ થાય છે? જો થોડા દિવસની અંદર, આ બિઆબાનમાં કોઇને હું શિકસ્ત આપવાથી એક શેહેર મહારા કબજામાં નહીં આવશે, તો, હું ફકત તહારેજ વાસ્તે ચિન અથવા તુરકસ્તાનપર ચઢાઇ કરશ, અને એ બંનેમાંથી એકુબી જીતી, તહારે હવાલે કરશ—પણ હવે એ વાત પડતી મેલ્યે; તહારી પાસે કાંઇ ખોરાક હોય તો કાઢ, કે આપણે તે જમી નજદીકમાં કોઈ કિલ્લા અથવા મેહેલની તલાસ

કરીએ અને એક રાત ત્યાં વાસો કરી લુકમાનનું રોગન બનાવી—પાછા સફર કરવા કદમ આગલ ધરીએ." બજ્જો બોલ્યો." બાપા, મહારી કોથળીમાંતો થોડાક કાંદા, એક બે મુડા, ને બે ત્રણ હુકા બુમલા, ને જરીક રોટલી હીવાય બીજું કાંઇ નથી. અને એ કાંઇ તમારાથી નહીં ખવાય, કેમકે તમે મ્હોટા હરદાર, તે એ કાંઇ તમારે લાયકનું નહીં મલે." મેહેરમસ્ત લગાડ વાકું મ્હોડું કરીને બોલ્યા (કેમકે તેનાનો કપાયલો કાન ધટકા મારતો હતો) કે, "નાદાન મરદ, તું પેહેલવાનોની રસમ અને રેવાજથી કેટલો નાવાકેફ છે! અલબત્તા, જો કાંઇબી ખોરાક નહી મલે, તો હમોને ભુખ્યાજ રેહેવું લાજેમ છે, પણ જો કાંઇ મલે અને પછે તે ગમે એવું હલકું હોય, તોપણ તે ઉપર શુકરાના કરવા સજાવાર છે.—જોકે મેં એકપણ નામાં અથવા કેતાબમાં કોઈ જંગીએ બુમલા અને કાંદા તથા મુરા ખાધા વિષે વાંચ્યું નથી—તોપણ એમાં કાંઇ નુકસાન જેવું નથી. પેહેલવાંનો ખાતા હતા, એમાંતો કાંઇજ શક નથી, કેમકે આપણે વારેઘડીએ વાંચયે છૈયે, કે તેઓ વારંવાર મ્હોટી મ્હોટી મિજલસોમાં ગઝક અને એવાં બીજાં સુથરાં પકવાનોપર હાથ ચલાવતા હતા. એટલું તો ખરૂં છે, કે કોઇબી શૂરો સરદાર જંગપર બબરચીને સાથે લઇ જતો હતો એવું મહારા વાંચવામાં આવ્યું નથી. તે ઉપરથી એમ સાબેત થાયછે, કે જંગલો અને વેરાંનોમાં જંગીઓ, દહેકાનીઓ અને ખેડુતોને ત્યાં વાસો કરી, જે ખોરાક આજે તહારી પાસેછે, તેવાં સાદાં ખાનાપર શુકર કરતા હતા." બજ્જો બોલ્યો, "તીઆરતો કાંઇ બોલાયું હોય, તે માફ કરજો ; ઉંહું જાણું ? ઉં મકુજે હરદારોતો હારૂં હારૂંજ ખાતા ઓહે—આપરે હું જાણીયે, કે તે બાપડાઓ હુકાં ખાણા પણ થપાટી જતાતા—વારૂં બાપા, તમે મ્હોટા મ્હોટા પોથાઓ વાંચો, તે તમે હઉ જાણો—આપડેતો ગામડીઆ ગમાર છૈયે—જે કોઇતે હાજી હા કરહું—ને આજનું તમારૂં કહેલું કાલે પુછો તો ઠઠ ! ચાલો ભાઇ અવે કોઇ કિલ્લામાં તમે કેતો તેમ ઉતરહું, તીઆર તમારે હારૂં હકુંપાકુ કોથરીમાં ભરી લેહું—ને આપડે વાહતે કાંઈ મરચી, હાખ, ઇંડા એવું એવું લેહુ—હારૂં થયું કે તમે જરીક ચેતાવ્યું." મેહેરમસ્તે આ સાંભળી જવાબ આપ્યો, કે "હું એમ નથી કેહેવા માંગતો, કે સાદું ખાણુંજ પેહેલવાનોને સજાવાર છે. જે મલેતે ગનીમત સમજવું જોઇએ—કોઇ વખતે અસલના વખતમાં નરેશેરો દિવસોના દિવસો તુલીક જ્યારે કાંઇજ ન મલતું, ત્યારે ચોકસ જાતના ઝાડના પાતરાં ઉપર ગુજરાણ કરતા. એ સર્વે પાલાવોથી હું સારી તરેહથી માહેરછું અને વખત આવશે ત્યારે દેખડાવશ."—બજ્જો ફીકો ચેહેરો કરી બોલ્યો. "ખદાએ એવો વખત આપડા દુહમનનેબી નઇ દેખાડે—ને જો એવોબી આવહેતો, તીઆરની વાત તીઆર થઇ રેહે, અવડેતો આ જે છે તે ખાવો." એમ કહી જે કોથળીમાં હતું તે મેહેરમસ્ત અને પોતાના વચ્ચે વેહેંચી લઇ—આ નમકહલાલ અને ભોળો ગામડીઓ ખાવામાં મશગુલ થયો ; અને તુરતજ મેહેરમસ્તે પણ

તેનો દાબલો લઇ બોખે મ્હોડે જેમ અવાય તેમ સુકી રોટલી અને બુમલા તથા કાંદા ઉપર હાથ ફેરવવા માંડયો. બજો, ખાવાનો તેમજ પીવાનો પણ ઘણો શોખીન હતો, જેથી તે હંમેશાં પોતાની સાથે બે ત્રણ બાટલી મોહો-વડાંની રાખતો, અને તેમનાપર કોઇની નજર નહીં પડે કરી પોતાના બળદી-આની છનપર એક જગ્યાએ છુપાવી રાખતો. લાંબી મંજલથી તેને ઘણી થાક ચઢી હતી, અને સરેસ્તાનો વખત થવાથી તેનું નાક સુકાયું હતું, જેથી તેણે એક બાટલી કાઢી હાથમાં લીધી અને મેહેરમસ્તની તરફ ફરીને બોલ્યો, "મેહેરજીભાઇ, એક ગોટ લેવો તો, તમારો કાનખી દુખતો નરમ પડહે, ને થાકબી ઉતરહે"—પણ મેહેરમસ્તે ના પાડવાથી આ માતેલા ગામડીઆએ બાટલી મ્હોડે લગાડી, એક મ્હોટો ગોટ લીધો, અને સેહેજ વારમાં તેની ખુશ કેફમાં ચકચૂર થઇ, તે નીચલું ગાયન લલકારતો આગલ ચાલ્યો.

## લાવની.

"મનમોહન બજાવે બાંસરી, ગોવાલન ઘેરી"—એ રાહ પર.

ઘર ભાણીજ હમારો જીવરે—અને મન મહારૂં, અને મન મહારૂં;
હંગ છૈયાં છોકરાં મહને—લાગે બહુ પ્યારૂં.

માહારી ભીખી વહુ હઉ હાતે—બાંધતી બરચાં, બાંધતી બરચાં;
એવી વડકની આપણે ગમે—કહું બોલ હાચ્ચા.

નખરાંરે, પહંદ પડે તેહેના ભારી,
નખરાંરે, કરે તે વાહુ આંખ મારી;
નખરાંરે, પ્યારાં ભીખીના પ્યારી:

કેમ એવી પોરીને પ્યાર—કરૂં નહીં વારૂં! કરૂં નહીં વારૂં!
હંગ છૈયાં છોકરાં મહને—લાગે બહુ પ્યારૂં:—

છૈયાંતો મહારાં છ હાત—માતેલાં હરવે, માતેલાં હરવે:
ગોલ ગોલ અને ભરપુર—ખાવે ને ફરવે.

પોએરાંરે, હંધાતો જાણે રમકડાં,
પોએરાંરે, રમે મહારાં નાહનકડા;
પોએરાંરે, ઘરે ખાતાં ધપકડાં:

મહારૂં ઘરતો ભાઇઓ હાંચે—ખરૂંજ હુખીઆરૂં, ખરૂંજ હુખીઆરૂં;
હંગ છૈયાં છોકરાં મહને—લાગે બહુ પ્યારૂં.

ગામડાંમાં ઉઠું હકારે—હવારને પોહોરે, હવારને પોહોરે;
પાડી ઘદીઉં તાડીનું તીખી—લગાડું મહોડે.

ભાખરાજી, હૈયાં મલે નહીં તાડી,
ભાખરાજી, ખાલી દીહે આ ઝાડી;
ભાખરાજી, તાડો હવે તેં પાડી:

ચાલ કરે ફકર હા કાજે—રાજ છે તહારૂં, રાજ છે તહારૂં;
હૂંગ છૈયાં છોકરાં મહને—લાગે બહુ પ્યારૂં.
ખુશી ખુશી થાઉ હું આજે—મટી ગઇ કાંહાંની, મટી ગઇ કાંહાંની;
કોઇ દીહે થવા હું પટેલ—ભાંખી પટલાંની.
રાજાજીરે, થવા કોઇ હું ગામનો,
રાજાજીરે, રમત ગમત "આરામ"નો;
રાજાજીરે, બન્નો ભાખરો હું નામનો:
મેહેરમહત મહારા હરદાર—હાથે જંગ મારૂં, હાથે જંગ મારૂં;
હૂંગ છૈયાં છોકરાં મહને—લાગે બહુ પ્યારૂં.

બજાનું ગાયન પુરૂં થયું, તેમજ રોશન રોજની પણ આખર આવી. નુર ભરેલો ખુરશેદ દિવસની રંજ ભરેલી મુસાફરીથી થાકી, પશ્ચિમના બીછાનાપર આરામ કરવા સિધારયો અને ધીમે ધીમે અંધારૂં વધવા લાગ્યું. મેહેરમસ્તના ધાર્યા પ્રમાણે કોઈ કિલ્લો અથવા મેહેલ નજર નહીં પડયો—અને ગામડાં પણ ઘણા દૂર હોવાથી કેટલાએક ભરવાડોના ઝુપડાં પાસે હતાં ત્યાં જઇ એક રાત તેમના સાથે વાસો કરવાનો વિચાર કરી, મેહેરમસ્ત તે તરફ જઈ ઉતર્યા.

# પ્રકરણ ૧૧ મું.

## મુકામ કીધું જંગી દિલાવર મેહેરમસ્તે ભરવાડો સાથે, અને ગાયન ગાવું ભરવાડનું જંગીને ખુશ કરવા માટે.

વખત રાતનો હતો, અને ચોતરફ મ્હોટાં ઝાડો ગોયા તે જંગલની પાસખાની કરતાં ઉભાં હોય, તે મિસાલે સ્થીર ઉભેલાં દિસ્તાં હતાં. જગે જગે આગીઆ કીડા ઉડતા હતા, અને તેમનાં શરીરમાંથી નિકળતી મંદ રોશની રાતના દેખાવને અજબ તરેહથી ખુશનુમાં કરતી હતી. વારેઘડીએ ટીટીનો અવાજ દૂરથી સંભળાતો હતો, અને કીડાઓના સરોદથી સિઆહ રાત ગાજતી હતી. વારંવાર કોહોલાંના ભુકવાનો શોર મચતો, અને કખુ કખુ ઘુવડનો બિહામણો અવાજ કાન ઉપર પડતો. એક ઝાડોમાં બોર અને આંબાના ઝાડ તળે એક ઝુંફડું દિસ્તું હતું, તેની બાહેર ચારપાંચ ગામડીઆ ભરવાડો તાપનું કરી પોતાના સાદા પોશાકમાં કામળી ઓઢી બેઠા હતા; એક તરફ તેમનું સાદું પણ સુથરૂં ખાણું ચુહલા ઉપર પાકતું હતું, અને બીજી બાજુએ એક મ્હોટું ચઢાઉ તાડીનું ઘડીઉં ઓરડી તળે જોશ ખાઇ ફીનથી ઉભાઈ જતું હતું. તેવાએ કીધેલાં તાપનાની રોશની આસપાસના ઝાડો ઉપર પડતી હતી, અને તેમના લીલાં પાતરાંઓપર બળતાં ઘાંસનો પીળો ઉજાશ પડતો હતો.

મેહેરમસ્ત અને તેમનો સાથી, આગલ ગયા; અને ભરવાડોથી થોડેક દૂર પોતે પોતાની સ્વારી ઉપરથી ઉતર્યા. અલબત્તા ભોળા બિચારા ભરવાડોતો મેહેરમસ્તનો વિચિત્ર દેખાવ જોઇ ઘણાજ અજબ થયા હતા, તોપણ તેમના હંમેશના રાખેતા પ્રમાણે મેજબાનને ઘટતી આબરૂ આપવા માટે તેવોએ પોતાની અજાયબી દાબી દીધી, અને ઘટતા આદરમાનથી તેને તથા તેના ચરબદાર શેવકને સતકારયો. બજાએ થોડા બોલોમાં તેમને પોતાના તથા મેહેરમસ્તના આવવાનું કારણ સમજાવ્યું, અને ઘણીજ ઉતાવળથી જે તરફ ચુહલો હતો તે તરફ જઇ લાગ્યો. કેમકે તેમાંથી નિકળતા સોરમે બજાના નાખને આગમચથી ચેતવણી આપી હતી. બજો એટલો ભુખ્યો હતો, કે તુરતજ હાંલ્લામાં જે હતું તે કાઢી ચાંપવાની તેની મરજી થઇ, અને પકવાનના ખુશ વાસથી તેના મ્હોડાંમાં પાણી છુટવા લાગ્યું. ભરવાડો તેની ધારણા સમજી ગયા, અને મ્હોટી ખુશીથી હાલ્લું ચુહલાપરથી ઉતારી, તેમાનું સાદું પકવાન પાતરાંની પતરાવળીઓ ઉપર કાઢી પોતા વચ્ચે વેંહેંચી લીધું: અને એક એક પતરાવળી મેહેરમસ્ત અને બજાની પણ સાંમને મેલી, પોતાના ગરીબડાં પકવાનને માટે મેહેરમસ્તની માફ માગી, નરમાસથી તે ખાવાની તેને અરજ કીધી. મેહેરમસ્તે માથું નમીવ્યું અને શભાખિત ભાષાણમાં તેમનો ઉપકાર માની જમવા બેઠો. ભરવાડોએ એક એક ગોળો તાડીનો તેમની સાંમણે મેળ્યો અને એક તરફ બેશી જમવા લાગ્યા. બજો, મેહેરમસ્ત જમે તેટલાં તેમની પાછલ ઊભો રહ્યો. જ્યારે જંગીની નજર તેમના માતેલા ભાખરા ઉપર પડી ત્યારે ખુશ થઇ બોલ્યા, "બજા, તહારી આ અદબ અને અદા જોઇ હું ઘણોજ ખુશ છું, અને તહારી સારી ચાલને માટે હું તને ફરમાવુંછું, કે તુંબી મહારી સાંમણે આ સુતરૂં ખાણાપર બેશ." બજાએ જવાબ આપ્યો, "જી તમે પેહેલે જમોતો ખરા, પછે હું બેહા. મહારે વાહતેબી પુરૂં ખાવાનુંછે ને વળી જો ઉં તમારી હાંબે બેહા, તો મહારાથી પેટ ભરતું ખવાહે નહીં, તેથી તમે જમી લેવો, ને પછી હું ખુણે બેહી મહારૂં ફાડી લેવા." "નહીં નહીં," બોલ્યા મેહેરમસ્ત, "એ મહને ન છાજે, અલબત્તા જોકે હું એક પેહેલવાન, અને જેહાં આશકાર સિપેહસાલાર છું, તોપણ તહારા સાથે બેશી એક સુફરાપર ખાણું ખાવામાં મહને શરમ નથી." એમ કહી બજાનો હાત પકડી તેને પોતાની પાસે બેસાડયો. પેહેલવાન, સિપેહસાલાર, અને અદબ અદા, એવા એવા જે બોલો મેહેરમસ્તે વાપડયા હતા, તે કાંઇ પેલા ભોલા ભરવાડો સમજ્યા નહીં, જેથી ખામોશીમાં પોતાનું ભોજન પુરૂ કરવાપર મંડયા. બજો પણ તેમના કરતાં ત્રણ ઘણાં મ્હોટા બુક લેવા લાગો, અને સેહેજ વારમાં પોતાની તેમજ મેહેરમસ્તની પતરાવળી પણ સાફ કરી આપી. જમતાં જમતાં તેને વારંવાર તાડીપર પણ ઠીક હાથ ચલાવ્યો હતો, જેથી તેનું અસલથીજ લાલ નાખ, પૂર ખુશીમાં ખુબ ગોલાબી બની ગયું હતું અને જાણે પોતાના શેઠની ખુશહાલીમાં પોતે પણ ભાગ લેતું હોય, તેમ મધન થઈ ફુલી, પેહેલાનાં કરતાં બેવડું મ્હોટું થયું હતું.

ખાણું ખાઈ રહ્યા પછે ભરવાડોએ થોડુંએક પનીર, તાજાં મિઠાં અને ખારાં બોર તથા પાપડીનું ઉબરયું તેમની સાંમણે હાજર કીધું. જે ઉપર પણ બન્નએ ઠીક ફતેહ મેલવી. એકતો મેહેરમસ્તના અસલથીજ નબળા મગજને રસ્તાની થાક અને ભુખથી નબળાઇ થઇ હતી, તેમાં ચઢાઉ તાડીની ખુમાર ચઢવાથી તહરેવાર વિચારો તેમના મનમાં આવવા લાગ્યા, અને છેલે પોતાનો ઉભરો નહીં સમાવી શક્યાથી એક મિઠું બોર હાથમાં લઇ, ભરવાડોની સાંમણે નિચલું રસીલું ભાષાણ કીધું:—

"સુખી સુખી હતો પેલો વખત, કે જે વેળાએ લોકો નિર્દોષપણા અને એકીકરીના છાંયા તળે ખુશીભરી જીંદગી ગુજારતાં હતાં—હા સદ હજાર બલકે લાખો દરજે સુખી હતા તે દિવસો, કે જેવારે લોકો **તહારૂં** અને **મહારૂં** એ બે બોલોથી અંજાણ્યા હતા. તે વખતમાં તેવો પોતાના વચે કોઇબી તરેહનો અંતર રાખતા ન હતા, અને જેકાંઇ ફલ તેમની ખરી મેહેનતનું મલતું તેમાંથી સર્વે સરખે હિસ્સે વેહેંચી લઇ, અમન ચમનમાં ગુજરાણ કરતા હતા. તહરેવાર શીરીન અને લજતદાર મિઠાં ફલોના ઝાડ, પોતાના ઉત્તમ મેવા ઇનસાનની હુજુરમાં તેને વગર તસદી આપવે ધરતાં: અને ખુશબોદાર ફુલો પોતાના મધુર તુરાવોથી તેમને વધાવી લેતાં—ખાલેસ પાણીના નાળાં અને નિર્મળ નિરની નદીઓ, મિઠું આબ ઇનિસાનની નજદીક લઈ જતાં—પહાડોના ચીરા અને બુલંદ દરખતોપર મેહેનતુ મધમાખીઓ માનવીનેજ માટે મધ એકઠું કરી, વગર જુલમે તેને પૂરું પોહોંચાડતી હતીઓ. ગંજાવર ઝાડો પોતાની શાખાઓ ચો તરફ ફેલાવી તેમના છાયડામાં તેને ખુશીથી આસરો આપતાં: અને જંગલી જનાવરો વેર અને કીનો ન જાણતા, આદમની સાથે હલીમલી તેને ઇજા ન પોહોંચાડતા વસતા હતાં. શાંતી-શાંતી ભર્ચો હતો તે વખત—સુલેહ અને સંપનું ચાલતું સર્વે ઠેકાણે રાજ—ફંફાસ અને કલેશના કાળાં નામો વટિક કોઈના કાનપર ન પડતાં; અને લડાઇ તથા ફેસાદ, અને મકર તથા ફીતુરે પોતાના નેહેસ કદમથી જેહાંનને અપવિત્ર કીધી ન હતી. હોળ અને કોદાળીની તેજ ધારે જમીનનું ભિતર ન ચિર્યું હતું, કેમકે આ રસીળી ભૂમિ, વગર મેહનત આપવે પોતાની ઉપજને ઇનસાનને હવાલે કરતી હતી. ખુબસુરત અને ચેહેરાવંત નાજનીનો બીજાં ઘરેણા ન જાણતા, ફક્ત પોતાના જાતી હુસનનાજ કિંમતી અભૂશન પેહેડી, વાડીઓ અને ચમનોમાં ખુશ મજેહમાં ફરતીઓ, અથવા નિર્મળ નાળાઓમાં મરદની નિગાહની દેહેશત ન રાખતાં પરીઆં મિસાલે રમત ગમત કરતી નાહાતી હતીઓ—તેમના સિઆહ નાગના જેવાં કાળાં જુલફાં, સુંબુલનાબી કુલને હેરતમાં નાખી, છુટાં, તેમની ગોરી રૂપેરી છાતીપર લટકતાં હતાં. રંગીન રેસમ અને ઝરીન લેબાસનું નામ વટિક કોઈ જાંણતું ન હતું, કેમકે ઝાડના કુમળાં પાતરાંવાનો પોશાક તેમને વધારે કિમતી અને પસંદ પડતો દિસ્તો હતો. તેવો માંથા ઉપર હીરા અને મોતીને બદલે ખુશબોદાર ફુલોના રંગીન તાજ પેહેરતી હતીઓ, અને ખરી ખુબસુરતીમ

મઘન રહી, ખુશ ગળાંથી બુલબુલને પણ અદેખાઇમાં નાખે એવા મધુર સરોદ ગાતી ફરતીઓ, અને ગાયનમાંજ તે કિર્તાર કેરદગારની સેતાયશ કરી પાકિજેહ પ્યારમાં લપેટાઇ રેહેતીઓ. પ્રિતી તે વેળાએ ખાલેસ હતી. પાક મનશની—પાક ગવસની—અને પાક કુનસનીને તેવો સાથી સમજતા, અને એકજ વચન પર ચાલતાં હતાં. રાસ્તી અને ખરાંપણા સાથે જુઠાનો મેલાપ થયો ન હતો; અને મન તેમજ તન, પાક અને ખાલેસ હતાં. ઇનસાફ, અદલ અને ચોખો હતો, કેમકે પક્ષપાત અને લાંચ રૂશવતથી તે દૂર હતો. કાયદા અને કાનુનનો બોજો તેમનાપર પડયો ન હતો. કાંયજે કુદરતનેજ તેમનો મ્હોટો કાયદો સમજતા હતા. વગર દેહશતે નાજુક નારીઓ, ચાહે ત્યાં ફરતી હતીઓ, કેમકે બદ નજર અને બદ હવસનો સિઆહ ચેહેરો દિસ્યો ન હતો. અરે પણ કેવો બદલાઇ ગયો તે વખત—શું શું થયા ફેરફાર—અને અજબ તરેહનો થયો છે જેહાંનનો રંગ. બદી ચોતરફ ફેલાઇછે—ગેરઇનસાફ સદા જારી રહે છે—પાકીજગીપર નાપાકી આખર ફાવી નિકલી, અને રાસ્તીપર જુઠાપણાની ફતેહ થઇછે. જ્યારે ઓ ભાઇઓ એવો બદલાઇ ગયો વખત, ત્યારે પેહેલવાનગીરીના આચારે જનમ લીધો, કે આલમને જુલમ અને બદીથી બચાવે. અએ ભરવાડો, એજ આચારનો છું હુંપણ તમારો શેવક. દુન્યાને સિતમન, જબ્બર અને ગેરઇનસાફીની ચુંગાલથી બચાવી નિર્દોષોનો બચાવ કરવા માટે બાંધીછે મેં કંમર; અને એજ ધર્મપર ચાલી, મહારાં નેક કામમાં ફતેહ મેલવવી, અથવી તો મહારી કોશેશમાં જીવ આપવો, એવા લીધાછે સોગંદ. ભાઇઓ હું તમારો ઉપકાર માનુંછું, કે આ દેહેશતનાક બિઆબાનમાં તમોએ મહને મદદ કીધીછો અને ખરી પાક દિલીથી હમોને અતરે ઉતારો આપ્યો. અએ બિરાદરો ફરીથી એ તમારી મેહેરબાનગીને માટે હું તમારો નમનતાઈ સાથે ઉપકાર માનુંછું, અને એજ અરજ કરૂંછું, કે હું કોઇબી વેળાએ તમારી સેવા બજાવવાને તૈયાર છું. કેમકે ઇનસાનની સેવા કરી જુલમથી તેમને પનાહ આપવી, એ મહારી જીંદગીનું કામછે, અને મહારી મૂળ ફરજછે."

મેહેરમસ્તનું આ લાંબુ અને સુભાશીત ભાષાન પેલા સાદા અને ભોલા ભરવાડોને મુતલક સમઝ પડયું ન હતું—તોપણ તેવોએ ડોકું હીલવ્યા કીધું હતું થોડોએક વાર રહીને એક ભરવાડે મેહેરમસ્ત આગલ નમનતાઇથી અરજ કીધી કે "જો હેઠને પંહેંદ પડેતો હેલો અમારો ભરવાડો આવે તીને ગાવા કહુંછું"—મેહેરમસ્તે મ્હોટી ખુશીથી કબુલ કીધું. થોડા વારમાં દૂરથી પાવાનો મધુર આવાજ સંભળાયો, અને એક જુવાન ભરવાડ, કે જેનું નામ કીકલો હતું, તે આવી લાગો. આ મર્દનો દેખાવ લગાડ મનપસંદ હતો, અને તેની વયે આસરે વિસ બાવિસ વર્ષની દીસતી હતી. તેના આવતાંવારજ પેલા ભરવાડોએ તેને કહ્યું, કે "ભાઇ કીકલા, આ હેઠ બઉ દૂરવેરથી આવેલા, ને આજે આપણી હાતે વાહુ કીધેલો, તે ઇનાને જરીક તાહારૂં ગાયન હમડાવ. જો ભાઈ ભોલું કરીને, કાંઇ પ્યારને હારૂ રાગડો કાહાડજે, નહીંતો કે ઓલી ગરબી

શા ગરબી." કીકલાએ મ્હોઠા હર્ખથી કબુલ કીધું, અને થોડોએકવાર પાવો વગાડી, નીચલી ગરબી, મધુર હલક અને મિઠાં શૂર તાનથી ગાવા માંડી.

## ગરબી.

"જોયું જોયું રે મુંબઇ શેહેર, વડોદરૂં બહુ સારૂં"—એ રાહપર.
મારી મારી ગઇ પ્રેમ કટાર, ગોવાલન અલબેલી.

નખરાંવાળી નાર તે પ્યારી—બનાવી ગઈ બેફામ જો,
હસી હસાવી મુજને ફસાવી—કરી ગઇ બદનામ.—ગોવાલન અલબેલી.

લટકો ભારી તાહારો કુમારી—ને મીઠી બહુછે ચાલ જો,
લોચન પલમાં હરણ લોભાવે—ગાલ ગુલાબી લાલ.—ગોવાલન અલબેલી.

માલ મતા હું તજી દઉં સઉ—તજી દઉં સનસાર જો,
જીવ તજું સઊ તજું હું સુખને—તું જો મલે નહીં નાર.—ગોવાલન અલબેલી.

નયેના બતાવી દીલડું લોભાવી—ચાલી કાંહાં તું જાએ જો,
બોલ તું મિઠા બોલ બે નારી—શા કારણ મચકાયે,—ગોવાલન અલબેલી.

દાસ હું તાહારો થઇ રહું તું—મુજને આપે પ્યાર જો,
તન મન ધન હું દઉં લુટાવી—થાઉં ગલાંનો હાર.—ગોવાલન અલબેલી.

હાથમાં આપી હાથ રસીલી—જાયછે દઇ તું થાપ જો,
દીલ દરપણથી મીટે ન માહારા—કબુ આ તુજનો છાપ.—ગોવાલન અલબેલી.

દુધ દહીની માટલી માથે—લઇ તે ગઈ દીલદાર જો,
વાટે મલી તું આંખ લડાવી—લગાવી ગઇ તલવાર.—ગોવાલન અલબેલી.

દુખી ઉભો હું ગોવાલીઓને—હશે છે તું અનજાણ જો,
"આરામ"ની કાંઇ વાણી સુનાવી—જા તું મહને નાદાન.—ગોવાલન અલબેલી.

ભરવાડનું આ ખુશ ગાયન મેહેરમસ્તને એટલું તો પસંદ પડયું, કે એક બીજું લલકારવાની તેવને ફરમાસ કીધી. પણ આ વિચારને આપણા દુંબા ભાખરાજી એક મલતા થયા નહીં; કેમકે ગાયનનાં કરતાં આ વેળાએ તેમને નિંદ્રા વધારે પ્યારી હતી. તેથી તેવણે પોતાના જંગી ધણીને કહ્યું, "મેહેરજી બાપા, હવે મારૂં માનોતો જરીક હુંગાઈ ઉઠો. આ બાપડા ભરવાડોને હવારના ઘુંઘરે ઉઠવાનું, તેથી એ લોકોથી ઉજાગરો હોહાએ નહીં. બાપા ઉઠોતો ઊઠો, ને ચપ દતાકે પોહોડી જાવો, કે હકારે આપડેબી ઉઠીએ." મેહેરમસ્ત હસીને બોલ્યા, "બજા, હું સારી પઠ જાણુંચ કે, તુએ, વારેઘડીએ પેલી ચઢાઉ તાડીની માઠલીની મુલાકાત આજે લીધીછે, તેથી ઊંઘના ઝોકા હમણાથીજ તું ખાવા લાગ્યોછે." બજો એક મ્હોટો અટકાર મારી પેટ પસારી બોલ્યો, "હુખરાતા પાક પરવરદગાર હુખરાના! તાડી તે એમને કેહે—

ઓઇ ઇ આં !" અહિયાં વળી બોજો અટકાર અને એક મ્હોટી અવાચો ખાધો. આ ઉપરથી મેહેરમસ્તની પૂર્તિ ખાતરી થઇ, કે બજાએ ઉધાવાનો પક્કોજ ઠેડાવ કીધોછે. તેથી નાચાર થાઇને બોલ્યો, "વારૂં, જેમ તાહારી મરજી. પણ હું આજની રાત સુવા માંગતો નથી, કેમકે પેહેલવાની રસમ અને જંગીઓના કાયદા મુજબ હું તમામ રાત માહારી માશુકની યાદમાં ગુજારશ–પણ સબર, પેહેલે ફરીથી મહારા કાનને એકવાર મલમપટો કર, કેમકે હદથી જીઆદા તેનામાં ચશકા મારેછે." જંગીના કહેવા પ્રમાણે બજાએ કીધું. એક ભડવાડે તે જખમ જોયો, અને થોડાંએક પાતરાં લાવી તેના ઉપર બાંધવાથી મેહેરમસ્તને કાંઇએક કરાર થયો. જેથી તેનાના બરાબર ગોડવાઇને બેઠા, અને એક લાંબો નિશાશો મુકી, લગાડ મહોડું વાંકું કરી શેહેરનાજનું નામ જબાંપર લઇ ડોળા આસમાનની તરફ ફેરવી વિચારમાં ગરક થયા.

# પ્રકરણ ૧૨ મું.

## જેહાં પેહેલવાન મેહેરમસ્તની હજુરમાં છીબા નામના ભરવાડે કીધેલું દાસતાન.

મેહેરમસ્ત, હજુરતો અંદેશામાં ગીરફતાર હતા, એટલામાં છીબો નામનો એક ભરવાડ પાસેના ગાંમડાથી આવી લાગો. પોત પોતામાં સલામ અકરામ થયા બાદ, છીબાએ પોતાના સાથીઓને પુછયું, કે "રાંદેરમાં હું થયેલું તે કાંઇ જાણોકે?" તેવોમાના એકે ના પાડવાથી છીબો બોલ્યો, કે "રાંદેરનો હેલો બામણ ગોવીંદ જે વીઠલભટની પોરી પારબતીના પ્યારમાં પડેલો હતો, તે બાપડો મરી ગયેલો. આજે હવારેજ તેણે પ્રિતમાંને પ્રિતમાં પ્રાણ મેલેલો." આ સાંભલી એક ભરવાડે છીબાને પુછયું, "તીઆર હું તે પારબતીને વાહતેજ મરી ગયો?" છીબો બોલ્યો "એવે, ને તે ડાકની તો કેજે કે ઉંતો કોઇનીબી હાથે પરણુ નહીં, એમ કરી આજે કેટલા મહિના થયા, તેતો રાંદેરમાં રેહેતીઓ નથી; આબો દહાડો ડુંગર, ને પાહાડો, ને રાણમાં ઢકેલા ખાતી દેખું.—આવતી કાલે હકારે હવારના બચારા ગોવીંદને બાલવાનાછે. તેણે મરતી વેળાએ હંધાને કહેલું, કે મહને ગામની પાદરે હેળું આમલીનું ઝાડ તળાવને કાંઠે ઉગેલુંછે તેની હેઠ બાળજો; ને વરી કેજેકે માહારી બધી ચોપડીઓ, ગીતડાં, ને કાગળીઆંબી હાથેજ બાલી નાખજો. રાંદેરના વડા ભટેતો એમ કરવા ના કહેલું, પણ ગોવીંદનો એક કરીશન નામનો દોહતદાર તેના મોતના હુમાચાર હાંભળી હુરતથી આયેલો, તે કેહ, જે જેમ ગોવીંદ મરતી વેળા કહેલું, તેમજ કરવું જોઇએ; તેથી કાલે હવારે રાંદેરની પાદરે આમલી હેઠ ગોવીંદને બાળવાનોછે.—આતો એક જોવા લાયક બનાવ બનહે, ઉંતો ભાઇ કાલે જાવા ને ફર જાવા. જીવ્યાં કરતાં જોવું ભલું." છીબાની વાત સાંભળી એક ભરવાડ બોલ્યો, "એવે ભાઇ, આપડે હંધાએ

જવું જોઇએ, ગોવીંદ બહુજ ભલુ મણીખ ઉતો, ને પઢેલોતો એવોતો એવો, કે ભલા ભલા પંડીતોને જોતાં જોતામાં હરાવી દીએ." એક બીજો ભરવાડ બોલ્યો, "અરે પણ એતો હઉ હાર્યું રે, પણ જીઆર આપણ હુંધાજ રાંદેર જવાના' તીઆર બોકડાં ડોબરાં હાથે કોણ રેહે?" આ સાંભળી સર્વે વિચારમાં પડયા અને કોણે રેહેવું તેનો અંદેશો કરવા લાગા, એવામાં ભાણીઆ નામના એક ગોવાલીઆએ તેમને કહ્યું, કે "ઓ ભાઇઓ, તમે હુંધા જજો, હું બોકડાં હાથે રેહેવા, કેમકે કાલે માહારા પગમાં બાવરીઆનો કાંટો ખુંચેલો, તેથી માહારાથી કાંઇ રાંદેરવેર ચલાહે નહીં—તમે જાજો ભાઈ હમજેલા?" ભાણાના આ બોલ સાંભળી સર્વે ભરવાડોએ તેનો ઉપકાર માન્યો.

ગોવીંદ અને પારબતીની મ્હોબ્બતની વાત, જે મેહેરમસ્તે છીબાને મ્હોડે સાંભળી, તેથી તેમનાં નબળાં અને દયાળુ દિલપર મહોટી અસર થઇ, તેથી તેવણે છીબાને અરજ કીધી, કે તેને ગોવીંદ અને પારબતીનો તમામ અહેવાલ કહી સંભળાવવો. છીબાએ મહોટી ખુશીથી કબુલ કીધું અને પોતાની વાત શાહરૂ કીધી. ભરવાડોએ ગરમ કીધેલી તાડી પેહેલે આપણા જંગીને તથા તેમના સાથીને પાઇ, અને છીબાએ પણ સારી તરેહથી આ લજ્જતદાર કુદરતી શરબતનો સવાદ લીધો, તથા પલાંઠી વાળી તાપણાની સાંમણે બેઠો. બજાને જોકે હુંઘ ઘણી પ્યારી હતી, તોપણ છીબાની વાર્તા સાંભળવાનો શોખ થવાથી તેપણ પાસે આવી બેઠો. મેહેરમસ્તે હળવે રહીને પોતાનો જખમી કાન તપાસી જોયો અને વાત સાંભળવાની ઇંતેજારીમાં ગુરજને પણ હાથમાંથી મેલી, પાટીના કંમરબંદને લગાડ ઢીલો કીધો. એક ભરવાડે સુક્કાં પાતરાં, ઝાવળી વિગેરે લાવી આતરા ઉપર મેલ્યાથી તાપણું પૂર જોશમાં ભડક્યું; આગીઆ કીડાઓ મિસાલે ચો તરફ તેમાંથી ચીંગારીઓ ઊડવા લાગી, ધુમાડાનું વાદળ ધીમેથી ઉપર ચઢી વીખરાવા લાગ્યું, ખુશ ગરમી આસપાસ ફેલાઇ, અને છીબા ભરવાડે પોતાની મનોરંજક, તોપણ દલગીરી ભરેલી વાર્તા શાહરૂ કીધી :—

"ગોવીંદ જાતે બ્રામણ હતો ને પાહેના ગામડાંના એક બ્રામણ શાસ્રીનો એકપૂરો છોકરો કેહેવાતો હતો. હુરત હેરના હરગોવન પંડીતના હાત નિચે હીકીને તે બહુજ ચંપલ ને ખબદા થયલો,"—અંહિયાં મેહેરમસ્તે તેણે અટકાવ્યો અને કહ્યું, કે "ચંપલ નહીં પણ ચપળ (એટલેજે હુશિયાર) કેહેવું જોઇયે; અને 'ખબદા' એ બોલ ખોટો છે—તુંએ હવેથી 'ખબરદાર' કરી બોલવું." મેહેરમસ્તના આ બોલવાપર ભરવાડે કાંઇજ ધ્યાન ન આપતાં વાત આગલ કેહેવા માંડી. "વળી તે એવો જાણકાર ઉતો, કે ઘરણ કીઆર લાગહે ને કીઆર છુટહે, તે આગમચથીજ કેહેતો. ને કીઉં વરહ હારૂં જહે, ને કીએ વરહે અનાજ બઉ પાકહે—ને હુકાલ કીઆરે ને દુકાલ કીઆરે પડહે, એ હઉ આગલથી તે જણાવતો." મેહેરમસ્ત બોલ્યા, કે "આ વિદ્યાને રમલ અથવા નજુમ કેહેછે." છીબાએ કહ્યું, "હેઠ રોમાલ હોય કે હજામ હોય, પણ તે હઉ કેહેતો. જીઆર તે હુરતથી આવેલો, તીઆર તેણે પોતાના હુંધા કપડાં

કાહાડી લાખ્યા, ને જોગીનો પોહાક પેહેરી ફરવા લાગ્યો—તેની હાર્પે તેનો દોહતદાર કરીશનેબી વેરાગીનોજ વેહ લીધો. વરી ગોવીંદ ગીતડાં જોડવામાં ને ગરબા ને દોહરાં બનાવામાંબી બઉજ બઉજ ચતુર ઉતો. ફાગન માહમાં જીઆર અમે એના જોડેલાં ગીતડાં ગાતા, તોઆરં હુઉ હરખાઇ હરખાઇ જતાં. જીઆર શંદરના લોકોએ ગોવીંદ અને કરીશનને વેરાગીના કપડાંમાં જોયા; તીઆર હુઉ ઘણાજ અજબ થવા લાગ્યા; પણ કોઇને કાંઇ તેનો એમ વેહ બદલવાનો હૃબબ નહીં માલમ પડયો. આ વખતે ગોવીંદનો બાપ મરી ગીઓ ને તેના ખેતર, ઢોર વગેરે હુઉ ગોવીંદને અહતક થયું. પાછલથી હુઉને માલમ પડયું, કે ગોવીંદતો કયો પારબતીને વાહતે વેહ બદલેલો. અવે એ પારબતી કોણ તે તમોને હમજાઉં. ખરૂં કેઉં હેઠા કે તમે એવી ચબરાક ને છપન પોરી આખાં જમખાનામાં નઇ દીઠ્ઠી ઓહે". ભરવાડની ભુલ ભરેલી ભાષા સિપેહસાલાર વધુ સાંભળી શકયા નહીં, તેથી આસ્તેથી કહ્યું. "બોલઃ ભાઇ; તુંએ હમણા કહ્યું, કે જમખાનો, માહારે તને જણાવવું જોઇએ છે, કે આ બોલ તદન ખોટો છે, તું એ જમખાનો નહીં, પણ જમાનો કેહેવું જોઇએ." ભરવાડનું લગાડ પાકી આવવાથી તે બોલ્યો, કે "અરે યાર જે ઓહે તે ઓહે. તમે ઇમ ઘડી ઘડી વાતનું પુછડું પકડહો, તીઆરતો ઉં બારને બાર ચોવીહ વરહેબી મારૂં પૂરૂં નહીં કરી હકા." બજાએ પણ ઉંઘરેટા આવાજે ભરવાડના બોલવાને ટેકો આપી કહ્યું, કે "મેહેરજીબાપા, તમે એમ હું કરો. એ હુઉ એકતું એકજ. જમખાનો ને જમાનો એ હુઉ હરખુંજ છે. ચાલ ભાઇ ચાલ તું આગલ ચાલ, ને જરીક ટુંકામાં પતાવ—અંહિંયાં ઉંઘ આવેને, તું બાર વરહે માહારા બળદીયાની કાંની એક ગાઉ ચાલે." મેહેરમસ્તે પોતાની ભુલ વિષે ભરવાડની માફ માંગી અને ફરીથી વચમાં નહીં બોલવા વિષેની કબુલાત આપી. છીબાએ ખંખાર મારી દાસતાન આગલ ચલાવ્યું:—

"એમ કરતાં હાબ પછે છેતે, લઇ કરીને, આપડે તમારે છેતે; હેઠને કેંઉકે, આપણે પારબતીનો બાપ કોણ ઉતો, તે કહીએ. અમારાં ગામડાંમાં એક બીજો બામણ વીઠલભટ કરીને રેહેતો હુતો. તે ગોવીંદના બાપનાં કરતાં પાંચ પંઇહે હુખી ઉતો. એ વીઠલની એક પોરી પારબતી કરીને છે. વીઠલની બાયડી પદમણી પારબતીને જનમ આપતાંજ બચારી મરી ગઇ. તે બઉજ દયાળુ ને માયાવંતી ઉતી, ને ગરીબ ગોદાંની દાદ લેતી હુતી.—જાણે હમણાં તે માહારી હાંમે ઉભી હોય, તેવું મહને લાગે. બચારી મરી ગેઇ તીઆર આખાં ગામમાં તો હું, પણ હું ધારૂં કે હુરતબી મેલીને પેલે પાર વેલાત ભણીબી લોક રડયાં ઓહે. તેના મોત પછી બાપડો વીઠલભટબી રડી રડીને બે મહિના રહીને મરી ગીઓ. અવે પારબતીનો બાપ મા વનની પોતાના કાકાને આહરે પડી. તણીનો બાપ એટલોતો વારહો મેલી ગીઓચ, કે આજે પારબતીનાં જેવું માતબર હમારાં ગામડાં ભણી બીજું કોઇ ઓ નથી. તે હુખ ને લાડમાં ઉછરી ને જીઆર ચૌદ પંદર વરહની થઇ, તીઆર એટલીતો હુંદર દેખાવા

લાગો, કે જે તેને જોતું તે દાંતમાં આંગલી ઘરતું. ચેહેરો તો એવો દેખામણો કે બસ આંખેજ વલગે, ને કપાલતો એવું ચલકે કે જાણે નકરૂં રૂપાનું પતરૂં. તે હાથે કદબી એકવરૂં ને હીધું; તે બછ જાણે જાણે આપણે ચાર ઘડી ડાચું વકાડી જોયાજ કરીયે. હવે પારબતીની ખુબહુરતીની તારીફતો એટલી પંથરાઇ ગેઇ કે હેરે હેર ને ગામે ગામના લોકના માગાં આવવા લાગાં, ને મોટા મોટા બામનોની તરફથી લગનની તજવીજ થવા લાગી. અને પારબતીનો કાકો જાતે બઉ હુમજુછે, ને જરીક પઢેલઓછે. તેથી પારબતીની ખુહી વગર લગન કરવા તે ના પાડતો, ને જીઆરે તેને કોઇ હારૂ મનોખ માલમ પડતું તીઆર પારબતીને પુછતો. તે પોરીતો હાફ નાજ કેહેતી ને કેતી કે હું તો હજુર નાહાનછે, ને ઘણી નાહાનીછે, ને લગનતો મને આમના કરવાની મરજી નથી. એમ કરી વાત ઉડાવતી, તેથી તેનો કાકોબી કાંઇ વચમાં નહી બોલતો. એમ કરતાં કેટલાક દાહારા નીકરી ગયા ને એક દીહેતો આખા ગામમાં હોહા થઇ રહી, કે પારબતીતો જોગન થઇને ઘેરમાંથી બાહાર નીકરી જંગલે જંગલ ફરતી ફરે. કોઇ કોઇ વખતે ગામગામાં આવી ઘેરમાં હુઊને મલી જાય. પન ઘેરમા રેવા હાફ ના પાડે. આટલા દારાતો ઘેરમાંજ રેહેતીથી તેથી કોઇએ તેને દીઠેલી નહીં, પણ જીઆરથી તે રાણમાં ફરવા લાગી ને ઘેરથી બાહાર પરી તીઆરથી તો કાંઇ એટલા લોક તેની હાથે પનવા તઈઆર થએલા કે કાંઇ કેવાચજ નહીં. હારે હારે ઘેરના પોએરાઓ જાણે ઘેલા દેવાના થઇ પારબતીની પાછલ લાગા, પણ પોરીતો કેથી એવી ચંચલ કે કોઇનેબી મચક આપે નહીં. ભાઇ ગમે તે હોય, પણ આજ હુધી તેને પોતાના નામને ડાઘ નહીં લાગવા દીધેલોતો. તે હંધાની હાથે હારી પખીન અહીં બોલીને વાતો કરે, પણ જો કોઇએ જરીકબી પનવાનું નામ દીધું કેની, કે ચપક દેતી કે ઉડીને ચાલી જાય. હેડને કેઊંકે અમારા ગામગામાં કેટલાએક જનેતો ખાવા પોવાનું વટીક મુકી દીધેલું. કોઇ—પારબતી પારબતી—કરતો રાત દારો બુમ પારે; કોઇ જંગલમાં પારબતીનું નામ લઈ તપ કરે; વરી કોઇક તો ઊંઘને ભુખ તજી રડીયા કરે; ને કોઇ કંટાલીને બીચારા ગોવીંદની કાની જીવ આપે. ભાઇ પરીતની એવી વાતછે. આપરે તકહીર તે કોણની કાહારીએ. મરવા પરેલા ડોહાઓના આંગમાંબી પારબતીને જોતાંજ તરવો આવે. ને હાધુ ભગતબી પોતાનું બોર વરહનું તપ ભુલી તેનું મોહ ઊંગાડી જોયા કરે; તો પછી નાદાન પોએરાઓ ઘેલા થાય તેમા હી નવાઈ! જે તેને જુએ તે જાણે હાવરા બાવરાજ થઈ જાયતો. એમ હરવેને દેવાના કરી ઓલી પારબતી ડનકો કરતી ફરે. અને જોઇએ કે તેને વડુ તે કોણ કરી લાવેચ. ભાઇ પછેની વાતતો પછી પણ હુવરાંતો એક બાપરાએ કાજગરો જીવ ખોયો. ચાલો એબી તેના નહીબમાંબનવાનું ઓહે તે બનીયું તેમાં આપરે હું કરવાના? પણ હેડ તે ઓલા ગોવીંદને કાલે બારવા લેઈ જાય તારે તમે હાથે આવવાના કે?"

મેહેરમસ્ત આ સાંભલીં એક હાય મારીને બોલ્યા "હું જરૂર આવતી

કાલે ત્યાં જવસ. લાગ્જમછે પેહેલવાનોને કે એવા કામોની વખતે હાજર રહે. અને પોતાથી બનતી મદદ કરે.—"

બજો, જે છીબાની લાંબી વાત સાંભલી કંટાલી જઇ એક તરફ બેસી ઝુરતો હતો, તેના કાન ઉપર જેવો મેહેરમસ્તનો આ બોલવાનો આવાજ પડીયો તેવોજ ઘભરાટમાં ઉઠીયો, કેમકે તેને ફીકર હતી કે મેહેરમસ્ત ફરીથી એક લંબાન ભાશાણ માશુકોની જફાકારી અને આશકોની વફાદારી વીશે કરી સંભલાવશે. તે ઊંઘરેટા આવાજે બોલ્યો, "મેહેરજી બાપા ઓ મેહેરજી બાપા, અવે કાલની વાત કાલે, તમે વેહેલા ઊંઘાઇ જાઓતો; નહીંતો ઉજાગરે ઉજાગરો તમારો કપાએલો કાન પાકી આવહે; ને ભાઇ ભરવાડ તું બી હુઇ જા, બચારો આખા દહાડાનો થાકેલો પરાકેલો કાં લગીન જાગહે. વરી તુને હકારે મલહકા મા ઉઠવાનું; હુઇ જા બાપા હુઇજા."

જંગી દીલાવરે ડોકું ધુનાવ્યું અને ઘંભીરાઇથી બોલ્યા, "બજા, હુંગ અને ભુખ તને મુબારક. અમો જંગીઓને એવી ચીજની દરકાર નથી. તું બેફીકર આરામ કર; હું તમામ રાત માહારી માશુકની યાદમાં આ આંબાના ઝાડ હેઠલ ગુજારસ." "નારે બાપા એમ હું કરો:" બજો બોલ્યો, "લે વરી મનીખબી તેવુંજ લોહીઆર પરૂલુંની; અરે અહીં જાઓ અહીં એ કાંઈ ટાહાડ હારી કે; મુંગા મુંગા અંદર હુવો." બજાના આ બોલવાને ભરવાડોએબી ટેકો આપવાથી આઇનદેહ આપણા દલેર બાહાદુર છીબા સાથે જુંફડામાં ગયા; અને પડીયા પડીયા પારબતીના આશકોની મીસાલે આખી રાત પોતાનો માશુક સુખલીની યાદમાં જાગીને ગુજારી. બજાએ પંજઅચેબ અને બલદીઆની વચમાં પોતાનું બીછાનું કીધું, અને સેહેજ વારમાં પોતાની દીલરૂબા દીલદાર નીંદરાબાઇનો નરમ અને ગરમ પેહેલુમાં આરામ લઈ નાખ અને ગલાનાં સરોદની તાન લેવા માંડી. ભરવાડો પણ આખા દીવસની થાકથી સુસ્ત થઇ ગયા હતા, તેથી ખુશ ખાબમાં પડયા. એક તરફ બજાનો ચરબદાર બલદીયો આંખ વીચી ઊંઘમાં ચારો વગોલતો લીલાં ખેતરો, ખુશનુમાં હરીઆલી અને આબાદ વાડીઓનાં સ્વપના જોતો હતો. બીજી બાજુએ દુબલો બાપડો પંજઅચેબ ઘાસના સુકા બીછાનાપર લેટી ખોઆબની કેફમાં એટલોતો ચકચુર થઈ ગયો હતો કે તેને ચટકો મારતાં ચીબાવલાં મછરોની પણ તેને ખબર હતી નહીં. તમામ કુદરતપર ગોયા નીંદરાના ફીરેશતાએ પોતાની ગફલતી જાલ ફેંકી હતી; લેંહેકોથી ખડખડ થતાં પાંદડાંઓનો આવાજ વટીક બંધ થયો હતો; પેહેલી રાતરેજ ખુબ જોસમાં પોતાનું ગાયન ચલાવવાથી રાતના કીડાઓ પણ થાકી ખામેશ થઇ ગયા હતા; અંધારાનો પરદો તમામ જેહાંન ઉપર પંથરાયો હતો; હસ્તીપર ગોયા કોઇ ચાલાક જાદુગરે અફસુન ફુંકી તેને બેજાન કીધી હોય એવો દેખાવ લાગતો હતો; કુદરતની આ ચુપકીદીમાં વાગલાં અને ઘુવડોએ પણ ભાગ લીધો હતો, કેમકે તેઓબી વગર આવાજ કરવે ધીમેથી

ઊડતાં હતાં. નીરમલ નીલાં આસમાનપર જેહાનનાં અંધારાનો છાંયો પડવાથી તેનો પણ રંગ વધુ ઘેરો બનયો હતો; સુકર સેતારો પુરા ઝમકાટ સાથે બીરાજી રહયો હતો; અને મંગલ પોતાના લાલ ચેહેરાથી માહ્તાબની ગેરહાજરીમાં આકાશ ઉપર જુલમથી રાજ ચલાવતો નજર આવતો હતો. એવો હતો ગંભીર દેખાવ ખોઆબમાં મસ્ત પડેલી હસ્તીનો.—એવો હતો ચીતાર નીંદની સેજપર સુતેલી મધમાતી કુદરતનો. ખામોશી અને ચુપકીદીનો પરદો ખાબના ફીરેશતાએ દુન્યા ઉપર બીછાવ્યો હતો.

# પ્રકરણ ૧૩ મું.

## જઈ પોંહોચવું દલેર સીપેહસાલારનુ શંદેરની સરહદમાં અને ગોવીંદને બાલવાની ક્રીઆમાં શામેલ થવું.

પુર્વના ગંજાવર મેહેલના ઝરૂખા ઉપરનો સીઆહ પરદો ઉઠાવી ગુલાબી મુખડાંની નખરાંબાજ બામદાદે પોતાનો ખુબસુરત ચેહેરો, તેનીની જુદાઈની ગમગીનીમાં મસ્ત થઇ બેફ્રામ બની ગએલી કુદરતને દેખાડી, હસ્તીની શુસ્ત બની ગયલી નાતવાન કાયામાં જીંદગીનું લોહી દોડાવ્યું; સહુવારની પધરામણીની મુબારકબાદી તરેહવાર સુરમાં પંખેરાઓ ભેગે આવાજે ગાવા લાગ્યાં; અને નાજુક કલીઓએ પોતાના રંગીન હોટ ઊઘાડી ખુશબોની મહેકારથી દુનીઆને તર કીધી.

ભરવાડો પોતાના સીરેસ્તા મુજબ ઉઠયા, અને કામલીઓ પરથી દવના ટીપાં ઝટકી મેહેરમસ્તની આગલ આવ્યા. જંગોતો જાગતાજ બેઠા હતા તે તુરત ઉઠી ઉભા થયા, અને બજાને ફરમાવ્યું કે પંજઅયેબ ઉપર જીન બાંધે. બજાએ ઝહડપથી કામ બજાવ્યું, અને સેહેજવારમાં જંગી દલેર પોતાના રખશઉપર સવાર થઈ બલદયા ઉપર પોતાના ડોંગા સાથીને જોડે લઈ પેલા ભરવાડોની સાથે ગોવીંદને બાલવાને મુકરર કીધેલી જગ્યા તરફ ચાલવા માડયું. સરવે પોતાના વીચારમાં એટલાતો ચકચુર હતા કે રસ્તામાં એક શબ્દ પણ બોલ્યા નહીં. આસરે બે ગાઉ ચાલ્યા પછી તેમને એક તલાવ નજર આવ્યો, તેના કાંઠા ઉપર એક ગંજાવર પુરાતન આમલીનુ ઝાડ ઉગેલું હતું. સરવે તે તરફ ચાલ્યા, અને નજદીક જતાં તેવોએ ગોવીંદનુ મુરદું લઈ બ્રાહ્મણોને આવતાં જોયા. મેહેરમસ્ત એક બાજુએ ઘોડા ઉપરથી ઉતરીને ઉભા, અને તેમનો દાખલો બજાએ પણ લીધો.

ગોવીંદ પોતાને બાલવા માટે પસંદ કીધેલી જગયાનો દેખાવ ઘણોજ શાંત અને ગંભીર લાગતો હતો. તલાવ જાણે પોતે પણ દલગીરીમાં ભાગ લેતો હોય, તેમ સ્થીર થયો હતો; અને તેમાં ઉગેલાં પાકીજા સફેદ કમલના ફુલ માથું નમાવી ચુપ થઇ ઉભાં હતાં. તલાવના કીનારા ઉપરના ખડકોના કાલા રંગમા

વધારો થયો હતો, અને તે ઉપર બેઠેલું એક મેનાનું જોડું પોતાનો ખોરાક લેવાનું ભુલી દલગીરીથી જોતું હતું. સુરજનો તાપ જેમ જેમ વધતો ગયો તેમ તેમ પવન નરમ પડી ગયો, અને ઝાડનુ એક પાતરૂં પણ હીલતું ન હતું.

ઝાડ હેઠલ મુરદું બાલવાની સરવે તૈયારી થઈ ચુકી હતી; લાકડાં ગોઠવીયા પછી તે ઉપર ગોવીંદનું મુરદું મેલવામાં આવ્યું, અને તે ઉપર બીજાં લાકડાં સીંચાયા; છેલે કેટલીએક ક્રીઆ કરી આતશ તેમાં મેલવામા આવ્યો. તે વખતે સરવેની આંખમા આંસુના ઝરા છુટયા અને ગોવીંદના મીત્રો કરીશન વીગરે માથું કુટી ગોવીંદનુ નામ લઇ રડવા લાગ્યા, અને પારબતી ઉપર શરાપનો વરસાદ વરસાવ્યો. એવામાં એકાએક પેલા ઉંચા ખડક ઉપર પારબતી આવી ઉભી રહી. સરવે તેનીના આ અચીંતા આવી પોંચવાથી અજાયબીથી જોવા લાગયા. પારબતીએ મઠોડીમાં રંગેલું એક લુગડું પેહેર્યું હતું, અને તેનીના કાલા બાલ ગોરી ગરદન ઉપર વીખરાયલા હતા. સુરજના તાપથી તેનીનું મોહોડું ગુલાબી બનયું હતું, અને થાકથી કપાલ ઉપર પરસેવાના ટીપાં એકઠાં થયાં હતાં. પારબતી ખડકની ટોંચ ઉપર ઉભી રહી અને શાંત તોપણ ગંભીર ચેહેરાથી ગોવીંદના મુરદાં તરફ જોયા કીધું.

કરીશન તેનીને જોઇને ચીરડાયો અને ગુસ્સામાં બોલ્યો, "કેમ એ ચુડેલ તેં જીવતા જીવતનો આ બોચારાને કરાર ન આપયો, પણ શું ત્યારે હવે તું તેની લાસ પરબી જુલમ કરવા આવીય, નીકલ તાહારૂં કાલું કર."

આ સાંભલી પારબતીએ, કોઇ પણ રીતે ન ધભરાતાં મધુર અને ઠેરાવ ભરેલા આવાજે જવાબ આપયો, કે "ઓ કરીશન, હું કોઇબી રીતે તાહારા મીત્રના રૂવાનને આજાબ પોંહોચાડવાના વીચારે આવી નથી, પણ માહારી ઉપર તમો સરવે લોકોએ મુકેલું તોહમત અને ગોવીંદના મરણનો બટો માહારે માથે મેલયોછે, તેમાથી માહારો બંચાવ કરવા સારૂં આવીછું. હું માંગી લઉછું કે તમો ધીયાનથી સાંભલશો, અને માહારા બોલવાનો ખીયાલ કરશો. તમો જેમ કહોછો તેમ તે ઇશવરે મહુને ખુબસુરતી આપીછે અને એ માહારાં હોસનપર તમો ઘેલા બની માહારી પાછલ ફરોછો, અને તમોનેબી જાણે ચાહાવાની માહારી ફરજ હોએ એવું સમજી માહારી તરફથી તમારા પ્યારનો બદલો ચાહાવાની આશા રાખોછો. ખોદાએ મને જે અકલ આપીછે, તે ઉપરથી હું જાણી શકુછું, કે ખુબસુરત ચીજો હંમેશા પ્યારી હોયછે પણ તે ઉપરથી એમ સાબેત નથી થતું, કે આલમની તે ચાહાનો બદલો મોહોબતથી વાલવાને તે ખુબસુરત ચીજ બંધાએલીછે. એક બદસુરત, બેડોલ, અને બેશીકલ માણસ જો મુજ પર દીલોજાનથી પ્યાર રાખતો હોય, તો શું તેની સઘલી ખામીઓ નજરે જોવા છતાં તેને ચાહાવાની માહારી ફરજછે? એકવાર બંનેની ખુબસુરતી એક સરખી હોય તોપણ મરજી જુદી હોય. વલી સરવે ખુબસુરત ચીજો કાંઇ મનને મોહી લેતી નથી; કોઈ હોસન એવું હોયછે કે તે આંખોને ચકીત કરેછે

તો પણ દીલને હરન કરવાની શકતી તેમાં હોતી નથી. મોહોબતના ઉછાલા કાંઇ કોઇના સીખવયા અથવા સમજાવયાથી ઉઠતા નથી; પ્રીતીનો જુસ્સો સદા નહીં રોકાઇ શકાએ એવો હોયછે. મને જો કુદરતે બેડોળ, અને બીહામના ચેહેરાની બનાવી હતે, તો શું તમો મને ચાહાતાં નથી એવી ફીરીઆદ કરી તમોને ઠપકો આપવો રાસ્ત કેહેવાતે. મને છુટાપણું પસંદછે, હું કોઇબી મરદની બેડીમાં બંધાવાને રાજી નથી. આ ઝાડ અને ફુલો મારા સાથીઓ છે; પાહાડો અને નદીઓને હું દોસ્તો સમજુંચ; આ ખડકોમાં માહારો વાસોછે. હું કોઈ મરદને મોહબતની નજરે જોતી નથી, તેમજ પ્રીતીની આશા રાખતી નથી. મેં કોઇને ઉમેદ આપી ફસાવ્યો નથી, અથવા ભરોસો દઈ દગલબાજી કીધી નથી. પરવાનુ ચેરાગ ઊપર જીવ આપી તેની રોશનીને બટો આપી શકશે નહીં. તમો પોતેજ પોતાની મેલે મહને ચાહી પ્યારની ઉમેદ રાખશો ના, જો રાખશો તો પસતાસો. અને તે પસતાવાનો દોશ માહારે માથે મેલશો ના."

એટલું બોલી કાંઈ પણ જવાબની દરકાર નહીં કરતાં જે પ્રમાણે અચીતી આવી હતી, તેજ મુજબ પાછી ખડક ઉપરથી ચાલી ગઈ. કેટલાએકો જેવોને તેનીની ઝલકતી આંખે મોહી લીધા હતા, તેઓ તેનીની પાછલ જવાને આગલ વધીયા; એટલામાં સીપેહસાલાર મેહેરમસ્તે પોતાની તલવાર કાહાડી, અને જોસમા બાંગ મારી કે, "ખબરદાર, કોઇ પણ જો આ ખુબસુરત અને સદગુણી પરીની પાછલ જવાની હીંમત કરશે, તો આએજ સમશેરથી જંગી શીપેહસાલાર મેહેરમસ્ત ઓલપાડ જંગ બાહાદુર, ધરતી અને આસમાનને ધ્રુજાવનાર, જીનોનો જીહીતનાર, અને જાદુઈ તથા જાદુગરોને તોડનાર દલેર, તેનુ સર તનથી જુદું કરસે. પારબતી પરીએ શાબેત કરી આપયુંછે, કે તે કોઇનીબી મોહોબતની દરકાર રાખતી નથી. માટે એ કોહેકાફની હુર, જે માહારી ખાતરીછે કે બકાવલી ની નાની બેહેન થાએછે તેને છેડવી નહીં, પણ એને વગર અડચને ઇંદર રાજાની સભામાં જવા દેવી."—આ દેવાનગી અને વગર મતલબના બોલો સાંભલી સરવે અચરત થયા અને મેહેરમસ્તથી ખોલાસો ચાહાવાની તૈયારી કરતા હતા, એવામા આતશના ભડકા જોરથી ગોવીંદની લાસ ઉપર ઉઠવા લાગાં તેથી સરવેનું ધ્યાન તે તરફ ખેંચાયું.

મેહરમસ્તે સરવેને સલામ કીધી અને જણાવ્યું, કે "જો કોઇબી વખતે તમોને માહારી જરૂર પડેતો તુરત માહારૂં નામ યાદ કરજો અને હું આવી તમારી મુસીબતોનુ નીવારન કરશ. એમ કહી પંજઅચેમ ઉપર સવાર થઈ જંગલનો રસતો લીધો, અને તેમની પાછલ બજો પણ બલદ ઉપર બેસી ચાલવા લાગ્યો. થોડા વખતમાં આતશે પોતાનુ કામ પુરૂં કીધું અને ગોવીંદના મીતરો તથા ભરવાડો તેના મુરદાંની રાખ તલાવમાં નાખી સુંદર તરફ પાછા ફરીયા.

**તમામ થાયું પુસ્તક બીજું.**

## પુસ્તક ત્રીજું.

# પ્રકરણ ૧૪ મું.

### હીકાયેત લખીછે જંગ કીધું જંગી પેહેલવાન મેહેરમસ્તે ઘોંડફોડા દુબરાઓ સાથે, અને શીકસ્ત ખાઇ જખમી થવું દીલાવર સીપેહસાલારનું.

હીકાયેતના લખનાર, અને રાવીઓના સરદાર, એવી રીતે બીઆન કરી ગયાછે, કે જે વેલાએ પીલતન મેહેરમસ્તે પોતાના ચરબદારે સાથો સાથે જંગલની તરફ રસ્તો લીધો, તે વેલાએ આસમાનના બોહોલા રસ્તા ઉપર દીવસનો શેહેનશાહ ખુરશેદ પુર જોશ અને અતી ઝડપથી પોતાના ગરમ ઘોડાઓને દોડાવતો, લગભગ બપોરની મનજલની નજદીક જઇ પોંહોચયો હતો. ગરમીથી આપણા જંગીના મથાં ઉપરની કાંસીઆની કોલાહુ તપી ગઇ હતી, અને પસીનાથી તેનાની પુઠાનો ટોપ નરમ થાઇ ભીજાએલાં ચામડાંની મીસાલે વલી ગઈ હતી. તાપની અસરથી બજાની પણ ચરબી તવાતી હતી, અને તેના લાલ ચણોટી જોવા ચેહેરા ઉપર પરસેવો રેલાના આકારમાં ઉતરતો હતો. અને ઘોડાની પુછડીના બાલ જેવી તેની સખત અને ગુંચવાએલી મુછ ઉપર રસ્તાની ધુલનો મોહોટો જમાવ થયો હતો. તેને પોતાના બલદીઆની લગામ તદન છુટી મેલી હતી, અને એક હાથે પોતાના સદરાથી મોહડું નુછતો તયા બીજા હાથમાં એક જંગલી પતરેલનુ પાતરૂં લઇ તેથી વા નાખતો બબડતો અને ફુંફારા મારતો હતો. જેમ જેમ સુરજ ઉપર આવતો ગયો, તેમ તેમ તાપ વધવા લાગ્યો. જેથી પેહેલવાન તેમજ તેમનો ડુંબો નોકર આજેજ થઈ ઉતારાની જગયા ચોતરફ જોવા લાગયા. તેમને શેવટે થોડેક દુર એક લીલોતરી ભરેલું મેદાન નજર આવ્યું, જેમાથી તાપી નદીનો એક ફાંટો સનસનાટ કરતો વેહેતો હતો. એ નાલાના કીનારા ઉપર કેટલાંએક વડના ઝાડ ઉગયાં હતા. જેમના થંડા છાંયડા હેઠલ ઉતારો કરવાના ઇરાદાથી મેહેરમસ્ત અને બજો તે તરફ ચાલયા. અહીંયા કેટલાએક દુબરા ઘોંડફોડાઓના ઘધેડાં મેદાનમાં ઘાસ ઉપર ચરતાં હતાં, અને તેમનાથી થોડેક દુર પેલા ઘોંડ ફોડાઓએ પણ મુકામ કીધો હતો.

વડ હેઠલ આપણા પેહેલવાન અને બજો ઉતરયા, અને પોતાની સવારીઓને મેદાનમાં છુટી મેલી. બજાએ પોતાની ભાતાંની કોથલી બાહાર કાહાડી, અને તેમાં જે કાંઇ હતું તે ઉપર મેહેરમસ્તે અને તેને સારી પઠે હાથ ચલાવ્યો.

અવે એ બંને અહીંઆ ખાવામાં મશગુલ હતા, એટલામાં પંજઅયબ,

જે મેદાનમાં ચરતો હતો, ત્યાંથી આસ્તે આસ્તે આગલ વધયો, અને ઘોડફો-ડાઓના ઘધેડાંઓની મુલાકાત લેવા માટે તેઓ તરફ ચાલ્યો. સગલા લંબકરણો ઘાંસ ઉપર ખુબ રોકાએલા હતા, અને પંજઅયેબની દોસ્તી કરતાં, લીલોતરી તેમને વધારે પસંદ હોવાથી કોઇએ પણ આ રખશને આદરમાનથી તેના દરજા મુજબ આવકાર દીધો નહીં. જેથી પંજઅયેબે લગાર ચીરડાઇને પોતાની આ-દત મુજબ તેઓમાના એકને બચકલું ભરયું. આ ઉપરથી તે ઘધેડાંએ એવી જોરથી પછાડી ઝાડી, કે આબાદ પંજઅયેબનુ નાખ સેકાયું. વલી એટલામાં પેલા દુબરાઓએ દોહતા આવી લાગી પોતાના સોટાઓથી જંગીના રખશને એવોતો મારયો, કે તે બીચારો વગર બોલવે જમીન ઉપર પડી ગયો.

આ દેખાવ ઉપર એકાએક મેહેરમસ્તની અને બજાની નજર પડી. જંગી ઝડપમાજ ઉઠયા, અને બજાને કહયું, "આ લોકોની ચાલ અને દેખાવ ઉપરથી સાબેત થાએછે કે એવો કાંઈ પેહેલવાન નથી, પણ કોઈ નીચ અને હીચકારા તુરાનીઓ માહારા દલેર રખશને અફ્રાશીઆબની હુજુર લઇ જવા માટે આયાછે; માટે બજા, ચાલ સેતાબી કર, એ લોકોને શારી પઠ નશીહત કરીએ." તુરાનીઓ, અને અફ્રાશીઆબ એવા બોલો સાંભલી. બજો હંસી પડયો અને ડોકું ધુનાવી પોતાના હાથમાનો ભુંજલો બુમલો તેમનો તેમજ પ-કડી રાખી બોલયો, "અરે તુરાની હું ને અપરાહીઓ હું, બાપા એતો હેલા પથર ભાંજનારા દુબરાંછે." "નહીં નહીં," જોશમાજ જંગીએ જવાબ આપયો, "તું નહી જાને ચાલ શેતાબી કર, લાવ માહારો ગુરજ; ઓ રખશ, રખશ, મા-હારા દલેર ઘોડા! તુંને છોડી રૂસ્તમ હરગેજ તુરાનીઓને હાત જવા દેનાર નથી." એમ બોલી મેહેરમસ્તે એક હાતમા પેલો લાકડાનો હયોડો, અને બી-જામા શમશેર, જે કીટાઇ કાગડાની પાંખનેબી ઝાંખમા નાખે તેવી થઇ હતી, તે લઇ આગલ વધીયા. બજાએ ઉઠાંને હાથ ધરયો, અને કહયું "અરે મેહેરજી બાપા, એ કાંડું જાઓ, તે ભુતડાં જેવા વીહ પચીહુછે, ને આપડે બેજ જણ; તે જોતાં જોતાંમા એ લોકોતો કુકંબો કરી લાખહે; અમોલા અમોલા બેહી રેવોજી." મેહેરમસ્તે બાંગ મારી કહયું "બજા હું પેહેલવાનછું, અગર સેંકડો એવા કમીના તુરાની માહારી સામને આવે, તોબી આ મસ્ત બાજુ, અને પો-લાદી પંજાથી એક લેહેજામાં જેર થશે. સરઅફ્રાજી અને નેક નામીના કામોમા જો નામ લખાવવું હોય તો નીકલ બાહેર બજા; અને મેહેરમસ્તના સુરા સી-પાહી તરીકે મશહુર થા."—આ સુર ભરેલા બોલોથી બજાને પણ જોર આવ્યું, અને તે એક જાડી લાકડી લઇ દુબરાઓ પર ઉતરી પડયો. મેહેરમસ્તે પેહેલોજ ઝટકો એક દુબરાપર લગાવ્યો; પણ તેમની તલવાર બુઠી, અને દુબરાની ખાંદ ઉપર જાડી કામલી હોવાના સબબથી તેને ઝઝુ લાગું નહીં; ફ્કત બેજ પારસી-ઓને તેઓ ઉપર હોમલો કરતાં જોઇ પોતાની લાકડીઓ લઇ તેમની ઉપર ધ-સારો કીધો. બીજાજ ફટકામા બજોતો જમીન દોસ્ત થયો, તેજ પ્રમાણે બીચારા

જંગીની પટકાયા, પણ તેનાના નશીબમા એટલુંજ નહીં હતું, કોડતી વેલાએ તેનાને પંજઅચેબ જે નીચે પડેલો હતો તેના પગની ઠોકર લાગી, એવામા કુબરાનો સોટો માથાં ઉપર પડવાથી મેહેરમસ્ત ઘુમરી ખાઇ પોતાના રખશના પગ ઉપરજ પડયા, પણ તે એબીએલ ઘોડો આવી મસખરી સાંખી શકુયો નહીં તેથી કકડાવીને પડયા પડયાએ પછાડી એવીતો ઝાડી કે ગરીબ મેહેરમસ્તનું મોહાડું રંગાઇ ગયું.

અવે કુબરાઓએ જયારે જોયું, કે હરીફો જમીન દોસ્ત થયાછે, ત્યારે ઘભરાઇને પોતાના ઘઘેડાં લાધો, તુરત નીકલી ગયા.

સેહેજ વારમાં બજો સુધીમા આવ્યો, અને કાંસતો કાંસતો બોલ્યો, "ઓ! બાપા! ઓ બાપા! અરે મારતા દોજખમા જાએરે! મેહેરજી બાપા ઓહ મેહેરજી ભાઇ!" મેહેરમસ્તે હલવે રહી દમ ખાઇને પુછયું, "કેમ દોસ્ત સું કેહેછે?" બજા ભાખરાજીએ જવાબ આપયો, "અરે જરા હેલું તમે તે દાહાડે કહેલુ અફ્ડાતફ્ડીનુ રોગાન હોયતો આપો; હાડકા બઉજ કલે ને હાંધે હાંધામાં ચહુક મારે." મેહેરમસ્તે દલગીર થઇ કહયું. "હું ખરેજ ગમગીનછુ કે મે તને તે દીવસે કહેલું અફ્લાતુનનુ, અથવા લુકમાન હકીમનુ રોગાન, જે જખમો ઉપર અકસીરછે, તે આ વેલાએ તુરત મૌજુદ નથી. પણ કાંઇ ફીકર નહીં મહને પેહેલી તક મલતાંજ હું તે તૈઆર કરી રાખસ."—બજો બોલ્યો, "વારૂં ચાલો તીઆર, એતો પછેની વાત પછે, પણ હેડ આપડે અવે ઇફ્રાથી ઉઠહું કીઆર? ને ટાંટીઆમાં જોર કીઆર આવહુે?" જંગોએ દીલાસો આપયો, કે "હું કહી શકતો નથી, પણ ખરેજ આ વેલાએ મે મોહોટી ભુલ કીધી, કે કમીના ગોલામો ઉપર હાથ ઉંચકયો. પેહેલવાનોને દલેરો સાથેજ લડવું સોભે. બજા હું તને કહુછું તેની ઉપર ધીઆન આપ. જો કોઇબી વખતે એવા નીચ આપણી ઉપર હોમલો કરે, તો તું વગર માહારા ફરમાનની વાટ જોવે, તેવોને મારી હટાવજે, કેમ કે એવાઓ સાથ લડવું મને લાજમ નથી. જો કોઇબી ખરો પેહેલવાન માહારી સામને આવસે, તો પછે તેને શીકસ્ત આપવાનું કામ માહારૂં છે.

મોહોટી ડુમ વાલા રાંક બજાને આ કડક શેઠની તોફાની શીખામન મુતલક પસંદ પડી નહીં, તેથી પેટ પસવારી બોલયો, "નારે બા. હુ કમબખ્તી લાગેલી જે ફરીથી તમારી હાથે છુંડીપલઉં. જો હેઠ પડયા પડયા નરમ ઘી જેવી હીખામણ દીએત-એવુ ઉં કરંતો પછે ઘેરમા પાએરાં વાટજ જોયા કરેતો—આપડેતો અવે કરારે દુર ઉભાં રહીને જોયા કરહું, પણ તમારી મરજી પડેતો પેહેલવાનને મારજો ને જોઇએ તે કરજો. ખોદાએજી હાજે હાડકે ઘેર લઇ જાએતો બહુ." મેહેરમસ્તને આ બજાનુ બોલવું પસંદ નહી પડયું, તેથી લગાર ગરમ થઇ કહયું "ખબરદાર અવેથી એવું બોલતોના, સું તું એજ હાલતમા રેહેવાનોછે, જે એવા હીચકારાપણાના બોલો બોલેચ? નશીબને ફરતાં કેટલો

યાર ! એક ઘડીમાં જો આસમાને મદદ આપીતો તું કોઇ શેહેરનો બાદશાહ થાએ. અને જયારે રાજજ તુને કરવું પડે ત્યારેતો તેનો બંચાવ દુશમનોથી કરવા માટે હીંમત અને જોરની જરૂરછે. શું ત્યારેબી તું માર ખાઈ બેસીજ રેહેશે ?"

બજો કાંસીને બોલ્યો—"અરે બાપા હીંમત ને જોરનું હું આંથરૂં ભરીએ! આ જરીક હીંમત કરવા ગીએલા, તે હોટે હોટ પેટ ભરીને માર ખાધેલો; ને વરી તેબી એવો જબરો કે માનુ દુધ યાદ આવેલું. પણ બાપા આ વખત કંઈ વાત કરવાનો નથી; દુખતાં હાડ ને કલને હાંધે આપુને એ હારૂં નહીં લાગે. હવે ચાલો, પડી કાંવેર રેહું; ઊઠો જે હેલા તમારા પંજેબને ઊઠાડીએ. એનો બાપ મરેરે એનો, એનેજ આ કોપરાંપાબ જમાડેલોતો ! એનું તે ભોદા હું ભલું કરહે !"

મેહેરમસ્તે પણ બજાને ટેકો આપ્યો કે—"મને ખબર નહીં હતી કે પંજઅચેબ એવો નાદાનછે. એને લાયક નહીં હતું કે પોતે એક પેહેલવાનનો ઘોડો થઇ ઘધેડાંઓની સોહોબત કરવા જાએ."

બજો લગાર ફફડીને બોલ્યો—"એતો હેઠ તેવા વાણોતર. તમે દુબરાઓ હાથે મરાવા ગોયા તીઆર એને ઘધેડાંઓની હાથ દોહતી કીધી."

મેહેરમસ્તે જવાબ આપ્યો—"અવે જે થયું તે થયું; હજુરબી યજદાનની મેહેર આપણા ઉપરછે કે તાહારો બલદીયો બનચીયોછે. તે માહારીસવારી તરીકે કામ લાગસે, કેમકે પંજઅચેબમાં હાલ મને ઊંચકવાની તાકાત નથી. માટે બજા તું ઊઠ અને તાહારો બલદ અહીઆં લઇ આવી મને તે ઉપર બેસાડ."

બજો અજાએબીથી બોલ્યો—"અરે પણ પેહેલવાનોથી બલદ પર બેહાએ કે?"

"તેમાં કાંઈજ અડચન નથી." જવાબ આપ્યો મેહેરમસ્તે "મેં વારંવાર એવા દાખલા વાંચીયાછે. પેલી મોતેબર કેતાબ બાગોબાહાર કે જેમાં ચાર દરવેશોનો હેવાલ ખરેખરો બયાન કીધોછે, તેમાં બીજા દરવેશના અહેવાલમાં એવું લખેછે કે—નીમરોજનો શાહાજાદો બખ્તયાર બલદની સ્વારી કરતો હતો—માટે બજા, જયારે એવા એવા વખાણાંએલા શાહાજાદાઓ બલદપર બેડાછે ત્યારે મને શું અડચણછે ?"

બજો બોલ્યો—"પણ માહારા હેઠ બેહવાની વાત કાંહા કરો ? પણ તમો તો ઉપર ઠરહોજ નહીં. તમોનેતો હેલા દુલભ ધોબીના મેલા કપરાના ગાંહરાની કાની બાંધી બલદ ઉપર લાધા તીઆરજતો. તમારામાં જોર હુંછે જે બેહી હકહો."

"જંગમાં લાગેલા જખમ મને હલકું લગાડવાના કરતાં ઉલટા માહારી જાહોજલાલીમાં વધારો કરેછે; માટે બજા તું વધુ નો બોલ, કેમકે મને અતીશય દુખેછે અને માહારા દાંતમાં પુશકલ લાગુંછે માટે સોતાબીથી મને બલદપર બેસાડી કોઇ શેહેરની તરફ લઈ ચાલ." આ ઉપરથી બીચારો બજો કાંસતો

ફાંસતો ઉઠયો અને પોતાના બલદને લાવી તેની ઉપર મેહેરમસ્તને ઊંચકીને બલદપર ગોઠવીયા અને પંજઅયેબની લગામ પોતાના હાથમાં લઇને આસતે આસતે ચાલવા માંડીયું. સાંહાજ થવા આગમચ તેઓ તાપીના કીનારાની નજદીક આવી લાગીયા. અને હોડીમાં બેસી પેલે પાર સુરત તરફ જવાની મેહેરમસ્તે ઈછા દેખાડીયાથી બજો ત્યાં ઉભો રહયો.

સાંજનો વખત હતો અને તાપીમાં ભરતી આવતી હતી; તેના કીનારા ઉપર સેંકડો સુંદર નારીઓ માથાં ઉપર બેહેડાંની ચોર મેલી પાની ભરતી દીસતી હતી; અસ્ત થતા સુરજના તેજસ્વી તડકાએ આ નીરમલ નદીના ઉછલતાં પાનીને સુનેરી દરીયાનો આકાર આપ્યો હતો; અને કાંઠા ઉપરની રેતી હીરાની કણીઓની મીસાલે કીરણના તેજથી ચલકતી હતી. સુરત શેહેરની બોહોલી વસ્તીનો બેગો આવાજ દુરથી કાન ઉપર પડતો હતો; એક તરફ નદીને કીનારે કોઈ સનયાસી હાથમાં માલા લઇ દુનીયાની દરકાર અને સંસારની માયા ન કરતાં ભકતીમાં ચકચુર હતો; હવામાં સફેદ બગલાં અને ખલીર ધીમેથી ઉડતાં હતાં; ખુશનુમા વાડીઓ, અને ખીલેલા બગીચાઓથી આ પ્રતાપી નદીનો કીનારો એક ગુલજાર બની રહયો હતો; અને ચો તરફથી સુખ, શાંતી અને આબાદીનો ચીતાર દીસતો હતો.

બજો અને મેહેરમસ્ત આ જાદુઈ દેખાવ જોતા ઊભા રહયા, એટલામાં દુરથી તેમના કાન ઉપર ગાએનના મધુર સરોદનો આવાજ પડયો. ધીમે ધીમે તે આવાજ પાંસે આવતો હતો. મેહેરમસ્તે અજાએબીથી તે તરફ આંખ ફેરવી અને તેમની નજર એક હોડી ઉપર પડી; જેના સુકાન ઉપર બેઠેલો એક જુવાન કદાવર હોડીવાલો પોતાની હોડી ચલાવતાં નીચલું ગાએન ગાતો હતો.

## હોરી

("તુરાની, તને રંગ અમીર તુરાની"—ની રાહા પર.)

કટારી, મને પ્રેમની લાગી કટારી.

આપી વચન મને ગઇ તે ઠગારી,
નયેના બતાવીને નારી;
હસતાં ભુલાવીને જાલ બીછાવી:
ચાલી—આહા ચાલી તે ઠોકર મારી,
જીગરમાં જખમ કરી કારી.—મને પ્રેમની લાગી કટારી.

કટારી, મને પ્રેમની લાગી કટારી.

સા કાજ મુજને તું દેછે તજીને,
ને તોડછે ગાંઠ આ પ્યારી;

ગુસ્સાની આંખથી જુવો કાં મુજને :
બોલો—આહા બોલો ના થાવો છ ભારી,
કહો શું ખતા થઇ હમારી.—મને પ્રેમની લાગી કટારી.

કટારી, મને પ્રેમની લાગી કટારી.

અરપન તુજને આ જીવ કરી દઉં,
ને મોજ તજી દેઉં સારી;
અગની જુદાઇનો બાલેછે મુજને:
થાઈ, આહા થાઇ આ જીંદગી અકારી,
મગજ પર છે પ્રેમ ખુમારી.—મને પ્રેમની લાગી કટારી.

કટારી, મને પ્રેમની લાગી કટારી.

તાપીજી માતા કરો મેહેરબાંની,
ને મેળવો તે મોહન માહારી;
આગમનો રૂત દેખાડો મુજને:
થાઉં—આહા થાઉં તમારો પુજારી,
કરૂં નીત સેવા તમારી.—મને પ્રેમની લાગી કટારી.

કટારી, મને પ્રેમની લાગી કટારી.

ગાએન પુરૂ થયું અને હોડી પણ કાંઠે આવી લાગી. મેહેરમસ્તના ફરમાવીયાથી બજો હોડીવાલાને તેમને બંનેને પેલે પાર ઊતારવા વીશે પુછી આવ્યો. અને કાંઇ સેહેજ નાણાને માટે હોડીવાલો તેમને નદીપાર કરી સુરતને કાંઠે ઊતારવા કબુલ થયો. બજાએ મેહેરમસ્તને ઊંચકી હોડીમાં બેસાડીયા કેમકે બીચારા જંગીમાં ચાલવાની તાકાત હતી નહીં. ભાખરો પણ અંદર બેઠો, અને પંજ-અયેબની તથા બલદીયાની દોરડીઓ પોતે હાથમાં લઈ તેમને પાણીમાં તેરવવા લાગીયો.

ચોતરફના રળીયામણા દેખાવ અને હોદીમાં નવાઇ જેવા બેસવાનાથી મેહેરમસ્તના માર, ભુખ, થાક અને તડકાંથી નબલા બનેલા ભેજાં ઉપર કાંઇ નવીજ અસર થઇ. તેનાનો ખીયાલ પાછો મુસાફરી કરવા ગયો ; અને વીચારોએ હવાઇ સફર શહુરૂ કીધી. જંગી પોતાને શાહાનામાના જમાનામાનાં એક હોય એવું સમજવા લાગીયા. કેમકે કેખુશરો પાહાદશાહે જેહુનનો દરીઆવ ગેવ અને પોતાની માએ ફીરંગીજ સાથે પસાર કરી અફરાશીઆબને કીના અને નામોસીથી પેલે પાર મેલીયો હતો તેનું ફીરદોશીની કલમથી લખાએલું રંગીન બેયાન આપણા આએ જમાનેના જંગીના પેહેલવાનો મગજપર તાજું થયું. તેનાના પોતાને કીયાની શાહનશાહ કેખુશરો સમજયા. અને હલવેથી (—કેમકે તેનાનું શરીર દુખતું હતું—) અને બાહાદરશાહી રોબ તથા શેહેનશાહી દમામથી બજાને સવાલ કીધો

કે,—"ઇરાંની બુઝરગવાર દાનાવ ગોદરઝના અચે દલેર અને અજદેહાની મુંગાલના તથા વાઘના પંજાના ઝોરાવર જંગી બેટા ગેવ, આપણે નાપાક અફરાશીઆબનું લશકર કેટલુંએક દુર મેલીયુછે, અને પીરાને વેશનો ઝુંડો શું હજુર તને નજરે પડેચ કે નહીં તે સીતાબીથી મને જણાવ."

બજાએ એકતો પેટ ભરતો માર ખાધો હતો તેથી તેના સાંધામાં ચસક મારતી હતી, તેમાં વળી પુરતો ખોરાક નહીં હોવાથી ભુખું પેટ અને તે ઉપર આપણા જંગોનો આ કઢંગો સવાલ એ તરંડેથી તેનુ માથું કાંઇએક દુખી આયું તેથી સીરેસતા કરતાં લગાર વધુ ચીરડાઇને આ માસનો ઢગલો બોલીઓ—"અરે મેહેરજી બાપા બહુ કરો રે યાર, માંથુંબી દુખી આવેલું; આખો દાહાડો અપડાહીઓ ને લહકર ને એવું એવું હું લવલવીયા કરો. જરીક ભલાં મનીખ હુમજોરે હુમજો. ઇમ કરતાંતો આજે મનભરતી મેથી જમેલા ને હાયે બજાનેબી ગુંદાવેલો. જરીક મુંગા પડી રેહેવો નહીં તો વળી હાંધા દુખહે."

મેહેરમસ્તે આ ઉપર કાંઇ પણ ધીયાન નહીં આપતાં ફરીથી પુછીયું—"પણ જેહાં પેહેલવાન ગેવ."—

બજાએ આટલામાંજ અટકાવી કહ્યું—"એ ઘડીં ને ચોખ્ખા એ હુઊ પછે તમે જરીક અમોલા અમોલા પડી રેહેવો."

જંગીએ આ ઉપરબી ખીચાલ ન કરતાં સવાલ કીધો કે—"બાહાદુર ઇરાંની ત્યારે પીરાને વેશેની ફોજ કયાં ગઇ ?"

બજો ફફડીને કેટલાએક દુબરાના છોકરાંઓ કીચલમાં રમતા હતા તેઓ તરફ આંગલી દેખાડી બોલીયો—"એ હેલી ફોજની ફોજ કીચલમાં ફહુડીયાં મારે ; તમે પડી રેહેવો."

દુશમનનું લશકર ફસી પડીયુંછે એવું સાંભલી મેહેરમસ્ત જડપથી જોવા ઉઠીયા, એવામાં હોડી કીનારે જઈ અથડી ; જેથી આચકા સમેત આપણા જેહાં પેહેલવાન રેતી ઉપર ઉછલીને પડીયા. હોડીવાલો ખડખડ હંસી પડીયો અને બજો ડોકું ધુનાવી બોલીયો—"એ ભલું મનીખ હુમજેજ નહીં તેને આ ઇમ પછે લઇ કરીને નહીં લેવું નહીં દેવું ને પોતીકા જીવને દુખ દેય." બજાએ જેમ તેમ કરી મેહેરમસ્તને ફરીથી બલદીઆ ઉપર સવાર કીધા. અને પોતે પંજઅચેબની લગામ ધરી આગલ ચાલીયો.

સુરત શેહેર તે વેલાએ વેપારનું એક મોહોટું મથક હતું ; જેથી બાહેર ગામથી પુસકલ લોક વેપાર વનજને માટે ત્યાં આવતું. અને મુસાફરોના ઉતારા માટે જગે જગે પારસીઓએ ઘરો કાહાડીયાં હતાં, જેથી બાહેરથી આવતા લોકો ને ખાવા પીવાનું તેમજ રેહેવાનું સવલ થઈ પડતું. એવા એક મુસાફરોના ઉતારાના ઘર આગલ આપણા દુનીયા વરનના જંગી અને તેમના ચરબદાર સાથી જઇ પોહોંચીયા. એ ઘર જોતાંજ મેહેરમસ્ત ખુશીથી બોલીયા—"બીરાદર બજા,

શુકર છે તે યજદાનના કે અંતે આપણ આ કીલ્લા આગલ આવી લાગીયા છીયે."

બજાએ ઘણુંબી પોતાના કડકસેઠને સમજાવીયું પણ તેને તો આ ઘરને કીલ્લા તરીકેજ ઠોકી બેસાડીયું; જેથી બજો વધુ તકરાર ન કરતાં મેહેરમસ્તના હોકમ પરમાણે અંદર ડાખલ થયો. તેની પાછલ બલદીયા ઉપર સવાર થયલા જેહાંપેહેલવાન દલેર મેહેરમસ્ત ઓલપાડજંગ બાહાદુર પણ પધારીયા.

---

# પ્રકરણ ૧૫ મું.

---

## મલીદા જમીયા ફરીથી સીપેહસાલાર સુરા સરદાર મેહેરમસ્ત પોતાના વફાદાર સાથી બજા ભાખરા સાથે તેની દાસતાન લખીછે.

આ મુસાફરખાનાનો માલેક એક પારસી હતો. તેને મેહેરમસ્તને બલદીયા ઉપર આ પરમાણે બેઠેલા જોઇ બજાને તેનું કારણ પુછયું. બજાએ ખરો સબબ છુપાવીયો અને જવાબ આપીયો કે—"હેલા પાહાડ ઉપરથી હેઠ જરીક ગબડી પડેલા, તેથી પાંહુરી ચહકેલી."

આ ખુલાસો પુરતો હોવાથી પેલા પારસીએ કાંઇ વધુ પુછપરછ કીધી નહીં પણ મેહેરમસ્તને ઉતરવા દીધો. જગી હલવે રહીને અંદર દાખલ થયા. અને તેનાના એટલાતો કાંઇ વીચારમાં રોકાયા હતા કે ચોતરફ કાંઇજ ધીયાન આપીયું નહીં.

આ ઘરમાં ઘણાઓએ ઉતારો લીધાથી કાંઇ સારી જગીયા આપણા સીપેહસાલારને મલી નહીં; તોપણ તેનાની માંદગીપર નજર કરી ધેરવાલાના ધણીઆની જેનાના જરા આંગે ઠીંગા પણ માયાળુ દીલના હતા તેવને માલીઆં ઉપર એક ખાટલો જંગીને માટે તઇયાર કરાવીયો.

જેમ તેમ કરી મેહેરમસ્તને ઉપર લઈ ગયા અને બીછાના ઉપર સુવાડીયા. અવે સીપેહસાલારને સેક કરવાનીઃ તઇયારી થાએછે. તેટલાં આપણે જરા બીજી ચીજોપર નજર કરીએ.

મેહેરમસ્તને માટે જે પલંગ તઇયાર કરવામાં આવીયો હતો, તેના જોકે બધા પલંગાની મુઆફકજ સીરેસતા પ્રમાણે ચાર પગ હતા, પણ તે લાંબી નોકરી અને બુઢાપા તથા બીજા કારણોથી ઘણાજ નબલા થઇ ગયા હતા. તે પલંગને પાટી અથવા પાટીચાથી મઢી લીધો નહીં હતો પણ દોરડાં—અને તેબી સુતરના નહીં પણ કાથાના દોરડાં—થી ગુંથેલો હતો અને તે દોરડાંબી એવા મજબુત હતાં

કે વારંવાર ઘણી જગીયા પરથી તુટી જવાથી લગભગ દરેક આંટે દસથી ઓછા ગાંઠ તો દેખાતાજ નહીં હતા. એ ખાટલા ઉપર એક પતલું બીછાનુ નાખેલું હતું; જેમાના રૂએ જમાનો થયો સુરજની રોશની અથવા પીંજારાની તાંત સાથ પીછાન કીધી નહીં હતી, અને જગે જગે તેના ગોટલા વલી ગયા હતા. અલબતાં એ નરમ સેજ ઉપર સુતાથી આપણા તનદરોસ્ત જંગીના શરીરને રસ્તાપરની ખડી ઉપર સુવા જેટલો આરામ થયો હોય એમાં નવાઈ નથી. સુજની પણ ખાટલા અને બીછાનાને ખરની હતી. કેમકે ધોબીની ભઠી કેવી થાયછે તેનો તેને કંઈપણ અનુભવ હોય એવું દીસતું નહીં હતું. અને તેનો દરએક તાર સુખશમ દરશક યંત્રની કાંઈ પણ મદદ વગર ખોલ્લી આંખે ગનાએ એવી તેમાં ખુબી હતી. જંગીના બીછાનાની પાંસેજ આપણા બજા ભાખરાનો પલંગ સીંગારીયો હતો. અલબતાં તેનું બીછાનું અને ખાટલો મેહેરમસ્તની સેજના જેવો ઉમદા નહીં હતો; કેમકે તેમને ઉતારો આપનારા ચાલાક પારસીને ધની અને ચાકર વચ્ચે કેટલો ફરક રાખવો તેની સારી સમજન હતી. ટુકમાં ડુંબાજીનું બીછાનું જંગીના કરતાં કઠણાઇ, ઊંમર અને ખુશબોમાં એક દરજ્જે વધતું હતું. અને બંનેના ખાટલામાં ફક્ત સેહેજ ફેર માલમ પડતો હતો. જંગીના પલંગને ચાર પગ હતા, અને બજાના બીસતરાને ફક્ત તરણજ હતા. અને ચોથાની જગીયા એક ભાંગેલા પેટીના ખોખાંએ સાંધી હતી. સરદાર પીલતનની જમની તરફ એક મોહોટા ગુછા અને ઊંચી ટોપી સાથનો તાડીવાલો પારસી, નામે ચાનજી ચેકેપાઇનો ખાટલો બીરાજી રહયો હતો. આ ધણીનો ખાટલો તેમજ બીછાનું જોકે તદનજ સારાં નહીં તોપણ આપણા બંને બાહાદુર મુસાફરો કરતાં ઠીક હતા. ચાનજીભાઈ જાતે ઘણાજ મગરૂર સવભાવના નર હતા, અને પોતાના માંદા પડોશીઓ ઉપર વારંવાર ડોલા ઘુરકતા હતા.

ઘરનો માલેક એક ચપરખંધો અને લાલચુ પારસી હતો. તેની ઓરત સુનાબાઈ જાતે રાંક અને માયાલુ દીલની હતી. આ ઘરમાં ભીખી ભેંસ એવું નામની એક જબરી ડેંગી ચરબાલી ચાકરડી હતી. ઘરનો કારભાર જોકે સઘલો સુનાબાઈના હાથમાં હતો, તોપણ ભીખી ભેંસને અવાર નવાર તફડાવવાનું ઠીક મલતું હતું. તે તક જોઇ કાંદા, પટેટા, આદુ, લસન, મસાલો, અને કપરાં અથવા જે કાંઇ તેનીને હાથ લાગતું તેનું લોબાન મુકાવતી; અને લાગ જોઈ કોઈ આવતાં જતાં સાથે તે પોતાની રંડાએલી દીકરી—જે નાહાનપરામાં રેહેતી હતી—તેણીપર મોકલતી.

આપણો ઊપર જણાવેલો ચાનજી ચેકેપાઇ તેણીનો દુરનો સગો લાગતો હતો. ભીખીની ઊંચી કીધેલી ચીજો તે વારંવાર તેણીની દીકરીને પોહોંચાડવામાં કામ લાગતો હતો. જે દીવશે મેહેરમસ્તે આ મુસાફરખાનામાં મુકામ કીધું હતું તેજ દીવસે ભીખી ભેંસે થોડું એક તાજું ઘી ઊચાપટ કીધું હતું અને રાતના તે

પોતાની છોકરી ઊપર મોકલી આપવા માટે ચાનજી સાથે સંપ કરી રાખીયો હતો.

હવે આપણે મેહેરજીભાઇ તરફ પાછી નજર પોંહોંચાડીયે. તેનાના માલીયાં ઉપર પેલી મખમલી સેજપર લેટીયા હતા. એક તરફ બન્જો વીચારમાં પોતાના ખાતલા ઉપર બેઠો હતો, અને વખતે વખત પોતાના શરીરપરના જે જે ભાગોએ ઘોંડફાડાઓના સોટા સાથ ઓલખાન કીધી હતી તે ભાગો વાંકુ મોંહોડું કરી દાબતો હતો. ભીખી આપણા સરદારના આંગપર લેપ લગાડતી અને શુનાબાઇ ઘરવાલાં તેનાને સેક કરવામાં રોકાએલાં હતા.

મેહેરમસ્તના તનપર ઘણાએક લીલા ડાગ પડેલા જોઈ ભીખી ભેંસે મરદાના આવાજે પુછીયું—"બાવા એ સું થયું? કોંહાં એટલો બધો માર પડોયો! મરેરે; લીલાં છટ જેવાં હથેલી જેટલાં બધાં માથાથી પગ લગન ડોબાં પડીયાંચ."

મેહેરમસ્તની બદલી તેમના વજીર બન્જોજીએ ખોલાસો કીધો કે—"બાઇ એ કુની તે ઓલું કરીને આપડે હેલા ડુંગરા પરથી હેઠ જરીક ગબરડો લીધેલી તેથી કુની તે લઇ કરીને હેલું ડીલ હુજી આવેલું"

"નારે બાપા," ડોકું ધુનાવી બોલીયાં ભીખાઇજી ભેંસ—"નહીં હોએ, એ કાંઇ પડેલાના ડાગ નથી એતો સોફ જોને ડીંગોલાં પડીયાં હોય તેવું દખાએચ."

બન્જો મનમાંજ કાંઇ હફતન યસ્ત ભણીને બોલીયો કે—"જોવાનીજી, એતો ઓલું એમ દખાએ, પણ આપડે તમારે હેવુંજ થએલું." એમ જાવતમાં બોલી અખાદા કીધા.

ભીખઇજીએ તપકીરનો ફુંફારો મારી, ડોલા ચઢાવી, ફીલશુફી ભરેલો ચેહેરો કરી કહ્યું—"બાવા ચાબો જે હોય તે હોય એ હમારા લેપથી ફેર પડસે."

બન્જોની પણ ચાકરી ઘોંડફાડાએ સારી તહરેથી કીધી હતી તેથી તેણે નાખ ઘવડી હલવેથી કહ્યું—"હેઠાની તમારી મેહેરબાની છે તો હઊ હાજર થહે પણ જરીક હેલો એ લેપ બાજુએ કાહાડી મેલજો; કોઇ બીજાનેબી જરીક કામ લાગહે; મનેબી જાને કયે માર લાગેલો એમ જણાએ તે કટીક મારે વાહતે બી લેપ રાખજો."

ભીખી ભેંસે અજાએબીમાં પુછીયું—"શું બાવા તમેબી કેથા ડુંગરપરથી નીચે આવેલા કે? મરેરૂ રોગ જાને; એ ડુંગરોનોબી શું વરસાદ વરસેગ!"

બન્જો બોલીયો—"નારે હાબ, ઊં હું પડું; પણ એ લઇ કરીને ઇમ થએલું કે મારા હેઠ મેહેરમસ્ત જેવા ગબડી પડીયા, કે મને તે જોઇ હેલી કરીને એવી ફાર પડેલી, કે જાને ઊં પોતેજ તુટી પડેલો એમ હાંધામાં કલતર થાએ.."

ભીખઇજીએ પોતાની પરીક્ષા આગલ ચલાવી અને પુછીયું—"બા તમારા સેઠનું નામ શું કહયું?"

બન્જો બોલીયો—"જી એનાનું નામ કુની, તે આપડે તમારે ખદા તમોને તનદરોહતી આપે તે મેહેરમસ્ત છે."

"શું ? " બોલીયાં ભીખઇજી બેંસ—"એ કેવું દગ્વન જેવું નામ; કોઈ ગામડીઆ ઓસે બા."

બજાએ ફરીથી જવાબ આપીયો—"નારેજી, ગામડીઆ હું; એનાનાતો જંગી હુપેહાલારછે."

ભીખઇજી તુમાખ કરીને બીજી એક મોહોટી તપખીરની ચમટી ભરીને બોલીયાં—"હીપેહાલા શું ? મરેરે; એવા બોલતો જનમમાંબી નહીં સોંભલયા."

બજો મોહોટી દાનાઈનું ડોલ ઘાલીને બોલીયો—"જી, હુપેહાલાર તે મની ખને કીએ કે જે આપડે તમારે આજે પેટ ભરતો માર ખાએ, ને કાલે કોઇ મોટા હેરનો બાદહા થાએ. અવે હુમજેલાં ? તેવા હુપેહાલાર મારા હેઠછે. આજે એવા તો વરી કાલે લઇ કરીને મોટાં મોટાં મલુક હાથમો આવહે."

આ સરવે મેહેરમસ્ત પડીયા પડીયા સાંભલીયા કરતા હતા; અને જયારે બજાને એ પરમાણે પેહેલવાનો વીશે સમજન પાડતાં જોયો, ત્યારે પોતાથી બને તેમ થોડા ઘણા ખાટલા ઉપર ઊઠી બેઠા. અને સુનાબાઇ તરફ નજર કરી ઘંભીરાઈથી બોલીયા કેઃ—"અય ખુબસુરતીના ચમનના ખુશબોદાર ગુલ, હું બંદા તાહારોજ છું; પેહેલવાની એખતીયાર કીધીછે મેં આ ફાની જેહાનમાંથી દેવો દરૂજો અને પલીદ જીનોને નેહેસ્ત નાબુદ કરવા માટે; સીપેહસાલાર મેહેરમસ્ત બોલપાડજંગ બાહાદુરછે માહારૂં નામ; ગેરઈનસાફ અને જુલમ આ દુનીયામાંથી દુર કરવાનું મેં લીધુંછે કામ· હું સખ્ત તન, મજબુત દસ્ત અને ચુસ્ત હીંમતનો ઇરાની તોખમનોછું જવાન; જંગછે માહારી રમત; એશની મીજલસ છે લડાઇનું મેદાન. વધુ હું માહારી સીફત કહી જણાવતો નથી, કેમકે પોતાને મોહોડે પોતાની તારીફ કરવી એ માહારા પુરાતન પેહેલવાની ધરમથી ઉલટુંછે; અને જંગીઓની રસમથી દુરછે. ગુલરૂખ, મેહેરતાબાં, જેહાંઆશકાર બાનું, આ કીલ્લામાં તેં મને ઉતારો આપી માહારી મેહમાનદારી ખરાં દીલથી કીધીછે તેને માટે હું તાહારા અહેશાનના દરીઆવમાં ડુબોછુ·. અને તેના બદલામાં તાહારી કોઇબી ઉમેદ બર લાવવાની કબુલાત આપુછું. અગર માહારો જીવ જાએ તોબી તે તાહારી ફરમાબરદારીમાં બરહુકછે."

આ શુભાશીત બાશાનનો જોકે એક બોલ પણ ભીખઇજી અથવા ભોલી સુનાબાઇ સમજ્યાં ન હતાં, તોપણ ડોકાં ધુનાવયાં·કીધાં. અને મેહેરમસ્તે તેમની કાંઇ તારીફ કરી ઉપકાર માનયોછે, એવું ધારી અખાડા કરી ગયાં.

અવે મેહેરમસ્ત જંગીને લેપ લગાડી, પાટા બાંધી, આગરીઓ મારી ભીખઇજી પરવારયાંને બાકી રહેલો લેપ બજા ભાખરા ઉપર વાપરયો. ટુંબાજી ને પણ સારી પઠ મેથી મલી હતી, તેથી તેનાનાએ મુંગે મોહોડે લેપ લગાડવા દીધો. અને ભીખાઇજી જયારે તેનીબી ચાકરી કરી રહયાં, ત્યારે ઘણી નરમાસથી તેમનો ઉપકાર માનયો. સુનાબાઈ મારીઆં ઉપરથી ઉતરયાં, અને

તેમની પાછલ ચાલયાં. સુનાબાઈ લગાર આગલ ચાલતાં હતાં તેથી ભીખાઇજીએ ચાનજી ભાઇને-કે જેનાના મેહેરમસ્તની પડોસમાંજ સુતા હતા-તેનાને હલવેથી કેહયું કે—"મરૂં જરીક ઘીછે તે લાવી આપુંચ, લઈ જજોતો." ચાનજી ભાઇએ ડોકું હલાવીયું અને ભીખાઇજી પોતાનું ભારી આંગ લઈ તીયાંથી ડોલતાં ડોલતાં પધારીયાં.

વખત રાતનોછે. સુરત શેહેર જે આખો દીવસ ગાજી રહયું હતું તે હલવે હલવે નીંદરાની કેફમાં મસ્ત થવા લાગીયું. રામોસીઓ અને થોડાએક દુકાનદારો સીવાએ રસ્તાપર કોઈ દીસતું ન હતું. અને રખડતાં કુતરાંઓ જેઓ એક હાડકાં વીશે ઘુરકા ઘુરકી કરી રીકજીક કરતા હતા તેમના મધુર સરોદ સીવાએ બીજો કોઈ પણ આવાજ આ ગુલજાર શેહેરમાં સંભલાતો ન હતો. જોકે ચાંદરનાના દીવસ હતા તોપણ કાલાં વાદલાંઓથી માહુતાબના રૂપેરી મુખ ઉપર છાંયો થવાથી રાત અંધારી લાગતી હતી. સરવે સુમસામ હતું. ગોયા કોઇ ચાલાક જાદુગરે પોતાની જાદુઇ લાકડી ફેરવી તલેસમાતી બેહોસીમાં આ શેહેરને બેફામ કીધું હોય એમ દીસતું હતું. ઝુંગના ફીરેશતાએ અજમતી પોતાની ચાદર સરવે વસતીપર પાંથરી હતી. અને ગરીબ તથા તવંગર, નાહાના અને મોહોટાં એકંદર પોતાની ચીંતાઓને કોરે મેલી આશાએસ આપનારા ખુશ ખોઆબમાં ચકચુર હતાં.

આપણે હવે થોડોકવાર આપના સીપેહસાલારની બાહાદરશાહી ખાબઘાહ તરફ નજર ફેરવીએ. આખાં ઘરમાં ચાર જન સીવાએ સરવે ઝુંગમાં ગોરફતાર હતાં. આપણા જંગીતો પોતાને કોઇ મોહોટા પેહેલવાનના કીલામાં સમજી, પડીયા પડીયા સુખલી અથવા તેવણના બોલોમાં બોલીએ તો ગુલબદન શેહેરનાજની યાદમાં મશગુલ હતા. બજાના શરીરમાં દરદ થતું હતું તથા તેને હંમેશના રાબેતા પ્રમાણે રાતના ટકોરો પુરતો મલીયો ન હતો, તેથી તબી બીછાનાપર પડી સસલાં જેવી પોતાની આંખો ઊંગાડી જાગતો હતો. બીજી તરફ ચાનજી ચેકેપાઇ ભીખાઇજીનાં ઘીની વાટ જોતા સજાગર હતા. અને ભાંએતલીએ પેલાં ઇમાનદાર, દાનાવ, ચરબદાર અને બુજોરગ ભીખાંઇજી વાસન ઉજારી ઘીનો કાંસીએ ચાનજીભાઇને હવાલે કરવાની ફીકરમાં જાગતાં હતાં.

પાસેની લોઢીપર અગીઆરનો ટકોરો વાગો, અને ભીખાઇજી હલવેથી હાથમાં કાંસીઓ લઈ માલીઆં ઉપર ચઢીયા. તેવણના ભારી શરીરથી માલીઆંનો દાદર કરકરવા લાગીયો જેથી મેહેરમસ્તનું ધીઆન તુરત તે તરફ દોડીયું. જયાં જંગી સુતા હતા ત્યાં દીવો ન હોવાથી કોણ કાહાં સુતુંછે અથવા કોણ આયું તે બીલકુલ દીસતું ન હતું. એવી રીતે જે કામ કરવાને માટે આંખો અશકત હતી તે કામ મેહેરજીભાઇના દરદી બેજાંએ બજાવીયું. ભીખાઇજીના પગલાં સાંભલી તેનાના પોતાને રૂસતમ પીલતન સમજીયા; અને સમનગાનના શાહાનાં

દીવાનખાનામાં તેનાના સેજ ઉપર આરામ કરેછે તથા તેહેમીનાબાનુ તેમની મસ્ત બાજુપર મોહીત પડીને મુલાકાત લેવા આવીછે એવો ખીઆલ કરવા લાગીયા. ભીખાઈજીએ તે રાતના એકુબે કુલીયાં મોહોવડાનાં તફડાવી ટાંકીયા હતાં તેથી તેમની યાદદાસ્તશકતી લગાર નબલી થઇ હતી. તેમજ અંધારૂ ઘણું હોવાથી ચાનજીભાઇનું બીછાનું ભુલી આપણા જંગીના ખાટલા પાસે હાથ લાંબા કરી કાંસીઓ લઇ તેવન માડાં ભાએગે આવી ઊભાં. જંગીને તુરત માલમ પડીયું કે કોઇ પાસે ઉભુંછે, કેમકે ભીખાઈજીને દાદરપર ચઢતાં થાક ચઢી હતી તેથી તેમણા તપખીરનાં નાખે પુર જોરમાં વાંસલી અને સારંગીના સરવે સુરો વગાડવા માંડીયાં હતાં. સીપેહસાલારનો ખાતરી થઇ કે તેહેમીના સમનગાનની શાહાજાદી બીછાના પાસે આવી હાજર થઇછે; તેથી આગરી, પાટા, લેપ, દુખતા સાંધા અને દરદ કરતા શરીરનો દરકાર ન કરતાં તેનાના ખાટલા ઉપર ઉઠીને બેડા, અને ભીખાઈજીના ચરબદાર હાથ મોહોબતનાં જુસ્સાથી ધરી ધીમે સાદે જંગી તેહેમતન રેસતમની લઢનથી બોલીયા કેઃ—

"અયે સમનગાનના બાહાદશાહી ખાનદાનની નામચીન નુરદાર દીલનવાજ તેહેમીના, તાહારી આ મુલાકાતે માહારા જીગરમાં સલગેલા કીનાના આતશને બુજાવી નાખીયોછે. માહારા રખશની સોધમાં હું અહીંઆં આવી લાગો અને તાહારા બાપપર મને પુરતો શક હોવાથી માહારા દલેર ઘોડાને ચોરવાને સારૂં સારી પઠે નશીહત કરી તાહારા પીદરને તખતપરથી ઊઠાડી મેલવાનો માહારો ઇરાદો હતો; પણ અયે ખુશબોદાર નાજનીન, તાહારી આએ દીલસોજીએ માહારૂં મન પીઘલાવીયુંછે અને હું આવતી કાલે જંગના મેદાનમાં ઉતરવાનુ મોકુફ કરી તાહારા રૂપેરી હાથની માંગની તાહારા બાપ પાસે કરસ."

આ સાંભલતાંજ ભીખાઈજીએ પોતાની ભુલ જોઈ અને જોરથી પોતાનો હાથ મેહેરજીભાઈનાં પંજામાંથી છટકાવવાની કોશેસ કીધી પણ જંગીએ તે એટલોતો મજબુત પકડીયો હતો કે તે છોડવી સકી નહીં. એવામાં ચાનજીભાઇ જે સરવે પડીયું પડીયું જોયા કરતો હતો તે બીછાનાપરથી ઉઠીયો અને મેહેરમસ્તની પાસે આવી એક જબરદસ્ત મુક્કી તેમનાં સુકાએલાં મોહોડાં ઉપર લગાવી.

કીસમતના કુટેલાં મેહેરમસ્તનુ હાડમાર થતું શરીર વલી આ નવી બલામાં આવી ફસીયું. ચાનજીની મુક્કીથી તેમણા મોહોડાંમાંથી પુશકલ લોહી વેહવા લાગીયું. ગરીબ બીચારો મેહેરમસ્ત કાંઈ આટલામાંથીજ છટકીયો નહીં. પેલો ખુની ચાનજીભાઇ તેના બીછાના ઊપર ચઢી લાતે લાતે મેહેરમસ્તનાં પાંસલાં છુંદવા લાગીયો. ખાટલોતો આગલથીજ નબલો હતો તે ચાનજીભાઈના બોજાથી તુટી પડીયો, અને જંગી તેમજ તેમનો હરીફ જમીન ઊપર લેટી પડીયા.

ધક્કા મુક્કીમાં અંચીતી અછાડ લાગવાથી ભીખાઈજીના હાથમાંનો કાંસીઓ પણ સીપેહસાલારપર ઢોલાયો; જેથી તેનાના ઘીમાં તર થઇ ગયા.

આની તરફ ખાટલાના પડવાનો ઢપકારો છેક હેઠલવેર સંભલાયો હતો જેથી મુસાફરખાનાનો રખેવાલ જાગી ઊઠીયો, અને ઉપરના માલાપર કાંઇ ગરબડ થાએછે એવું સમજી ભીખાઇજીને હાંક મારીયો. તેનાનાતો ઉપર હતાં એટલે અલબતાં જવાબ આપી શકીઆજ નહીં. પેલો પારસી છેલે પોતેજ એક હાથમાં દીવો લઈ ફફડતો ચટકતો માલા ઉપર ચઢીયો અને ભીખાઇજીનું નામ લઇ તેની ઉપર ઘણીજ ઉત્તમ ગાલોનો ફરમાસુ વરસાદ વરસાવતો દાદર ઉપર આવીયો, કેમકે તેની પક્કી ખાતરી હતી કે આ રાતનાં ઘોંઘાટ અને કજીઆનું કારણ ભીખાઇજીજ હોવી જોઇએ.

બાપડી ચરબાલી ભીખાઇજી બેસે જેવા પોતાના સેઠનો આવાજ સાંભલીયો, તેવીજ ઘભરાટમાં છુપાઇ જવાની મતલબથી પાસેના બીછાના ઉપર જયાં બન્જો ભાખરો ઘોરાટા મારતો હતો તેના ખાટલા ઉપર જઈ પડી. બન્જો સીરેસતા મુજબ દુનીઆમાં શું થાયછે તેની દરકાર કીધા વગર ભર હુંગમાં પડીયો હતો. તેની ઉપર જેવો ભીખાઇજીનો ભારી બોજો પડીયો તેવોજ સેહેજ હુશીઆરીમાં આવી કાંઇ ખરાબ સ્વપનો પડીયોછે એવું સમજી મોહોટે મોહોટે અશેમવહુ ભનવા લાગો. પણ પેલો જબરદસ્ત બોજો તો જેમનો તેમજ તેના ઉપર દબાન નાખી પડી રહયો હતો. અને ધાસતીથી ભીખાઇજીનું નાખ પણ ઘણુંજ જોરથી રેલવેના ઇનજીનની મીસાલે ફુંફારા મારતું હતું. તેથી બન્જોતો હવે વધારે ઘભરાયો; અને કાંઇ ભુત અથવા સેહેતાન હશે એવો ખીઆલ દોડાવી જહુડપમાં ભીખાઇના પાંસલામાં પોતાનાં ગોલ, ભરેલા અને અને બુચકલા હાથે ધુમ મુક્કીઓ ચઢાવવા માંડી. ભીખાઇજીએ જોયું કે એક બલામાંથી નીકલવાની તજવીજ કરતાં તેના કરતાં મોહોટી જંજાલમાં આવી પડી; તેથી ચીરડાઇને બજાના મોહોડાં, પેટ અને બોચી ઉપર બોલાડોની પેરે નખરીયાં દેવા માંડીયાં. તેમ તેમ બન્જો વધુ ખાતરી અને બેવડા જુસ્સાથી મુક્કી અને લાતથી પોતાની તરફની આતુરતાની સાબેતી ભીખાઇજીને આપવા લાગીયો. બજાની મુક્કીઓનો અવાજ પેલી ચરબાલી ભેંસના આંગ ઉપર પરગરો સંભલાવા લાગીયો જેથી ચાનજીભાઇએ મેહેરમસ્તને પડતા મેલી બજા તરફ પોતાનો ખીઆલ પોહોંચાડીયો; અને પુર મેહેરબાનગીથી જે પરમાણે મેહેરમસ્તની સેવા બજાવી હતી તેજ મુજબ આપણા ભાખરાજીની ચાકરીમાં મશગુલ થયો. અને એ પરમાણે દુનીઆંની સરવે નામાંકીત અને મોહોટી લડાઇઓમાં આ ભારે જંગનો પણ હુમેરો થયો.

મુસાફરખાનાવાલો પારસી જેવો ઉપર આયો તેવોજ આ માહાભારત લડાઇનો દેખાવ તેની નજરે પડીયો અને એવા એક જંગમાં પોતે પણ શામેલ થવાના ઇરાદાથી ખુબ ચીરડાઇને આ બખેડાના મુલ કારણ ભીખાઇજી ઉપર લાત અને મુક્કા શુરૂ કીધા. એ પરમાણે ચાનજીભાઇ બજાને, બન્જો

ભીખાઇજીને, અને ઘરવાલો પારસી ભીખાઇજીને, અને ભીખાઇજી ભેંસ બજાને વારા ફરતાં ઠોકવા લાગીયાં. એવામાં ઘરવાલો જે દીવો લઈ આયો હતો તે દીવો ધક્કા મુક્કીમાં બુજવાઈ ગયો. જેથી જંગ પુર જોસમાં વધીયું. કેમકે કોણ કોણને મારેચ તે દીસતું ન હતું, અને સરવે કોઈ, પોતાનો હાથ જયાં ચાલતો તીયાં ચલાવતાં. માલ ઉપરનો ધપકારો હવે વધી પડીયો. હેઠેના લોક પણ જાગી ઉઠીયા અને ઉપર સાનો આવાજ આવેછે તેનો ખીઆલ કરવા લાગીયા. તેવામાં એક જરા હીંમતવાન તોતરો પારસી હતો તે માલા ઉપર ચઢયો. ત્યાં તો ગોદરાં પખોડવાનું જારીજ હતું. પેલો તોતરો મોહોટેથી બોલીયો:— "મુ મુ મુ મુ મુઊકી દએએવો. અ અઅરે એએ ઓ, સું સુંસુંસુંઊ કઅરવા માઆરામારી કઅરોચ." એમ કહી તેમને છોડવવા જતો હતો તેટલામાં મેહેરમસ્ત જેનાના ચાનજીભાઇને હાથનો માર ખાઇને બેસુધ થઇ જમીન ઊપર પડીયા હતા તેમની ઠોકર તે બાપડાને લાગી. જેથી મનગમતી રીતે તેને જમીનને સેજદો કરી પોતાનું બદન માપીયું. પણ મેહેરજીભાઇને મુએલો સમજી પડીયા પડીયાએ જેમ બને તેમ અચકતાં અચકતાં બુમ મારી કે—"ખુ ખુ ખુ ખુ ખુઊન ખુન ખુન; પઅકડો પકડો, ખુઉન."

ખુન બોલ સાંભલતાંજ પેલાઓ મારામારી કરતાં અટકી પડીયા. ઘેરવાલો ઘબરાઇને ઉતરી પડીયો; ચાનજીભાઇ ધાસતી ખાઇ પોતાના ખાટલાપર અખાડા કરી જાણે કાંઇ કસામાં હોયજ નહીં તેમ ઊંઘમાં પડીયા. ભીખાઇજી પણ દારૂના પીપની મીસાલે ગબડતાં, દોલતાં, દાદરપરથી ઉતરી રાંધનીમાં ભરાઇ પોતે કાંઈ કીધુંજ નહીં હોય તેમ માથે પાટો બાંધી તપખીરના સહુરકા મારતાં નીરદોશ ચેહેરો કરી બેઠા. અને માલ ઉપર જંગી અને બજો જમીન ઉપર પડી રહયા કેમકે ઊઠી બેસવાની બંનેમાં શકતી નહીં હતી. પેલો તોતરો પારસી ઉઠી ઉભો થયો ને દીવાની સોધમાં હેઠે ઉતરીયો.

## પ્રકરણ ૧૬ મું.

### દાસતાન સીપેહસાલાર જંગી ઉપર આસમાનની ગીરદેશથી પડેલી બલાનું, અને તેમના કુંબા સાથીની ફરીથી ચાકરી થઈ તેનું બયાન.

મેહેરમસ્ત સુધીમાં આવીયા અને પોતાની પાસે બજાને પડેલો જોઇ નરમાસથી પુછીયું,—"બજા તું જાગેચ કે?"

બજો બોલીયો—"જાગે નઇતો હું ઊંઘાઈ જાય કે? ઈમ ધમોલા પર

ધમોલા મ્રરે તીઆર ઊંઘ તે કીફ્રાથી આવે? આજતો બધુ ભુતખાનુંજ ઉલટેલુંને"

"તું રાસ્ત કેહેછે બજા." મેહેરમસ્તે જવાબ આપીયો "અને માહારી પણ ખાતરી થઇછે કે આ કીલ્લામાં કોઇ જબરદસ્ત જાદુગરછે. હું તને આજની શું વાત કહું. માહારૂ સીનું ચાક થાયછે અને જુદાઇનો આતસ મને બાલી નાખેછે."

બજો બોલીયો—"આતસ બાતસ તો કાંઈ ઊતો નહીં, પણ મુક્કા જબરા પડેલા. બાપા આપરેતો આપરી વાત કરીએ."

મેહેરમસ્તે તેનાં બોલવા પર ધીઆન આપતાં કહયું—"સાંભલ ઓ નીમખ હલાલ મરદ કે આજે હું માહારા પલંગ ઉપર માહારી અજીજ શેહેરનાજની યાદમાં હતો તેવામાં કોઇના પગલાં પાસે સંભલાયાં. નજર ફેરવી જોતાંજ મને એક ખુબશુરત નાજનીન કે જેના મુખડાંના નુર આગલ ખોરશેદ પણ જાંખો થાએ, અને માહાબોખતાર તેના કાપાલનો ચમકાટ જોઇ અદેખાઇથી પીગલી જાએ એવી તે ખુબશુરત ઓરત મેં જોઇ. જોકે ઓરડામાં હમનાનીજ મીસાલે તદન અંધારૂં હતું તોપણ તે પરી પેકરના ચેહેરાની એવી રોશની હતી કે એક સીતારાની મીસાલે તે ગુલાબી મોહાડું ચમકતું હતું. બજા, તે બેહેસતની હુર માહારી પાસે આવી ઉભી. હા! તે વખતે તેના બદનમાંથી નીકલતી ખુશબોથી આખો આ ઓરડો મઘમઘી રહયો. મેં મોહોબતથી માહારો હાથ લંબાવીયો અને તે બુલબુલે પોતાનો રૂપેરી નાજુક હાથ માહારા હાથમાં પુર મેહેરબાંનીથી આપીયો. નજદીક હતું કે તે ગુલરૂ મને પોતાનો ત્યાં આવવાનો સબબ બતાવે. એવામાં એકાએક કોઇ પલીદ જીને અથવા રાખસે મને મોહોડામાં એક મુક્કી મારી. હા! તે જાદુગર મુજીની મુક્કી એવી જબરદસ્ત હતી કે અલબોરજનો પાહાડ પણ ચુરેચુરા થઇ જાય. પણ માહારા દલેર તન અને પેહેલવાની આંગ ઉપર તેની થોડીજ અસર થઇ, પણ જેવી બીજી પડી કે હું બેહોશ થઇ પડીયો. માહારી ખાતરી છે બજા કે એ પરમાણે હમારી દોસતીમાં ખલલ કરનારો તે માહાતાબી મુખડાંની દીલબરનો કોઇ રખેવાલ જીન યા જાદુગર હોવો જોઇએ."

બજો બોલીયો—"ઓહે, ઓહે બાપા, ઇમજ ઓહે; કાંઇ હેતાનના ચારા વગર તે ઈમ થાએ? માહારી ઉપર તો, મેહેરજી બાપાને કેઊંકે એવાતો એવાતો ભારી બોજો પડેલો કે કાંઇ કેવાયજ નહીં ને તે હેતાન ફુંફારાતો એવા મારે કે હું કેઊં; નકરૂં જાને હેલા આપરા રામલા લુવારને તાંહાં ધમન ચાલે તેવો મોહોટો અવાજ આવે. આપરે તો પછી અસેમવઊ ભનવાનુ હરૂ કીધું ને ઓલી લઇ કરીને બે ચારેક લાત ને મુક્કી જારી કેની તે મારા બાપ પછી પુછવુ હું! આએ નખરીઆં ને દાંત ને હાત ને પગ હઊ મારી ઉપરતો ચાલવા લાગું. તેટલાં વરી બીજાંબી તેવા ભુતડાં આવી લાગેલા ને આપુંને તો ખુબ મલીદો

જમાડી દાદરો એવોતો કરી મેલયો કે આપરેથી તો ઉડાતુંબી નહીં ને બેહાતુંબી નહીં. અરે તમારા હેતાન જાદાઓનું હતીઆનાહ જાય, ને તમારી આલ ઓલાદ દોજખમાં પડે, મને મારી લાખેલો." બજ્જનાબી હું ભોગ લાગેલા જે ઘેર મુકી ઇમ હારમાર થવા આવેલો. ઓ! બાપજીરે, કોપરીઆમાં એવું તો કલતર થાએ કે હું કેઊં."

મેહેરમસ્તે જવાબ આપોયો કે "તું કાંઈ ફીકર ના કર. હું સહવાર થતાંજ નોશદારૂ બનાઊંછું. જે પીતાંજ તાહારૂં તન આ માર અને જખમોથી સાફ થશે."

બજ્જો બોલીયો—"અરે બાપા જરૂર આપજોરે, મનેતો બહુજ દુખે. પન એ તમે કેવો તેથી હું હારૂ થહે, કે હવારે કોઇ હજામને હોવી કાહાડું?"

મેહેરમસ્તે કહયું—"નહીં નહીં, તને સેહેજવારમાં નોશદારૂથી ફેર પડશે. હજારો અસલી પેહેલવાનો એ એજમતી દારૂની અસરથી બનચીયા છે. જખમ રૂજાવવામાં એ અકસીરછે એટલુંજ નહીં પણ મરતાં માનસનેબી એ સજીવન કરેછે. હા! જો કેકાઊસે મનમાં કીનો ન રાખતાં એ નોશદારૂ રૂસતમ પેહેલવાનને આપતે તો તેના બેટા સોહોરાબનો કારી જખમ રૂજાતે, અને તે દલેર બેટો પોતાના બાપના જેવો તેહેમતન થઇ દુનીઆં ધુજાવતે."

બજાએ આ સાંભલી કાંઈક શક ભરેલા આવાજથી પુછીયું—"પન એ ઓહડ તમને બરાબર કરતાં આવડે કે? નીતો કંઇ નવનું ડાહોડ નો કરી લાખતા બાપા; ઘેરમાં પોએરાં વાટજ જોયા કરહેજે."

મેહેરમસ્તે જવાબ વાલીયો કે—"નાદાન બજા, નોશ દારૂમાં શું શું વસાણા પડેછે અને તે કેમ તઇયાર કરવા તેથી હું પુરતી રીતે માહેર છું. એક ઘણાજ પુરાતમ પુસતક ઉપરથી એની બનાવટ હું સીખીયો છું. તું કાંઈ ફીકર ના રાખ; તેના એજમતી ગુણની અસર તુંને તરતજ માલમ પડશે જેથી તાહારી પુરતી ખાતરી થશે."

આ ધીરજ આપનારી ગોફતગો ચાલેછે તેટલામાં પેલો તોતરો પારસી જે નીચે દીવો લેવા ગયો હતો તે આવી લાગીયો. અને જેને તે મુવેલો સમજતો હતો તેને એ પરમાણે પડીયો પડીયો ધીરજથી ગોફતેગો કરતો જોઈ ઘણોજ અજબ થયો; અને મેહેરમસ્તને પુછીયું કે—"કેમ કાકાકાકાઆકા કેકેકેએમ છો?"

આ બેગાના માણસને એ પરમાણે લગાર છુટથી બોલતો સાંભલી મેહેરમસ્તે ગરમીથીજ કહયું કે—"અયે બીગાના મરદ, તાહારો દરજ્જો અને મરતબો સંભાલ; અને તાહારા કરતાં ઊંચા અને બુલંદ દરજ્જાના વડાઓ અને બુઝોરગોની સાથે માન અને અદબથી બોલવા સીખ."

આ સાંભલી તોતરા ભાઇનો તો મીજાજ ગયો. કેમકે જેની મદદ તે

આયો હતો તેનેજ એ પરમાણે બોલતો સાંભલી ઘણોજ ચીરડાયો, અને હાથમાં જે ફાનસ હતું તે આપણા સીપેહસાલારના કોઠામાં જાડીચું ને ચાલતો થયો.”

બજો આથી અજબ થઈ બોલીયો—“ઈજ, ઈજ બોલો જાદુગર બોહેજો.”

ફાનસ વાગવાથી મેહેરમસ્તના કપાલમાં જે ડીબું થયું હતું તે દાબીને જંગીએ ઊતર આપીયો કે—“હા બજા, એજ તે બદફેરદાર પલીદ હશે; જેને માહારો પેલી દોલબરથી મને છુટો કીધો. હા! જો આ વખતે માહારી એવી હાલત નહીં હતે તો એ સેહેતાનજાદા જાદુગરને હું માહારી તેજ તલવારની એકુજ જરબથી જાહાનમમાં મોકલતે; પણ અફસોસ હું લાચાર છું. પણ ઊઠ બજા હવે લગભગ સહવારનો વખત થયોછે, અને નોશદારૂ વગર આપણા જખમ રૂજાસે નહીં. માટે આ કીલ્લામાં જઇ એના નેકેહદાર પેલા જંગી પેહેલવાન કે જેને આપણને ઊતારો આપીયોછે તેની પાસેથી થોડુંએક સરસીઉં, મીઠું, અજમો, તલીનું મીઠું તેલ, હલદ અને લશનના બે કરા લઇ આવ. સાથે એક નાહાની તપીલોબી લાવજે.”

બજો જેમ તેમ પડતો ખડતો ઉઠયો અને દાદરપરથી ઉતરી ઘરવાલા પાસે પેલી બધી ચીજો માંગી, જેણે તુરત તે આપી. બજો ઝડપથી મેહેરમસ્ત પાસે આયો અને સરવે હાજર કીધું. સીપેહસાલાર જમીન પરથી જેમ તેમ બજાની મદદથી ઉઠયા, અને નોશદારૂ તૈયાર કરવામાં મશગુલ થયા. મેહેરમસ્તે પેલી બધી ચીજો સાથે મેલવી, અને તપીલીમાં ભરી બજાને ઉકાલી લાવવા આપી. બજો બબરચીખાનામાં લઇ ગયો, અને ભીખાઈજીએ રાતની વાતના તદનજ અખાડા કરી તે ચુહુલાપર મેલી એક જોશ આપી બજાને હવાલે કીધી. બજો તે મેહરમસ્ત પાસે લઇ આયો, અને તેનાનાએ તેનો વાસ લીધો. અલબતાં, આ નોશદારૂ બનાવવામાં જે જે ચીજો વાપડી હતી, તેથી તે કોઇ સારી વાસનુ ઓસડ તો નહીંજ બનયું હતું. તોપણ મેહેરમસ્તે તે તપાસી જોઈ એક સીસીમા ભરયું, અને એ અજમતી દવાની અસર તુરતજ અજમાવવાના વીચારથી તપીલીમા આસરે બે એક ગલાસ જે આ મેલવણી બાકી રહી હતી, તે પીઇ ગયા. પેટમાં જતાંજ એવોતો ચુથારો થયો, કે સરવે પાછું નીકલયું અને અતીશયે પસીનો પડયો. દવા પાછી નીકલવાથી જંગો નબલા થઇ ગયા, અને તેનાના થોડા વારમાં ભર ઉંઘમા પડયા. આસરે છ કલાક રહીને જાગી ઉઠતાં તેનાને ઘણો કરાર માલમ પડયો, અને સાંધાઓમાનું કલતર પણ નરમ પડયું, જેથી સીપેહસાલારની પુરતી ખાતરી થઇ, કે તેનાના પેલો કીમતી અને અકસીર નોશદારૂ બનાવવામાં ફતેહમંદ થયાછે.

મેહેરમસ્તપર એ રીતે નોશદારની અસર થયેલી જયારે બજાએ જોઈ, ત્યારે ઘણોજ અજબ થયો, અને પોતે પણ તે પીવાની ખાહેશ જણાવી. કેમકે જંગી સરદારના કરતાં કાંઇ ઓછો માર તેના ઉપર નહીં પડયો હતો.

મેહેરમસ્તે પેલી બાટલી કાહાડી અને જેટલો પોતે પીધો હતો, તેટલોજ એક કુંસીઆંમા બજાને આપયો. બજાએ જેમ તેમ કરી વાંકું મોહોડું અને ઊંચા નાખે તે કીમતી દારૂ પીધો. પણ અફસોસ કે ગરીબ આપણા હુંબા ભાખરા ઉપર તેનો ગુણ જુદીજ તરેહથી થયો. મેહેરમસ્તના જેહેવો કાંઈ નબલો કોઠો ચરબાલા બજાનો ન હતો, જેથી તે ઓસડ મોહોડાં બાહર નીકલી આવે, તેની આગમચ, હેવુંતો સખત દરદ બજાના પેટમાં થવા લાગયું, અને ચુંથારો એટલો વધીયો, કે બજાએ, તેમજ મુસાફરખાનામાનાં સરવે લોકોએ ધારયું કે તેનો આ દુનીઆથી કુચ કરવાનો વખત નજદીક આયોછે.

બાપડો બજો પેલા ભાંગેલા ખાટલા ઉપર સુતો હતો અને વારમવાર ઉછાલો થઇ આવવાથી પોતાનું અસલથીજ મોહોટું મોહોડું એક પાએલી જેટલું ઉઘાડી ખાટલાની કોરપર તણાતો કે પેલો મસ્તાન નોશદારૂ જે તેના પેટમાં રમખાણ મચાવી રહ્યો હતો તે નીકલી પડે. અને પછે પોતેજ થાકી હાંફતો અને ડોલા ફાડતો પસોને ગરકાવ બીછાના ઊપર પડી—ઓ બાપજી રે! ઓ માએજી આવોરે! ઓ પાતા મરેરે! આતો મારી લાબ્યો તો! હાએ હાએ ઇમતો હલંગ ચહી રેહેવાનો તો!—એમ બુમ પાડતો હતો. તેની પાસેના ખાટલા પર મેહેરમસ્ત ઘણાજ ધીયાનમા ગંભીર થઇ પોતાની કીટાએલી તલવાર શાફ કરતા બેઠા હતા, અને અવાર નવાર પોતાની પીલી આંખ બજા તરફ ફેરવતા હતા. એક તરીજા ખાટલા ઊપર ચાનજી ચેકેપાઇ મુછપર તાવ દેતો મગરૂરીથી ઊંચી ટોપી માથે મેલી જોતો હતો. ભીખાઇજી હાથમાં હુના પાણીનો કરસીઓ લઈ સીરેસતા કરતાં વધારે જોરથી ફુંફારા મારતાં તપકીરના સરૂકા ભરતા બેઠાં હતાં. મુસાફરખાનાવાલો પારસી એક પેટીના ખોખાં ઉપર બેસી પોતાના બનીઆનના રૂપાંના બટનની સાંકલી સાથ રમતો હતો, અને તેના પગ આગલ એક નાહાનું કુતરૂં પાછલા પગપર બેસી પોતાના મોહોડાં ઊપર ઊડતી માખોની દરકાર ન કરતાં અજાએબી તેમજ ખામોશીથી ઘંભીર થઇ સરવેના ચેહરા તરફ પોતાની નાહાની માજરી આંખોથી જોતું હતું. ઓરડામાં સરવે ચુપ હતાં. ભીખાઈજીનાં સરોદ ભરેલાં નાખ, અને બજાના બડબડવા શીવાએ બીજો કોઇ આવાજ આવતો ન હતો. એવામા આ ચીત્રનો તુરતજ ફેરફાર ભાખરાના એક ગચકડાંથી થયો; તેને વલી મોહો ઉઘાડુયું; આ વેલા બજાના મોહોડાંનો ઘણોજ મોટો વીસ્તાર જણાયો હતો; અને બજાની આંખમાં પણ આંસુ આવી ગયાં. તેણે ખાટલાની કોરપર મોહોડું મેલ્યું; ભીખાઇજીએ કલશીઓ મેલી દઇ બજાનુ માથું પકડયું; મેહેરમસ્તે હાથમાંથી તલવાર બાજુએ મેલી; ચાનજી ચેકેપાઇનાં ઊંચા ભવાં અને કરચલી વાલાં કપાલમાં પણ કાંઈએક ફેરફાર થયો. ઘરવાલાં પારસીએ બટનની સાંકલી સાથ ચેડાં કાહાડવાનું મોકુફ રાખયું; પેલાં કુતરાંએ કાન ફફડાવયા, અને આલશખાઇ ઊભું રહયું; અને કુદરતે જોરથી

એક ક્રોશેસ કરી હોજરીમાં અડચન કરતા નાશદારૂને બાહેર મોહોડાંવાટે ઉછાલો કરી કાહાડી નાખીયો. બીચારા બજાને ઉપરા સાપરી વામીટ થયાં, અને થોડા વારમાં તે ગરીબ ગામડીઓ થાકીને બેહોશ જેવી હાલતમાં ખાટલા ઉપર પડીયો. અને સુસ્ત થએલાં તેના શરીરૂ નીંદરાની આરામ બખશનારી બગલમાં આશાએસ મેલવી. માલીયાં ઉપરથી મેહેરમસ્ત સોવાએ સરવે કોઇ બજાને સુતેલો જોઈ ઉતરી ગયાં. જંગી શેહેરનાજની યાદમાં ચકચુર થયા, અને આખરે હુંગની બેફામીમાં ઘોરવા લાગીયો.

પાસેના કોઇ દેવલમાં બાર વાગીયાનો ઘંટો થયો, જેથી મેહેરમસ્ત પો-તાના અંદેશાના વમલમાંથી ચોંકી ઉઠોયા; અને માલીયા ઉપરની બારીમાંથી હેઠલ રસતા ઉપર જોયું. મોહોલ્લામાં અને રસતા ઉપર થોડાજ રાહાદારીઓ દીસતા હતા. કેમકે તડકું એટલા જોરથી પડતું હતું કે ઘણાજ જરૂરના કામ સીવાય લોકો બાહાર નીકલતા ન હતાં. મેહેરમસ્ત હજી વીચારમાંજ રસતા ઉપર નજર ફેરવેછે તેટલાં ભીખાઇજી તેમનું ભાણું લઈ આવીયાં. મેહેરમસ્ત કોઈ એવા જબરા અંદેશામાં મશગુલ હતાં કે કાંઇ પણ બોલવા વગર ધીયાનમાં ને ધીયાનમાંજ ઉઠીને જમીયા, અને પાછા બારીએ ઉભા રહયા. ભીખાઇજીએ વાસન ઊંચકી લીધાં, અને એક ખુનામાં બજાનું ભાણું ઢાંકીને ચાલતાં થયાં.

ગરમી વધવા લાગી, અને સુરજ પુરતો માથાં ઉપર આવોયો. એવામાં અગની ખુણા તરફથી કાલાં વાદલાં ચઢવા લાગીયાં. ચોકમાં બાંધેલા ઘોડા અને બલદો બેચેની દેખાડવા લાગીયા; અને કાગડા તથા ખલીર ઘભરાટમાં પોતાના માલાઓ તરફ તથા ઝાડોમાં ઊડી છુપાવા લાગીયાં. પવન તદનજ પડી ગયો; સામનેના પીપરાનું એક પાતરૂં પણ હીલતું દીસતું ન હતું. રસતા ઉપરનાં કુતરાં વહીક કોઇ આવતી આફતની જાને સાઉચેતી રાખતાં હોય તે પરમાણે ઓટલાઓ ઉપર ચઢી પોતાની લાંબી પણ ગરમીથી સુકાએલી ગોલાબી જીભ બાહાર કાહાડી હાંફતાં બેઠા. વાદલાનું લશકર કાલા લીબાસમાં જોસબંધ આ-સમાનના મેદાનમાં વધતું ગયું. પુરનુર ખોરશેદ જે હજી તુલીક નુરમંદ કીરણો અને ગરમીથી તપતો હતો તેના રોશન ચેહેરા ઉપર પણ કાલાં વાદલાંઓ વધીયાં, અને સેહેજવારમાં આફતાબને પોતાના સીઆહ પરદાની પાછલ છુ-પાવીયો. અરધા કલાકની અંદર આખુ આસમાન કાલું થઇ ગયું; લોકો રસતા ઉપરથી જહડંપમાં ચાલી સલામતીની જગીયા સોધવા લાગીયા. એવામાં પવન-નાં રનસીંગડાંએ લડાઇના તોફાનનું સુર ઉડાવીયું. ભીનાએલી મટોડીની મીઠી ખુશબો આ થંડી હવા લઈ આવી, અને ઝાડોની ડાંખલીઓમાં જીવ આવીયો હોય તેમ તે હીલવા લાગી. હજીતો તોફાનની શરૂઆત હતી, પવન વધતોજ ગયો; ચોમેર ધુલ ઉડવા લાગી; પાસેના ઘરોના બારી બારણા અફડાવા લા-ગીયાં; અને સુકાં પાતરાં પવનની પાંખ ઉપર તરવા લાગીયાં. એકાએક તુફાનના

આસમાની તોપખાનાનો ગગડાટ થયો ; કાલાં વાદલના મીયાનમાંથી સરપના જેવી ચંચલ ચમકતી વીજલીએ પોતાની આતશીન સમશેર શીઆહ આસમાનના પોહોલાં મેદાનમાં ચમકાવી ; અને તેનો ઉતર ગગડાટના કડાકાએ પાછો વાલોયો. આ ગેબી લડાઇની શાહેરૂઆત થઈ. ચાહારો દીસાઓ તરફ ચમકારા પર ચમકારા જારી થયા ; અને તુફાનનો સરદાર કડાકા કરતો પવનના ઘોડા ઉપર સવાર થઈ દુનીઆંને ગજાવવા લાગીયો. દર પલે આસમાનપર ઘભરાટ વધતો ગયો ; વીજલી પણ જોસમાં તેમજ સીતાબીમાં વધી ; જમીન, ઉપરના રમખાંનથી ધ્રુજવા લાગી ; તુફાન પુર જોસમાં વધીયું ; અને ભારે દમામથી મેઘરાજા પોતાની સવારી સહીત મેદાનમાં ઉતરોયા. પવનનો દેવતા ફુંફારા મારતો વાદલાંઓનું લશકર લઇ આગલ વધીયો ; અને વીજલીના રાક્ષસે પોતાની તેજ તલવાર લઇ જંગમાં ખુનરેજી કરવા માંડી. ગડગડાટનો ભયંકાર જીન ભારે ગુરજ લઇ બરાડા મારતો રણમાં ઉતરીયો. એ રીતે આ દેવતાઈ જંગ લગભગ દોહોડ કલાક જારી રહયું, અને પછી તોફાન નરમ પડતું ગયું ; જોકે વરશાદ આખી રાત વગર થોભવે ધોતના આકારમાં વરસીયા કોધો.

મેહેરમસ્તે રાતના થોડુંજ ખાધું, અને ઘણે દીવસે હુંગમાં પડીયા. બજાએ પણ સાંજના ઉડી જેટલું હોજડામાં સીંચાએ એટલું સીંચીયું અને રાબેતા મુજબ સકારેથીજ સુઇ ગયો. વરશાદથી લોક સુસ્ત થઈ સકારાજ તે રાતેર બીછાનાપર ગયાં ; અને કાલી રાત સીરેસતા પરમાણે એખલી હકુમત ચલાવવામાં મશગુલ થઈ.

---

## પ્રકરણ ૧૭ મું.

---

### મુસાફરીએ નીકલવું જંગી સીપેહસાલારનું ફરીથી એક વાર ; અને પધારતી વેલાએ મુસાફર ખાનાના ધણીની તરફથી દલેર મેહેરમસ્ત અને તેમના જોરેમંદ સાથી બજા ભાખરાને મલેલી ઈજતનું દાસતાન.

કાલી રાતની શેહેનશાહત પુરી થઇછે, અને બામદાદ પોતાના માણેક અને લાલના તખત ઉપર બીરાજવાની તઇયારીમાંછે ; વરશાદ જોકે જોરમાં ઘણો વરસતો નથી તોપણ સેહેજ ઝરી જારી રહીછે ; વાદલ વારંવાર ધીમેથી ગરજે છે અને સહવારની હવા સરદીને પોતાની પાંખ ઉપર લઇ ઊડતી આવેછે.

હજી કાંઈ ઘણા લોક જાગીયા નથી કેમકે ઘણુંજ સકારું છે ; ઝઝખલામાંથી એકુએ મારવાડી પોતાની દુકાનનો ઓટલો સાવરનીથી સાફ કરતા નજરે

પડેછે; અને રસતો સાફ કરનારીઓના બુતારાનો આવાજ દુરેથી કાન ઉપર પડુછે. કોઈ દરજી ઓટલા ઉપર બેસી ઘોઘારી આવાજે દાતન કરેછે; અને પાંઊવાલો ફરંગી મોહોડામાં બીડો અને બોડકા માથા ઉપર પાંઊનો ટોપલો લઇ થંડીને લીધે અદબથી પોતાનો હાથ કાંખમાં મેલી રસતામાનો કીચલ કુદાવતો ફરી ઉપર જાયછે. એક ખુણામાં પોલીસનો રાત પાલીનો સીપાઈ ઊજાગરાથી જુંફતો પોતાની ડાંગને ટેકાવી બેઠોછે. હેલકરીઓ કામલી ઓઢી માથા ઉપર પાંઠી આરી ધરી પોતાના કામ ઉપર જતા દીસેછે. વારંવાર મરઘાની બાંગ સાથે કાગડા અને ચલીઆંની ચીંચીં બામદાદની ખબર આપેછે. અને પુરવ તરફનો ઉજાસ ખુરશેદની સવારીનો વાવટો ઊરાડેછે. મુસાફરખાનામાં કોઇ જાગતું હોય એવું માલમ પડતું નથી; હજી સુધી સુમસામ અને ચુપકીદી ફેલાએલી છે. મેહેરમસ્તના ઓરડામાં પણ કાંઇ હીલચાલ દીસતી નથી. ફકત દરવાજા ઉપર એક ભઇયાજી મુસાફરખાનાની રખેવાલી કરતો હાથમાં સોટો લઇ માથે સફેદ ટોપીને વાંકી મેલી ધીયાનમાં બેઠોછે. આસમાન ઉપરની સીઆહીનો પરદો હજી તદન ઊંઘડીયો નથી; અને છેલાં વાદલામાંથી વરશાદ લગાર જોરમાં પરવા માંડેછે. છાપરાંમાંથી નેવ પાછા જારી થાએછે, અને દુરથી ગરજનાનો આવાજ કાન ઉપર પડેછે. ભઇયાજીનું શોખીલું મન ઉભાઇ આવેછે, અને તે સફાઇદાર પણ બુલંદ આવાજે સાંવનની બાહારનું નીચલું ગાએણ બ્રીજ ભાશામાં લલકારી પોતાનો જુસ્સો બાહાર પાડેછે.

### મલહાર

"મધુ બનેક મોરવા બોલે"—એ રાહ પર.

મેંહ જલ ભર બદરા બરસે.
કારી કારી બદરીઆં ઇત ઊતરે,
પુરવૈઆ પવન ચાલે સર રર રર.—
મેંહ જલ ભર બદરા બરસે.

કડક કડક કડકે:
ગરજ ગરજ ધુમ બાદર મચાવે,
ઝરીઆં ઝરે ઝર રર રર રર રર;
દમકત દામન આગ રમાવે,
ગગન કરત ઘર રર રર રર.—
મેંહ જલ ભર બદરાં બરસે.

ભઇયાજીના રંગીલા સરોદથી માલીઆં ઊપર કાંઇ સનસારો માલમ પડેછે, તેથી તે પોતાનું ગાએણ ફરીથી ગાએ તેટલાં આપણે ઊપર જઇ મેહેરમસ્ત જંગી શું કરેછે તે જોઇયે.

સોપેહસાલારે પેલો વખાણાએલો લીલો બનાતનો ડગલો પોતાના પેહેલવાની તન ઉપર સોભાવીયો છે, અને તેની ઉપર પાટીના કમરબંદથી લટકાવેલી પેલી તેનાની દુનીયામાં આરકાર થએલી શમશેર તંગ કીધેલી છે. હલેર મેહેરમસ્ત પેલી ફાટેલી તુટેલી તોપના ગુંચવાએલા ગાંઠ બાંધવામાં રોકાએલા દીસે છે; અને વારંવાર બારી તરફ નજર કરી વરશાદના થોભવાની ઇંતેજારી દેખાડેછે. બજો પણ એક ખુનામાં રોકાએલો છે, અને કાંઇ ગાંસડા પોટલાં બાંધવામાં મશગુલ છે; ચાનજી ચેકેપાઇબી જાગતા ખાટલા ઉપર પડીયા છે અને ચુંચી આંખોથી આપણા પીલતન શું કરેછે તે તપાસે છે. મેહેરમસ્ત તોપના કસ બાંધી રહી માથા ઉપર કાંસીઆની કોલાહ મેલી બજાની તરફ જોઈ પુછેછે કે—"કેમ બજા તાહારી તમામ તઇયારી થઇ ચુકી"?

બજાએ જવાબ વાલીયો કે—"ઊવે; હઊ થએલું, માહરાં પોટલાં પોટલો તો હઊ બાંધી રહેલો પણ તમેબી આલાં તમારાં કોહોલાં, ઠાલરાં, ઠોબલાં હઊ ઓરવેલાં કે"? મેહેરમસ્તે કહયું—"હા; હું સફરને માટે તઇયાર છું; તું જલદીથી પંજઅચેબ ઊપર જીન બાંધી તઇયાર કર; હું કીલેદારની ને માહારી મેહેમાનદારી કરનાર પરીબાંનુઓની મુલાકાત લઇ આઊં છું"

બજો પોતાનો સામન હાથમાં લઇ માલીયાં ઉપરથી ઉતરતાં બોલીયો કે —"વારૂં; તમેબી લેતા કે લઇ કરીને વેહેલા આવો. હું ઘોડો તઇયાર કરૂં, ને જરીક મારા બલદીયાનેબી લાવું. હકારે નીકરહું તો હારૂં, નીતો કે તાપ ને તરકામાં માથું દુખહે."

એમ બોલી પંજઅચેબને અને પોતાના બલદીયાને તઇયાર કરવા ગયો. જંગીબી ઊતરવાની તઇયારીમાં હતા, એવામાં બીખાઇજી ફુફારા મારતાં ઊપર આવીયાં અને મેહેરમસ્તને પુછીયું કે—"જી કંઇ ચાહે પોણી કરસો કે મરૂં?"

મેહેરમસ્તે ઉતર દીધો કે—"અયે નેક ઓરત, ચાહેથી અસલના દલેર શેરો અનજાનીયા હતા. રૂસતમે તેની લેજત લીધી હોય અથવા ફ્રામરોજ અને અસફંદીઆરે ચાહેનું પીઆલું નોશ કીધું હોય એવી શાહાદત ફીરદોશીથી અથવા કાશ્રબી શાયર અને રાવીથી મલતી નથી. ચાહે ફક્ત આ જમાનાના હીચકારા અને નબલા મરદોને માટે છે. દીલાવર અને ચીતાની ચુંગાલના શેરદસ્ત જંગીઓને એ હરામ છે. માટે ઓ બુજોરગ દાયા, અગર તાહારી ખાહેશ હોય તો પેહેલવાની રસમ મોઆફીક મને એક જામ અરગવાની શરાબની ઇનાયત કર, કે તેમાં હું આ જબરદસ્ત કીલ્લાના જોરાવર પાસબાનની અને અહીંઆંની પરીપચેકર નાજનીનોની તનદરોસતીમાં તે નોશ કરૂં. અયે દાયા મને ફકત શરાબજ જોઈએ છે માટે તેની મેહેરબાનગી કર."

બીખાઇજીએ નાખ ઉપર હાથ ફેરવી કહયું કે—"મરૂં સરાફ્તો અહીઆં પાંસે કોઈ નથી. અમે તો જી કાંઇ વટાવવાનું હોય તો મોરવાડીને તાંહ જાઈએચજી. લાવોનીજી શું વટાવવુંચ?"

જંગી ફરીથી ખુલાસો કરવા જતા હતા તેટલામાં ચાનજીભાઈ બોલી ઉઠીયો કે—"હું જો ભીખી માએ, કોણની હાથે ટાહેલું કરો, એતો ગાંડો પારહી છે. જોતા નહીં દીલપર ટેપલો એક લકરાં લોહુરાં ઓરવેલાં, તે એવની હાથે હું ટાહેલું કરો; બલા ટાહેલે વલગડું તો ચાંદરાતની લાગેલી ધુનમેં નઈ છુટહે."

ચાનજી ચેકેપાઇનાં આ બોલવાથી સીપેહસાલારનો મીજાજ તદન ગયો. તેવનના કપાલપર કરચલી વલી ગઇ; પીલી અને સુસ્ત આંખોમાં જુસ્સાથી લાલાસ અને ચમકાટ આવીયો: હંમેશના ગંભીર ચેહેરા ઉપર ગુસ્સાના કોપ પડીયા; ફીકા અને પતલા હોટ ધ્રુજવા લાગીયા; ગલાં અને કપાલની નસો લોહીના જોરથી ફુલીને ચામડીની બાહેર દીસવા લાગી; હાથ પગ અને બદન ઉપર કંપારી છુટી; દબદબા અને દમામ તથા કરોધથી તેવણે રીસથી ધ્રુજતા આવાજે જવાબ આપીયો—"અય બેઅદબી અને ચાપલુસીથી ભરેલા નાબેકાર, તાહારો બદખ્વાસ અને અપટ જબાનનાં ઘોડાની લગામ તાણી રાખ. તું નીચ ઓલાદના કમીના ખાનદાનના એ હમક શું ગુમાન રાખીને તાહારા મુરબીઓની સામણે એ મુજબની ગરદન ફરાજી અને જાહેલીથી ભરેલી તાહારી નાચીજ જીભને હીલવવાની હીંમત કરેચ? શું તું પોતાની જીંદગીથી એટલો બેજાર થયોચ કે એવું બેદરકારપણું કરી તાહારા વડાઓની હજુરમાં બદ સુખનોથી હવાને ગંધીલી બનાવી તેમના ગુસ્સાનો શેકાર થવાની નાદાની કરેચ? ઓ જાહેલ અને ગુમરાહ મગજના બેતમીજ નજીસ હેવાન. તું એમ ના સમજતો કે તાહારી આવી બેઅદબીનો હું ખામોશીથી દરગુજર કરસ; નહી; મેહેરમસ્ત આલપાડ જંગને છેડીને કોઇબી નચીંત થઈ બેઠું નથી. અને ઓ સરકશ તું પણ માહારા ખોફથી બનચવાનો નથી; માટે ખબરદાર થા, અને તાહારી હેવાનીયત અને ગરદન ફરાંજીની લેહેજત લે."

એમ કહી સીપેહસાલારે મયાનથી તલવાર ખેંચી; ભીખાઇજી ધભરાટમાં પાનીના માટલાંની પાછલ ભરાવા ગયા એટલે ધભરાટમાં તેવણના પોતાના નબલાં જેવા શરીરના આચકાથી માટલું તેવણનીજ ઊપર પડીયું, અને ઓરડામાં પાણીની રેલ ચાલી. ચાનજીભાઇ જે જાતે હીચકારા હતો તેને જેવો મેહેરમસ્તને પોતાની ઉપર ધસી આવતો જોયો તેવોજ તે ધાસતી ખાઇ ખાટલા ઉપરથી કુદી પડીયો, અને ઊંધાડે પગે નાહાઠો. તે એટલા ઘભરાટમાં હતો કે દાદર ઉપરથી ઉતરવાનું તેને સુહુજ પડીયું નહીં અને—"મારી લાખીયો રે મારી લાખીયો." એમ બુમ મારી દાદર ઉપરથી નીચે ગબડી પડીયો.

મુસાફરખાનામાં ગરબડ વધી પડી અને જંગી જેનાના ઘણાજ ચીરડાએલા હતા તેનાને સમજાવતાં ઘણીજ મેહેનત પડી. છેલ્લે જંગી સમજયા, અને ચાનજીને માફ કીધો. હવે બંજાએ આવીને ખબર આપી કે પંજઅચેબ તઇયાર છે અને વરશાદજી પણ બંધ થયા છે. જંગીએ મુસાફરખાનાના ધણીનો

હાથ પકડીયો અને કહયું કે—"ઓ નેક મરદ જે પરમાણે તેં મુજં કમતરીનને તાહારા કીલ્લામાં આસરો આપીયો છે તેજ મુજબ સદા પેહેલવાનોની તરફ નેક નજર રાખજે; હું તાહારી આ મેહેરબાનગીની ખબર તમામ જેહાનમાં આ-શકારા કરસ, અને તીયારબાદ માહારા મુવા પછે જે દાનાવ શાયર માહારી પેહેલવાનગીરીનું દાસતાન લખશે તેની રંગીન કલમની પીછીથી તવારીખના સફા ઉપર તાહારૂં નામ સદા ચીતરાઈ રેહેશે. ઓ નેક જંગી જ્યારેબી તને કાંઇ મુશકેલ નડે તીયારે મને બેશક ફરમાવજે, હું તાહારા કામમાં કોશસની કમર તંગ કરશ. અવે ઓ ભલા કીલ્લેદાર હું રૂખશદ લઉં છું, કેમકે હજી મને જેહાનમાં ઘણાં કાંમ કરવાં છે, માટે હવે તું મને રજા આપ".

મુસાફર ખાના વાલાએ જવાબ આપીયો કે—"તેતો સઊ ખરૂં, પણ અહીંઆં તમે ને તમારા ચાકરે બે દહાડા ખાધું તેનાં, ને એક બેલ ને એક ઘોડાને ઘાંસ ને દાનાના પઈસા ચુકવી આપો તો મેહેરબાની."

જંગી અજાએબીથી બોલીયા—"પઈસા! પઈસા સાના? શું તેં હમારી મેહેમાનદારી કીધી તેના નાણાં માંગેચ"?

પારસી બોલીયો—"તીયારે શું મુકી દેવાએ કે? લે, એનાના તો કેથા મફત ખાઊ દેખું. અરે માહારા સેઠ, એમ કોઇ મુસાફરખાનામાં તમને મફત ખવાડતું હોસે? ચાલો ડોહાડીયાં તોલો."

મેહેરમસ્તે ડોકું ધુનાવીયું અને કહયું "મુસાફરખાનું, શું આ મુસાફ-રખાનું છે"?

પારસીએ જવાબ આપીયો,—"હાજતો; તીયારે શું તમો વાડી બાડી સમજીને ડસી ગીએલા કે?"

જંગીએ અજબ થઈ હલવેથી કહયું—"અજબ જેવું છે; આ કીલ્લો એ-ટલાજ વારમાં મુસાફરખાનું થઇ ગયો. ખરેખરજ અહીઆં જાદુ સીવાય બીજુ કાંઇજ નથી" એમ કહી આગલ પગલાં ભરવા માંડીયા.

બજાએબી તેનાનો દાખલો લીધો. પારશીએ આ પેહેલવાનનો હાથ પક-ડીયો, અને બુમ મારી પુછીયું કે—"એ કાકા કેમ નાણું તોલવુંચ કે પોબારા મારી જવાચ? તમે ભુલોચ જો, પપસા લીધા વગર બાહાર નહીં જવા દેવસ"

આપણા જંગી રોબમાંજ બોલીયા કે—"પેહેલવાનો કાંઇ પોતાની સાથે પઇસા રાખતા નથી. તેમની દોલત તેમનું કઊવત છે; તેમનો ખઝાનો તેમની હીંમત અને દીલની સાબેતી છે; તેમની મીલકત તેમની તેજ તલવાર અને ભારે ગુરજ છે; હમારી રસમ નથી કે જે ખાઇએ તેને વાસતે પઇસા આપીયે. એવું આજ તુલીક કોઇ પેહેલવાને કીધું નથી. અને હુંબી હરગેજ થાઇ તેમ કરનાર નથી; અને જે કોઇ મને અહીઆં અટકાવશે તેને શું સજા કરવી તે સારી પઠે હું સમજુ છું" એમ કહી તલવારપર હાથ મેલી ગંભીરાઇથી દર-વાજાની બાહાર નીકલીયા.

મુસાફર ખાનાવાલાએ હવે વધારે વાર આપણા કરક જંગીને છેરવાનું દુરૂસ્ત ધારીયું નહીં અને બજાનો હાથ પકડીયો.

ડુંબાજીએબો ડોકું ધુનાવીયું—"નારે બાપા મારા હેઠે કાંઈ નહીં આએપું ત.રે ઊં હું કરવા આપું ? પેલવાનોબી પઈહા નહીં રાખે, ને તેના ચાકરો પાંહેબી કાંઇ નહીં હોય."

એમ કહી હાથ છટકાવી આગલ વધવાની તજવીજ કીધી તેટલાં ચાનજી ભઈએ તેની ગાંસડી પકડી રાખી અને મુસાફરખાના વાલાએ બજાને ખભામાંથી મજબુત ધરીયો. મેહેરમસ્તને કાંઇ ખબર નહીં હતી કે તેમનો સાથી એમ પકડાયો છે. તેવણ તો ધોઆનમાંજ પંજઅપેબ ઊપર સવાર થયા અને આગલ વધીયા; બજાએ ઘણીબી તજવીજ કીધી પણ તે છટકી શકીયો નહીં. એ રીતે ખેંચ તાન થાય છે તેટલાં ચાનજીભઇએ બુમ મારી કે મારો એને મારો લુચાને. અને તેવીજ એકુએ મુક્કી ડુંબાના માસમાં લપેટાઈ ગએલા પાંસરાં ઊપર પડી. બજાએ જોયું કે હવે છુટવું મુશકેલ છે, તીયારે સીરેસતા પરમાણે ચો તરફ લાત લગાવવા મંડી ગયો. જેમાની એક ચાનજીભઈના પેટમાં આબાદ લાગવાથી તેવણ તુટી પડીયા અને બજાએ જોર કરી પોતાનો બીજો હાથ છટકાવી નાહાસવા માંડયું. ચાનજીભઇ પડીયો પડીયો બુમ મારવા લાગીયો કે—"અરે રામસીંગ રામસીંગ, અરે ભઈએ, એ આજમીકો પકરો; એને મારો; રખે નાહવા દેઓ "

આએ પોકાર સાંભલી રામસીંગ પુરભઇઓ દરવાજા ઉપરથી અંદર જપાટામાં દાખલ થયો. બજાનું કમબખ્ત નસીબ વલી વચમાં આવીયું; ડુંબાની તથા ભઇયાજીની બારનામાંજ અથડા અથડી થઇ; જેથી ભાખરો આંચકો ખાઇ, ભીખાઈજી—જેનાના સઘલો તમાસો જોતાં પાસે ઊભાં હતાં તેનાની ઊપર પડીયો. અને તે બીચારા ભારે આગવાલા 'બઇરાં આજમી' પોતાનો તોલ સંભાલી નહીં શકવાથી રસતા ઊપરના રોલરની મીસાલે ગબડી ગયાં. ઘરવાલા પારસીએ બુમ મારી કે—" રામસીંગ, તમ કીઆ દેખોચ; એ નાપાક જાદેકુ ધરો, મારો, કુંટો."

ભીખાઈજીએબી કમર દાબતાં રાગ કાહાડીયો કે—" મોરોરે મુવોને ; કોઇ કોપો રે; મોરી કમરના કટકે કટકા થયા. મુવાનું ઓજકું ફોરોરે—હાએ."

ભઇઆજીએ તુરત એક લશકરી સલામ બજાવી, અને—" આલરેટ ભઇઆ, અભી ચટની કરતહું"—એમ બોલી બજાને પકડીયો, અને એક મુક્કી તેની કુમમાં લગાવી. બજો પોકારવા લાગીયો—' ઓ બાપા મુકી દેરે, મુવોરે."

ભઇયો પેંડા ખવારતો ગયો ને બોલીયો, " હાં ભઈઆ, નાંહી ઘબરાવો મુક્કીહી દેત હું ; તું કહે ઊતની મુક્કી પેટ ભર દું."

તેજ ઓરડાના એક ખુનામાં ઓડીયુ તેલ, સરસીઊં અને મીઠાં તેલના

દાનોયાની ચોર ચહડાવી મુકી હતી. ભઇઆજીની મુક્કી જેમ જેમ બજાપર પડવા લાગી તેમ તેમ તે બુમ પાડતો ગયો ને બનચવાનો લાગ સોધવાને માટે ખુના ખંટોલાનો આસરો લેવાની બજાને ફરજ પડતી હતી. એ રીતે ખુના ખંટોલાની પનાહ પકડવા જતાં પેલા તેલના વાસનની ચોડ વાલા ખુનામાં ભરાવા જતાં આચકો લાગવાથી સારા કે માઠાં ભાએગે પેલા તેલના દાહોનીયા તુટી પડીયા ને આપણો બજો તથા તેનો માનીતો મીતર ભઇયાજી તેલમાં તરબોર થઈ ગયા. એથી પુરભઇઆએ ઘભરાઇને બજાનો હાથ મેલી દીધો એટલે લાગલોજ ચીકણો ચોપરો બજો બારનામાંથી નાહાઠો. અને મેહેરમસ્ત જેનાના સાંબે એદ ઝાડની હેઠલ વીચારમાં ઊભા હતા તેમની આગલ ગયો, "અરે નાહોરે બાપા નાહો; નીતો કુટાઈ જહો."

મેહેરમસ્તે થંડે પેટે પુછીયું—"શું છે બજા, એઠલો બધો કેમ ઘભરાઇ ગીઓચ?"

બજો ચીરડાઇને બોલીયો—"અરે હું જો તમેબી દુખપર ડાહુમ દવો તે અંદરતો હેતાનોનું બધું ભુતખાનું ઊતરેલું; મને મારી લાખેલો."

મેહેરમસ્ત કાંઈએક જોશમાં બોલીયા—"હેં શું કોઇ જાદુગરે વલી તને દુખ દીધું? બતાવ મને તે મુજી કાંહાં છે; મારા ગુરજની એકજ જરબથી તેને જાહાનમમાં મોકલશ"—એમ કહી પેલો હથોરાનો લાકરાનો ગુરજ પેહેલવાની રોબ અને દમામથી હાથમાં લીધો.

બજાએ સમજાવીને કહયું કે—"અરે મેરજી બાપા તમેબી હું એમ ચેરાં કાહારો જો; જાદુગર હું બરીઓચ એતો પેલા પારહાએ ને પુરભઇઆએ માહારો આટો કાહાડેલો; તેલના દાહુંનીઆ જો ગબરી ની પરતે તો બજાનાં પોએરાં તો વારજ જોયા કરતે જો."

મેહેરમસ્તે ઉતર આપીયો કે—"શું તીયારે પેલા બેશરમ પારસીએ તને હલાક કીધો? ચાલ બજા એવા હલકા અને નીચ માનસો સાથે મારે કાંઇ કાંમ નથી. અગર કોઇ દલેર શેર મરદે તાહારા એક બાલને બી ઇજા દીધી હતે તો હું તેને માહારા તેજ પંજાની લેહેજત ચખાડતે. પણ જેમાં મુરવત નહીં, જે પોતાના મેહેમાનો પાસેથી પઇસાની આશા રાખે, તેમાં ઈનશાનીયત કીઆંથી હોય? માટે બજા હવે એવી વાતોમા મારે પડવું નથી. શીતાબીથી તાહારા બલદ ઊપર સવાર થા; અને આફત ભરેલી મંજલો કાપી સફર કરવાને માટે તાહારી કમર તંગ કર."

બજાએ વગર બોલવે પોતાનું ડેગરા જેવું આંગ બલદ ઊપર મેલીયું, અને જંગીની પાછલ તેલમાં ટપટપતો ચાલીયો.

સફર ઉપર નીકલવા માટે શેહેરની બાહારના રશતાથી મેહેરમસ્ત અણજાનીયા હોવાને લીધે તેમને બજારમાંથી જવાની ફરજ પડી. સહવારનો

વખત હોવાને લીધે બજારમાં ઘણાં માણસો આવજાવ કરતાં હતાં; અને અલબતાં તે સરવેની નજરે આપણા સીપેહસાલાર અને તેમના સાથી બજા ભાખરાનો અજાએબી અને રમુજ ભરેલો દેખાવ પડીચો હતો. હજીતો આપણા પેહેલવાન ચોક તુલીક જઇ પોહોંચીયા ન હતા તેટલાં તેમની પાછલ નાગા, મસતીખોર અને રમતીઆલ છોકરાઓનું એક નાહાનું જેવું લશકર બુમ મારતું એકઠું થઈ ચાલતું હતું; દુકાનદારો પોતાના ઘરાકોને ભુલી જઇ ઊભા થઇ અજાએબીથી જંગીની સવારીને જોતા, અને તે કોણ હશે તેને માટે તરેહવાર વીચારો આપતા; કોઇ મારવાડી તરાજવું હાથમાંથી મેલી દઈ ખાંડથી ખરડાએલો હાથ પોતીઆંને નુછતો પોતાના પરોસી મારવાડીને પુછતો કે—"એ ખીમાઝીઓ એ ઝુવો, એ કોણ એ?"—ખીમાજી જેમની એક આંખ કાંણી હતી તેનાંના બીજો ડોલો જંગી તરફ ફેરવી વાંકુ મોહોડું કરી જવાબ આપતા કે—"એ આગલ ઘોડે ઓ શવાર પડાન એ; પસારી તો રોમ ઝોને."—કોઈ બજારમાં જતી બુઢી હીંદુ ઓરત મોહોડાં ઊપર અજાએબી લાવી સારીનો સોડ લઈ પોતાની સાથે ચાલતી મુસલમીન 'બુઢીમા' ને પુછતી કે—"કુણ ગ બાઇ હા માહુતારા! આંગા વરતી લાકુડ આણ કાએ કાએ બાંધલએ કી! હે કાએ અસેલ હે! આણ પાડો માગે તો બએલાવર બગ બએલાવર; કાએ દાંડગા ભોપલા સરખા પારશી તેલાત ભીજુન બસલાએ બગ! અગે આઇ ગે!" એક ખુંધો પારસી બબરચી જે હાથમાં જમીન લઈ જતો હતો તેને જહડપથી જવાબ આપીચો કે—"હે કેની તે હેલા આમચે આપડે કરન—કોઇ હેલા આમચે હે હાએ. હમજલીકેની?"—તેટલામાં એક લલાજી જેવણ જવેરીનો ધંધો કરતા હતા, અને બજારમાંથી ચનાની દાલ ધોતીઆમાં બાંધી લઇ જતા હતા તેવણે ભવાં ચઢાવી પોતાની અકલમંદી દેખાડી કે—"એતો જો આગલ ચાલતો ઊવે, ને તરવાલ ને શબ હથીઆર બાંધીચો હુવે તેતો કાબુલજો ખંદારી ઊવે; ને પીછે તો કોઇ પારશી તેલીઓ રાજા ઊવે તેલીઓ રાજા."—એમ કહી આગલ વધીયા.

હવે જંગી અને તેમના સાથીતો ઘણાજ અકડથી સવારી કરતા હતા. થોડુંએક આગલ ચાલીઆ એટલે રસતામાં કોઈ અસલો પલટનનો સીપાઇ છાકટો થઇ ડોલા ખાતો જતો હતો; જેની નજર જંગી ઊપર પડતાંજ કોઇ આફીસર છે એવું દારૂની જુમમાં ધીઆન દોડાવી જેમ તેમ ડોલતો ડોલતો ઉભો અને કાએદા પરમાણે લશકરી સલામ કીધી. જેનો જવાબ સીપેહસાલારે ઘણોજ દમામથી વાલીચો, અને આગલ ચાલીયા. છાકટા સીપાઇએ મોહોડેથી પોતાને સાહુચેત કીધો કે—"ભીરકેડીઅર જનલલાટ કામેલ સાહેબ હુયે!"

એમ તરેહવાર મગજ અને તરેહવાર તરકના તરેહવાર વીચારો સાંભલતા

સીપેહસાલાર જંગઆંવર તેહેમતન મેહેરમસ્ત સુરત શેહેરના લોકોને અજાએબી અને હેરતમંદીના દરીઆમાં ગરક કરી દબદબા અને પેહેલવાની દમામથી આસતે આસતે શેહેરની બાહાર આવી પોહોંચીયા. જીઆંથી ધાંધલીઆ છોકરાંઓનું લશકર જે હજી સુધી તેમની પાછલજ હતું તેને રૂખશત લીધી અને ફરીથી એકવાર જેહાં આશકાર દલેર મેહેરમસ્ત પોતાના રખશ કદાવર પંજઅયેબ પર સવાર થઇ બજા ભાખરાની સાથે પુરાતન જમાનાના જોરેમંદ પેહેલવાનોની મીસાલે જંગલ બીઆબાનનો રસતો લીધો.

---

# પ્રકરણ ૧૮ મું.

## જંગ કીધું પીલતન મેહેરમસ્તે મેંઢાનાં ટોલાં ઊપર; અને જખમી થાવું બાહાદર સીપેહસાલારનું તે ભારે લડાઈમાં.

મેહેરમસ્તે સુરતની સરહદ પાછલ મેલી; વસતીથી પાછા દુર થયા; અને જંગલમાં સફર શરૂ કીધી. સુરજ તુરતજ પોતાના મેહેલમાંથી બાહેર આવી તખત ઉપર બીરાજીયો હતો; રાતના વરશાદથી જંગલનો દેખાવ અજબ તરેહથી ખુસનુમાં બનીયો હતો; પુરવ તરફના આસમાન ઉપર જાંબુરા અને સુનેરી વાદલાંઓનો પરદો ખુરશેદની આસપાસ દીસતો હતો; અને જેમ જેમ તે દીવસના શેહેનશાહનાં કીરનો આગલ વધતાં હતાં, તેમ તેમ ધુંમસનું ભુરા લેબાસનું લશકર વરશાદના વાદલાંઓ સાથ મલી પાછલ હઠતું હતું; તોફાનનો કાલા ચેહેરાનો ખુનખાર દેવ આફતાબના તેજ અને તાબથી હાર ખાઈ ગગડાટનાં રૂપમાં બબરતો ફફરતો ગુસ્સો દાબી પાછલ હઠતો હતો; સહવારની થંડી અને ખુશબોદાર હવા, તુરતનાજ નીંદરામાંથી ઉઠેલા ગુલાબી બાલકની મીસાલે આપણા જંગીના ગાલ ઉપક બોસા લેતી હતી, અને નાજ અને નખરાંથી ઝાડોનાં પાતરાંઓમાં સરોદ કરતી નાચતી જતી હતી. તોફાનથી જખમી થયલાં બુલંદ ઝાડો ઉપર વરશાદના ટીપાં આંસુની મીશાલે મોતીના આકારમાં લટકતાં હતાં; તર થએલી જમીન પોતાના એહશાનનો બદલો મધુર સુગંધમા ખુરશેદની તરફ મોકલતી હતી; બીકણ પંખેરાં જેઓ તોફાનથી ઘભરાઇ ધુજતાં અને થથરતાં ઝાડોમાં ઘુપાયાં હતાં, તેઓ સુરજની પધરામનીથી હરખાઇ પોતાનાં નાહાના ગલાંઓ તેની અને પોતાના પેદા કરનારની સોફતમાં ગાએનથી ધુજાવતાં હતાં; જંગલનો રાની મરઘો પોતાની ખુબસુરત અને હરખાતી મરઘીઓનાં જનાનખાનામાં રોબ અને દમામથી માથું ઊંચુ કરી ઠણકદાર પગલાંઓથી ચાલતો હતો; કોઇ ઉંચા ઝાડની ડાંખલીઓ ઉપર ગીદ

અને ખલીરો ખભાં ઊંચાં કરી ભીંજાએલા પીંડારાઓની મીસાલે પોતાનાં પીછાંના ચીથરાં સુકવતાં હતાં, અને લોભની નજરથી મુએલાં જાનવરોની શોધમાં ચો તરફ પોતાની લાલચુ આંખો ફેરવતા હતા; વાંસની ગોચ ઝાડીમાંથી કબુતરનું જોડું મોહોબતના મીઠા અને નરમ સુખનોમાં ઠઠાર કરતું હતું; રંગ બેરંગી પતંગીઆ પોતાની સેહેજ વારની ટુંકી પણ સુખી જીંદગીનો લાભ લઈ મધુર ફુલોમાંથી મધના શીરીન ટીપાં ચુસતાં હરખથી ઊડતાં હતાં; અને કુદરત એક નખરાંબાજ અને લાડકી માતાની મીસાલે પોતાના બચાંઓનું આ સુખ જોઇ હસતાં મુખડાએ હરખના આંસુ નાખતી હતી.

સહુવારની થંડી હવાનો લાભ લઇ જંગી અને બજો આગલ ચાલીયા. અને પંજઅચેએ તથા બજાનાં બલદીયાએ પુરતી આશાએસ મુસાફરખાનામાં લીધેલી હોવાથી જરા ટટાર થઇ ઘણીજ જહુડપમાં આગલ વધીયા. કેટલાએક ગાઉની મંજલ કાપીયા પછી બજાએ એક સવાલ મેહેરમસ્તને પુછીયો કે:—"બાપા, તમે એમ હીધા ને હીધા જે જાઓ, તે અવે કીફા જઇ કરીને પોંચવાના તેનું કાંઈ ઠર ઠેકાનું કેહો?"

સીપેહસાલારે બેદરકારપણે જવાબ આપીયો કે—"પેહલવાનોને લાજેમ નથી કે કેઇ તરફ જવું તેનો પેહેલેથી વીચાર કરે. માટે જે તરફ આપણને નસીબ લઇ જાય તે તરફ જાવું સજાવાર છે."

બજો ડોકું ધુણાવી બોલીયો—"એમ; એમ; તીઆરતો ચાલોની આ પરે કાહાં ના છે. જીફા લઈ જાહો તીફા આવહું. પણ મેહેરજીભાઇ આ ત માહો જોએલો કે? કેથું વા વીજોડુ ને વરહાદ હઊ હુરત ભણીજ થએલું; આ ચાર ગાઊ ચાલીયા પછી તો કેથું એક ટીપુંબી પાણીનું ની પડેલું."

મેહેરમસ્તે જમીન તરફ જોયું અને ઘંભીર થઈ બોલીયા—"બજા માહરી ખાતરી થઇછે કે ગઇ કાલનું તોફાન કોઈ જબરદસ્ત જાદુગરે મચાવીયું હતું. કેમકે ફકત સુરતમાંજ અને થોડેક આસપાસ વરશાદ પડીયો છે અને ચોતરફ તો કાંઇબી પડીયો હોય એવું દીસતું નથી."

બજો હંસીને બોલીયો—"અરે હુંજો એમ તે કાંઇ જાદુથી વરહાદબી પડતો બોહે? બાપા એમ હું કરો. એ મહીનાનો વરહાદ તો એવોજ તો. ઈફા હોય ને એક ગાઊપર જોઇએ તો કાંઇએ ની."

મેહેરમસ્તે ડોલા ચઢાવીયા અને જવાબ વાલીયો કે—"નાદાન મરદ, તુ જાદુની અસરથી તદન નાવાકેફ છે; કેમકે જો તું કાંઇબી એ વીશે જાણતો હતે તો વરશાદ અને તોફાન જાદુથી કોઇ વખતે નથી થતું એમ નહીં બોલતે. શું તને માલમ નથી કે શાહનામામાં એ વીશે શાહદત આપી છે કે એક પાહાડ ઉપર બેસી જાદુથી બરફ અને વરશાદનો મારો એક જાદુગર,

ઇરાની લશકર ઉપર ચલાવતો હતો અને જો તે મુછ જાદુગરને એક ઇરાની પેહેલવાન જેનું નામ રેહામ હતું તે મારી નહીં નાખતે તો તુરાનીઓને હાથે જરૂર માર ખાતે---પણ જો જો બજા આ દુરથી શું દીસે છે?"

બજાએ તે તરફ જોયું ને અજબ થઇ બોલીયો—"ખોદા જાને એ ધુલાડું હાનું છે. આપરે તો બા કંઈની હમજતા."

સામેના ગામડાંની તરફથી મેંઢાનું એક મોહોટું ટોલું તેમની તરફ આવતું હતું, અને તેથી ધુલ ઊડતી હતી. પણ ધુલમાં મેંઢા ઢંકાઇ જવાથી તે આપણા જંગીની તેમજ તેમના સાથીની નજરે પડીયાં નહીં હતા. ધુલાડું આગલ આવવા લાગીયું, ને મેહેરમસ્ત તરતજ ખુશીથી બોલી ઊઠીયા—"હા! આજે માહારૂં નસીબ અજમાવવાનો વખત આવીયો છે. ઓ દાદગર શુકર છે તાહારી દરગાહમાં કે તેં આએ તક મને માહારી પેહેલવાનગીરી અને કઊવતની સાબેતી જેહાનને આપવાને માટે આપી છે."

બજો ઘભરાઇને બોલીયો—"ઇએ! એ તે હું ઓહે? હેં, બાપા એ હું?"

મેહેરમસ્તના મગજપર ફરીથો દેવાનગીનો પવન ફુંકવા લાગીયો; તેમની આંખોમાં ઘેલાપણાનો આતશ ચમકોયો; અને પંજઅયેબની લગામ મજબુતાઈથી પકરી જંગની તઈયારી કરતા હતા. એવામાં વલી બીજી તરફથી બીજું મેંઢાનું ગોવાલું ધુલમાં ઢંકાએલું આવતું નજરે પડીયું.

બજો મેહેરમસ્તને લડાઈની તઇયારીઓ કરતો જોઇ ઘભરાયો અને પુછીયું—"ઇએ, પણ મને કંઇ કેહો કે એ હું તે?"

જંગી હરખથી બોલીયા—"બજા આજે તાહારા માલેક મેહેરમસ્ત ગોલપાડ જંગ બાહાદરનો સીતારો રોશન થયો છે. સાંભલ અને ખુશ થા ઓ વફાદાર મરદ, કે આ સામનેથી જે ધુલ ઊડે છે તે લશકર જેહાનને જીહોતનાર બાહાદશાહ કેખુશરોનું છે. અને આ બીજી તરફથી જે ગીરદ ઊડે છે તે ફોજ તુરાનના બદબખ્ત વાલી અફરાશીઆબની છે. જો જો બજા પેલો ગાવીઆની ઝુંડો કેહેવી મગરૂરીથી ઇરાની સંફમાં બીરાજે છે. હા! પેલો પાહાડના તનનો, ચીતાની ચુંગાલનો પીલતન જે કાબર ચીતરા ઘોડા ઊપર સવાર છે, જેની રેકાબને ધરીને સેંકડો જંગીઓ ચાલે છે, જેના સરપર સીંહની સુરતની ટોપ ચલકે છે તે, દીલાવર શેરમરદ તેહેમતન રૂસતમ છે. તેની જમની બોરકુએ સુંનેરી ઝુંડાની પાછલ જે કદાવર અને જવાન દલેર છે, જેની બાજુ અલબોરજના પહાડના જેવી ચુસત ને હુમાવંદના જેવી મજબુત છે, તે નરરે શેર બેજન બીન ગેવ છે. કાલા રંગના કદાવર ઘોડા ઉપર સવાર થયલો આ જે પાહાડી તનનો મરદ છે, જેના બદન ઊપર ભારે બખતર અને ખાંધ ઉપર પોલાદનો ગુરજ છે, તે ઇરાની ચીતાની ચુંગાલનો ફરીબોરજ છે. અને જો

બજા, પેલો બુજોરગ મરદ જે સફેદ ઘોડા ઉપર છે, જેની આગલ રૂપેરી ઝુંડો પવનમાં ફરફરે છે, તે જઈફ પીર મરદ કએખુશરોનો દાનાવ વજીર ગોદરજ છે. હા! અને પેલો, પેલો આફતાબના જેવો ખુબશુરત સુકર સેતારાના જેવી ચમકતી પેશાની અને જમશેદની મીસાલે નુરમંદ ચેહરાનો દબદબા ભરેલો જવાન જેની આસપાસ હજારો પેહેલવાનો અને જંગાવરો હથીઆરબંધ ચાલે છે, તે રોશન તાલેનો જેહાંઆશકાર ઇરાની શેહેનશાહ કેયાની કએખુશરો પોતે છે."—

મેહેરમસ્તનું આ લાંબુ ભાશાણ ચાલતું હતું તેટલાં બજો અજબ થઇ પોતાના ધનીને જે નજરે પડતું હતું તે જોવાની ઉમેદમાં ડોલા ફાડી ઊંચી ડોક કરીને જોતો હતો પણ તેને ધુલ સીવાય બીજું કાંઈ નહીં દીસવાથી પુછીયું કે—"મને તો કાંઇએ દીસતું નથી. એ તમારા ઘોડા ને વાદટા હંધુ કીફા છે?"

મેહેરમસ્તે ઊતર આપીયો કે—"ઓ બેખબર, શું તું જોતો નથી કે પેલું અજીમ લશકર કેહવું દબદબાથી આગલ આવે છે? એમ કહી ફરીથી પેહેલાનીજ મીસાલે પોતાના મગજમાં તુરાની લશકરનો ખીયાલી દેખાવ ઊભો કીધો, અને તેનું બયાન બજા આગલ શાહરૂ કીધું.

આથી બજો વધારે અચરત થઇ બોલીયો—"બાપા, મને તો કાંઇ હુજ પડતું નોમલે; એ તમે હંધુ કેમ કરી જુઓ તે ખદા જાને."

મેહેરમસ્તે તેને પુછીયું—"શું તારી આંખોની સાથે કાન બી બેહેરા થઇ ગયાચ કે આ રનસીંગડાં, નગારાં અને લડાઇના વજંતરોનો અવાજ તને સંભલાતો નથી?"

બજો બોલીયો—"બાપા, મેંઢાં ને બકલીઆનાં બેંએંએ—બેંએંએ હીવાએ બીજું કાંઇ આપરે કાને તો હંભલાતું ની મલે.—ઓ લેઓ તમે જેને લહકર હમજતાથા તે તો કેથું મેંઢાનું ટોલું નીકરી આયું. અરે તમારૂં ભલું થાયરે મેહેરજી બાપા, તમે બી કેથા જરીક કરક દેખું!"

બજાના આએ બોલ જંગીએ કાંઈ પણ સાંભલીયા નહીં. પણ પોતાનો ભાલો ઊંચકીયો ને બાંગ મારી કે—"ઓ ઇરાની દલેરો, ખુશહાલ થાઓ કે તમારી મદદે હું આવી લાગીયો છું; માહારા એખલા હાથે હું મુજી અફ્રાશીઆબને દોજખમાં મોકલુ છું" એમ કહી લગામ ઢીલી કીધી અને ઝડપથી મેંઢાના ટોલામાં ડાખલ થયા અને પોકાર મારીયો કે—"ઓ બદજાત અફ્રાશીઆબ, આવ માહારી સામને; તું કાંહાં છુપાઇ બેઠોચ" એમ કહી પોતાના ભાલા વડે મેંઢાના ટોલામાં ખુનરેજી કરવા માંડી. બજો પછવારેથી ઘણીબી બુમો પારવા લાગીયો પણ જંગીએ કાંઈજ સાંભલીયું નહીં; અને જાને ખરેજ

તુરાનીઓની ફોજમાં લડતા હોય, તે પરમાણે બીચારાં નોરદાશ બકરાંઓ ઉપર હથીઆર ચલાવીયાં. તે ટોલાનાં રખેવાલ ભરવાડોએ જંગીને એમ કરતા અટકાવવાને ઘણુંબી કીધું પણ જાંહાં લડાઇનું સુર બાહાદુર સીપેહસાલારના ભેજામાં ભરાએલું તાંહાં તેવણ શું સાંભલે. છેલે ભરવાડોએ ચીરડાઇને પોતાની ગોફનો કાહાડી અને જંગીપર પથરો વરસાવવા માંડીયા. મેહેરમસ્તે તે ગોફનોનીબી દરકાર નહીં કીધી અને આસપાસ ભાલાનો મારો મેંઢાંઓમાં જારીજ રાખીયો. તેટલામાં એક મોહોટો પથર તેમનાં પાંસરામાં આવી વાગો. જેથી સીપેહસાલારની કાંઇએક સુધ ઠેકાણે આવી, અને પોતે ઘણાજ જખમી થયાચ એવું સમજી ઘોડો અટકાવી પેલા નોશદારૂની બાટલી જે સાથેજ રાખી હતી તે તુરત કાહાડી પોતાને મોહોડે લગાડી એક બે મોહોટા ગોટ લીધા. એવામાં વલી એક બીજો પથર ભરવાડોની ગોફનમાંથી એવો તો આબાદ આવીયો કે પેલી બાટલી જે હજી તો મોહોડાં આગલથી છુટી નહીં હતી તેને ભાંજી ઊરાડી મેલી; તે સાથે જંગીના થોડાક દાંત જે ભુલચુકમાં બાકી રહી ગયા હતા તે તોડી પાડીયા. જેથી ગરીબ બીચારા મેહેરમસ્ત ધુમરી ખાઈ ઘોડા ઊપરથી તુટી પડીયા. ભરવાડો તેમની આ હાલત જોઇ ઘભરાઇ ગયા ને પોતાનાં જે થોડાંક મેંઢાં મુએલાં તથા જખમી થઇ પડીયા હતા તે ઊંચકી જહડપમાં ચાલીયા ગયા. બીચારો વીસવાસુ બજો હાંફતો ને ફુંફારા કાહાડતો જંગી આગલ દોડી આવીયો, અને તેમનું માથું ઊંચકી પોતાના ખોલામાં મેલીયું, ને મેહેરમસ્તના મોહોડાંમાંથી લોહીની જે ધાર ચાલતી હતી તે અટકાવવા માટે પોતાના હાથે કરી દાબવા લાગીયો.

થોડો વખત થયા પછી મેહેરમસ્તે આંખ ઊંધાડી અને બજાને પુછીયું— "માહારા વીસવાસુ બજા જે બનીયું તે બનીયું; નસીબે આએ વેલાએ મને દગો દીધો, પણ ખોદા છે; હવે પછે હું ફતેહમંદ થવસે. પણ જો-માહારા દાંત કેટલા પડી ગીયા છે? હું ધારૂંચ કે હવે એકબી બાકી રહેયો નહીં હશે."

બજો તેમના કેહવા મુજબ દાંતની તપાસ કરવા માટે મેહેરમસ્તનું મોહોડું ઊંધાડી જોવા લાગીયો, પણ બરાબર નહીં દીસવાથી પોતે ઘણો બારીકીથી તપાસતો હતો, તેટલાં જંગીએ પેહેલાં જે નોશદારૂ પીધો હતો તેને પોતાની અસર કરવા માંડી અને એકજ આચકે તે નોશદારૂ અંધારા બંદીખાનામાંથી ઊછલીને બાહાર નીકલીયો ને તેથી બજાજીની છાતી અને ડુમ ખરડાઈ ગઇ. એથી બજો સજર કમકમીયો પણ ગરીબ બાપડો શું કરે? મેહેરમસ્તે ઊપરા સાપરી 'બચાં કાહાડવા' માડીયાં અને પછી થાકીને થોડો વાર તીયાંજ પડી રહયા. બજો જેમ તેમ કરી તીયાંથી ઉઠીયો અને પાસે એક નાહ

નું નાલું વેહેતું હતું તેમાં પોતાના કપડાં ધોઇને નાહાયો, અને જંગીને પણ જેમ તેમ કરી સાફ કીધા.

હવે સુરજ ઉપર આવીયો હતો, અને ભાખરાજીને સીરેસતા પરમાણે ભુખ લાગી હતી તેથી પોતાની કોથલીમાનું ભાતીયું તપાસવાને માટે બલદીઆ આગલ જઇ જુવે છે તો કોથલી મલે નહીં, તેથી ઘણો વીચારમાં પડીયો. છેલે તેને યાદ આવી કે મુસાફ્રરખાનામાંથી નીકલતી વખતે તે તેનાં હાથમાંથી ચાનજીભાઇએ જુટાવી લીધી હતી. તેથી નીરાસ થઈ પોતાના જીવને હજારો કદુવા દેવા લાગીયો. તેટલાં જંગી તેની આગલ આવીયા અને પુછીયું કે— "બજા તાહારી પાસે જે કાંઇ ખાવાનું હોય તે કાહાડ, કેમકે મને ઘણી ભુખ લાગી છે."

બજો ખાટો ચેહેરો કરી બોલીયો—"બાપા, આપરાં નહીબજ ફુટેલાં તે આપરે તે હું કરહું; હાએ હાએ તુને બી હું કમબખતી હુજ પડેલી બજા,- કે ઘેરબારનું હુખ મેલી દઇ આ જંગલ ને રાનમાં ભુખો તરહીયો મરવા ને અફ્રડાવા જીંકાવા આવેલો."

મેહેરમસ્તે પુછીયું કે—"બજા શું છે? કેમ આટલો બધો નીરાશ થાય છે? ચાલ તાહારી પાસે જે ખોરાક હોય તે કાહાડ જે આપરે તે ઉપર શુક-રાના કરીએ."

બજો બોલીયો—"અરે બોય હું જે કાહારે; ગામમાં પેંહવાના હાંહાં તારે પટેલને તાંહાં ઊનાં ને તાહરાં પાની ને કેહેવાં હોય. બાપા મારી કોથલી જ ની મલે તે ઊં ખાવાનું તે કાંહાંથી કાહાડું?"

મેહેરમસ્તે દલગીર થઈને પુછીયું—"કેમ તીયારે તાહારૂં ભાતીયું કાંહાં છે? શું તું તે ભુલી આયો કે?"

બજો બોલીયો—"ઓ બાપા ભુલે તે હું ને કરે તે હું? એ નહીબજ ખોટાં; દાહારાજે કેથા આપરા પાધરા નીમલે. તમુને ને મને બેઊને કેથી પનોતી બેઠેલી દખું જે એમ હરેજગારી ભોગવીએ. અરે જુઓની બાપા, હેલા ભ-ઈઆએ મને હુરતમાં બોલા પારહીના ઘેરમાં મારતી વખતે કેથી પેલા ભાન-જીના મામા મોટા ડોલાવારા ચાનજીએ—એનું હતીઆ નાહુ જાય, ને આલ એ, લાદ ને પેહેડી ને હાત પેહેડીનુ ખાનું ખરાબ થાએ,— તે પેલી કોથલી મારા હાથમાંથી જટકો મારીને ખેંચી લીધેલી, ને મને તો કેથી યાદ બી ની. વારૂ ચાલો જે થયું તે થયું પન તમે તે દાહારે કેતાથા કે જંગલમાં હું હું ખાવા ના રોપાના ઝાડ થાએ તે તમે જાનો, તે ચાલોની કીફ્રા છે. કાંઇ તેવું ખા-વાનું હોય તો દેખાડોની બાપા; અઇઆં ભુખે ભુખે આંતરડી ચીમડાઈ ચાલી ને પેટમાં કુતરાં કોહોલાં દોડવા લાગેલાં; એવે વખતે જે ઓહે તે બાપજી કરો જહું."

મેહેરમસ્તે કહયું કે—" અફસોસ તેવું અહીંઆં કાંઇપણ નજર આવતુ. નથી, માટે હું નાચાર છું. જો એક સુકો બુમલોબી મને મલતે તો તે ઉપર બી હું આવે વખતે શુકર કરતે, પણ જીયાં કાંઇજ નહીં તીયાં નામુરાદ થઇ શું કરશું! ચાલ બજા સવાર થા આપણે આગલ ચાલીએ. કોઇબી આપણને મલશે; અહીઆં ઊભા રેહેવામાં ફાયદો નથી."

એમ કહી પંજએયબ પર સવાર થવા ગયા પણ વળી તેમને કાંઇ ઈઆદ આવવાથી ઉભા રહયા, અને બજાને પુછીયું કે—" ભાઇ બજા તું બરાબર જોતો મારા કેટલા દાંત હવે મોહોડામાં બાકી રહયા છે?"

બજાએ આ વેલાએ સાહુચેતીથી તેમનું મોહોડું તપાસીયું અને પુછીયું— "બાપા અગાઉ તમારા મોહોમાં બધા મલી કેટલા દાંત ઉતા વારૂં?"

મેહેરમસ્તે જવાબ આપીયો કે—" ઉપર ચાર દાંત અને એક દાહાડ હતી, અને હેઠના જડબામાં તરણ દાંત હતા. કેમ હમણાં કેટલા છે?"

બજો બોલીયો—તીયાર તો અવે ખદાએ ખદાએ કરો. ઉપર તો ગાંગાની જાત બી ની મલે, ને નીચે ના પારામો દોહોર દાંત છે; બાકી હંધુ જાને હાવરનીએ કરીને હાફ કરો કાડેલું હોએ તેવું મોકું થઇ ગીએલું."

આ સાંભલી મેહેરમસ્ત દલગીર થયા અને દુખતા મોહોડાંની દરકાર કરવા કરતાં દાંત ગયાનો વધારે અફસોસ તેવણને લાગીયો. તેવણે વીચારીયું કે ઇનસાનની ખુબસુરતીમાં દાંત એક અગતનો શીનગાર છે; પણ તરતજ પાછો સધીયારો મલીયો કે તેવણને ખુબસુરત દેખાવાનું અને ખુબસુરતી સાથે શું કામ છે? ખુબસુરતીની ખંત સદા સ્ત્રીઓ રાખે છે. પણ એ કરતાં વધારે અફસોસમાં હવે તેવણ આવી પડીયા, અને મન સાથ વીચાર કરવા લાગીયા કે હવે સઘલા દાંત પડી જવાથી ખોરાક ખાવામાં તેવણને ઘણી આપદા વેઠવી પડશે તેનું કેમ? તરતજ આપણા જંગીના જોરાવર ભેજાએ તે વાતનોબી નીકાલ કાહાડી આપીયો કે, લોકોનુ ભલું કરવા જતાં આગલા પેહેલવાનોએ પોતાના હાથ અને પગ ખોયાછે તેના ડાખલા શાહાનામામાં વાંચેલા તેવણના મગજમાં તાજા થયા. એટલે આટલા વખત સુધી દાંત જેવી નજીવી ચીજ ઊપર દરીયાફત કરવાથી જાણે તેવણના પેહેલવાની આચારને ખરાબ લાગું હોય તેમ હવે વધારે વખત તે બાબતપર લક્ષ નહીં આપવાનો ઠેરાવ કરી પેહેલવાંની દમામથી બજાને આગલ કુચ કરવાની ઇસારત કરી પોતે પંજઅયેબપર સવાર થયા. બજોબી પોતાના બલદીઆ ઊપર બેઠો અને બંને મુસાફરો ગોફતેગો કરતા અને દીલાસો આપતા તથા દાનાઇની વાતો કરતા આગલ રસ્તો કાપવામ શગુલ થયા.

# પ્રકરણ ૧૯ મું.

## જંગ કીધું નરેશેર દીલાવર મેહેરમસ્તે વાણીઆઓ સાથે, અને ફતેહ મેલવી તેનું દાસતાન.

સુરજનો તાપ નરમ પડીયો છે અને સાંહાંજની લેહકી શહેરૂ થઈ છે; જંગલમાં આપણા જંગી અને બજા સીવાય બીજું કોઈ નજરે પડતું નથી. ભુખ અને દુખથી મેહેરમસ્તનો સદાનો સુકાએલો ચેહરો વધારે ગંભીર અને લાંબો બનયો હતો; તેમણી પીલી આંખ જીઆદા પીલી થઈ હતી; અને સુકા પતલા હોઠ રાખના રંગના દીસતા હતા; પેભીઆ મુછ અને દહાડી ઊપર રસતાની ધુલનો પુશકલ ઠરો એકઠો થયો હતો; અને એ પરમાણે રંગ બેરંગી મેલનો જમાવ પોતા ઊપર કરી સીપેહસાલાર પોતાના સાથી સાથ આગલ વધતા હતા. અને દીલખુશી ભરેલી વાતો તથા દાનાઇથી પુર ગુફતગોમાં મશગુલ થઈ સફરની મનજલો કાપતા જતા હતા. કાલી રાતે મજબુતીથી પોતાના સીઆહ કદમ કુદરત ઊપર વધારવા માંડયા હતા; અને ચલકતા તારાઓ એક પછી એક ચીમાઇ ચીમાઇને આસમાનના પરદામાંથી બાહાર નીકલતા હતા. ખાવાનો વખત થઇ જવાથી બજાના પેટનાં ઘડીઆલમાં 'અલારમ' વાગવાનું શહેરૂ થયું હતું; અને છેલે તે નહીં બંધ થવાથી બજાએ પોતાની જબાનનું ઢાંકન ખોલીયું, અને સઘલો જુસસો બાહાર કાહાડીયો કે—"બાપા દુખ હોહાય, થાક હોહાય, માર ને ગાર બી હોહાય, પણ ભુખ ની ખમાય. હા ભઈ, આપરે તો હાંચે હાંચુ કહી દેવાના. હવારની રાત થઇ નોબી હોગન ખાવા પેટમાં પાહેર ધાન કે ચાર રોટલી બી નો પડેલી, તીઆર મનીખ તે હું કરે ને કાંહાં લગીન હોકે? અને પેટમાં હેલી આગ હુલગી ઊઠે તેમ બોરી હલગેલી, ને આત પગ લુલા લચ થઈ ગીએલા, ને આંખમાં તો અંધારા આવવા માંડલાં; અને તો કાંઇ ખાવાનુ બોએ તો બજો જીવીયો ની તો કે હવાર પડતાંકે લાંબો થઇ જવાનો. હા બા આપરે તો જે હોએ તે હાંચે હાંચુ કહી દેવાના"—એમ કહી નીસાસો મુકયે.

મેહેરમસ્તેબી અફસોસ કરી કહયું કે—"વફાદાર બજા જેમ તે સાહેબની મરજી; એમાં આપણો કાંઇ ચારો નથી."

બજો હજીતો જવાબ આપવા જાયછે તેટલાં અંધારામાં દુરથી મસાલેની રોશની તેમની નજરે પડી. બજાએ ચોંકીને પોતાના બલદને ઊભો રાખીઓ. અને જંગીએ પણ પંજઅચેમને લગામ સોંપી. રોશની આસતે આસતે નજદીક આવવા લાગી. બજાનું મોહોડું અજાએબીથી વધુ ઊંઘડીયું; તેના કપાલ ઉપર પસીનો ફુટી નીકલીયો; અને તાહાડ વાગી આવી. મેહેરમસ્તના પણ બાલ

કાંટાની મીસાલે ઉભા થયા, પણ સીરેસતા પરમાણે હીંમત કરી બોલીચા કે—"બજા હું ખાતરીથી જાણુચ કે આ કોઇ મોહોટી બલા આજે મને નડી છે; મને મારૂં તમામ કુવત આજે અહીંઆ વાપરવું પડશે."

બજો ઘભરાઇને ડોલા કાહાડી બોલીચો—"ઓ ખોદા, અરે ખોદા, અવે ઊં હું કરા ? કંઇ હેતાન બેતાન ઓહે તો ? આ મને તો ચપક દેતાકે ચના મમરા કરી જવાનો."

મેહેરમસ્તે પેલો હથોડાનો ગુરજ માથા ઉપર ફેરવીચો, અને સુરથી જવાબ આપીચો કે—"તુ શું કરવા ઘભરાએછે; તેઓ દેવ હોય યા પલીદ—જંગલના ઝાડોનાં પાતરાં કરતા પણ વધારે બી હોય તોબી હું તારા એક બાલને પણ ઇજા પોહોંચવા દેવસ નહીં. શુકર યજદાંન કે આવા બોહોલાં મેદાનમાં તે માહારી રૂબરૂ આએ બલાને મોકલી; કેમકે હવે હું માહરી બાજુના કુવતથી એ તમામ જીનાતને દફે કરશ."

બજો આવા દીલાસા ભરેલા સુખનોથી પણ સમજીચો નહીં; જોકે મેહેરમસ્તની દલેરી અને કુવતની તેને ખાતરી હતી તોપણ ધાસતીથી તેનો લાલ ચેહરો ઘાસના જેવો ફીકો થયો. પેલી રોશની ઘણીજ નજદીક આવી પોહોંચી અને બજાની નજરે એક અજબ દેખાવ પડીચો. કેટલાક માનસ હાથમાં મોહોટી મસાલો લઈ આગલ દોડતાં હતાં; તેમની પાછલ ઘોડે સવારો દીસતા હતા અને વલી સરવેની વચમાં એક મોહોટી પાલખી નજર આવી કે જેની આસપાસ ઘણાક માનસો દોડતાં હતાં. અલબતાં એવો દેખાવ બજાએ પોતાના નાહના ગામડાંમાં કદી જોચો નહીં હતો.

આએ જે અજાએબો ભરેલો તલેસમાત આપાણા જંગી અને બજાને દીસીચો હતો તે કાંઇજ નહીં પણ વાણીઆઓનો કોઇ નાહાનો માહારાજ પાસેના કોઇ ગામડામાંથી સુરત તરફ જતો હતો, તેની સવારી હતી.

રાતની વખતે અને જંગલમાં આવો કદી નહીં જોયલો ચમતકાર જોઈ મેહેરમસ્તની તો સીરેસતા પરમાણે ખાતરી થઇ કે જાદુગરો કોઇ મોહોટી શાહાજાદીને પાલખીમાં કેદ કરી લઇ જાયછે, તેથી પંજઅચેબને એડ મારી અને ગુરજ ઉઠાવી સવારીની સામને જઇ ઉભા. મસાલચીઓ અને સવારો આ વીચીતર દેખાવ જોઈ તુરત ઉભા રહી ગયા. જંગીએ બાંગ મારી પુછયું કે—"અય નેહેસત કદમ જાદુગરો તમો કીયાંથી આયા અને શા માટે આવે વખતે આ જંગલમાં તમારા સીઆહ ચેહેરાથી કાલી રાતને ધુજાવોછો ? કોન શાહાજાદી છે તમારા જેહરી પંજામાં ફસેલી અને કીઆ ખવીસથી છે તમારો તોખમ? શીતાબ જવાબ આપો."

સવારોની આગલ એક બુઢો ચોબદાર જે કરકટી જેવી એક નાધલી ઘોડી

પર બેઠા હુતા તેને મગરૂરીથી જવાબ આપીયો કે—"ચલ બે રસ્તા છોડ; મહારાજકી સવારી હુયે; બાજુ હોજા." એમ કહી આગલ ચાલવા માંડીયું. મેહેરમસ્ત લગાર ચીરડાયા અને હથોડાનો ગુરજ ઘુમાવીને બુધા ચોબદારની પીઠપર લગાવીયો. તે કમબખત આગલથીજ એકતો હાંફનના દરદથી અને બુઢાપાથી નબલો થઇ ગોયો હુતો તેથી સેહેજમાં ઘોડા ઉપરથી તુટી પડીયો. આ મામલો જોઇ એક ટચાક વાણીઆએ ડોલા ચઢાવીયા અને દુરથીજ ઘુરકીને મેહેરમસ્તને દબરાવીયો કે—"એ, એ, દેવાના પારશુડા આ શું કીધું? તું થોભ તો ખરો તારી કમરજ તોડી નાખુછું."

હજીતો આ બોલ તેના મોહોડામાંથી પુરા નીકલીયા નહી હુતા તેટલાં જંગી કે જેમનો પેહેલવાની ગુસો તેમના દલેર સરમાં સમાઈ નહીં શકીયો હુતો તે ઊછલી પડીયો. મેહેરમસ્તે ફરીથી પેલો દુનીયામાં આશકાર થયલો શામ નરીમાનના જેવો ભારે ગુરજ ઊડાવીયો. વાણીઓ તો દુરથીજ ઘોડી દોડાવી નાહાઠો. જંગીએ તેને પડતો મેલી આસપાસ પોતાનો જબરદસ્ત ગુરજ ફેરવવા માંડીયો. ચોતરફ નાહાસા નાહાસ થઈ રહી. જેટલા ઘોડાપર હુતા તેટલા સરવે વાણીઆઓ ઘભરાઈને જંગલમાં વીખરાઇ ગયા. મહારાજની પાલખી ઉંચકનારા ભોઇઓએ મેહેરમસ્તનો અજાએબ જેવો પણ રોબદાર દેખાવ જોઇ ધાસતીથી પાલખી જમીનપર મેલી, અને દોડી જઇ જાહાડોની પાછલ સંતાયા. મહારાજ, જેનાના પાલખીમાં પડીયા પડીયા અફીનની ગોલી ચઢાવીને તરતનાજ જરા લેટેલા હુતા તેનાના ઘભરાઇને જાગી ઊઠીયા; અને પોતાના સેવકોની ધાસતીનું કારણ વાટપાડાઓ હશે એવું સમજી પોતાના લાંબા કીધેલા પગ સંકોચી લઇ પાલખીના એક ખુનામાં દબાઇ ધ્રુજવા લાગીયા. તેવામાં તેમણી દેહેશતમાં વધારો કરવાને માટે જંગી, જેનાનાએ બધાઓને હટાવી નહસાડીયા હુતા તેવન પંજઅયેબની લગામ ફેરવી પાલખી પાસે આવીયા, અને ઘોડા ઉપરથી ઊતરી પેહેલવાની દમામથી મહારાજ, જેનાના અંધારાના સબબથી બરાબર દીસતા નહીં હુતા તેમને પુછીયું કે—"ઓ જેહાનની શાહાજાદીઓમાં આશકાર થએલી નેક નમુન નાજનીન, તું ખુશ થા અને શાદમાનીના શરબતથી તાહરા રંજીદા દીલને કરાર બખશ, કે તને પકડી લાવનારા પેલા સીતમગાર બદ જાદ જાદુગરોને મેં શીકસ્ત આપી છે; અને જે મીસાલે તોફાની પવન પોતાના દમના જોરથી પાતરાંઓને ઉડારી મેલે છે, તેજ પરમાણે મેં માહરી બાજુના જોરથી પેલા તમામ બદકારોને નેસત કરીને પરાગંદે કીધા છે. માટે ઓ હુસન અને ખુબશુરતીમાં બેમીસાલ મલેકા, તું હવે મને જણાવ કે તું કીઆ બાદશાહની બાનુ અને દીકરી છે? કે તને તારા પીદરને ઘર હું સલામત પોહોંચાડું."

આ ભાશાણથી ઊલટાં મહારાજના પોતીઆં વધારે લેવાયા. તેવણની ખાતરી થઇ કે કોઇ ચોર તેમને મારવા આવીયો છે, કેમકે અંધારામાંથી જંગીના હાથમાનો ભાલો અને તેમની કંમરે લટકતી તલવાર તેની નજરે કાંઇએક પડી હતી. બીચારા મહારાજ કગલાઇને બોલીયા— "ભાઇ શાબ, આ કંડી ને આ કંદારો ને વીંટીઓ કાહાડી લે અને મને જાવા દે; હું કોઇને કહીશ નહીં;અને શરકારના શપાઇઓને એ ખબર આપીશ નહીં; પણ મને મારીશ નહીં."

મહારાજનો મરદાનો આવાજ સાંભલી મેહેરમસ્ત કાંઈએક અંદેશામાં પડીયા, અને વીચાર કરવા લાગીયા કે શાહાજાદીને બદલે અંદર કોઇ મરદ તો નહીં હોય. હજી તો તેણાના સવાલ પુછવાની તઇયારી કરે છે તેટલામાં એક વાણીઓ શેવક જે સરવેમાં જરા હીંમતવાન હતો તે દુરથી મેહેરમસ્તને સમજાવવા લાગીયો કે—"ઓ ભાઇ શાબ, જરા એશા અમ લોકકુ નહીં મારીશ; અમ કીશકું દુખ નહીં દેઈંગા."

મેહેરમસ્તે તેને વધુ બોલતાં અટકાવીયો અને પુછીયું કે—"અગર જો તમોને જીંદગી પીયારી હોય, અગર જો તમો મારા હાથથી સલામત બચવાની ઊમેદ રાખતા હોવો તો કહો કે તમો કોણ છો? અગર મને રાસત જવાબ નહીં આપશો તો ખાતરીથી જાણજો કે એકબી મારા હાથથી જીવતો જવા પામશે નહીં."

વાણીઆએ દુરથીજ બબે હાથે પગે પડી કગલીને નરમાસથી કહયુ કે—"ઓ ભાઇશાબ અમે તો આ મહારાજના શેવકો છઇએ ને કોઇને દુખ આપતા નથી, વાશતે એટલી મેહેરબાની કરો ને હમોકું જાવા દો."

મેહેરમસ્તે અજબ થઇ પુછીયું—"તીયારે આ પાલખીમાં કોણ ઓરત છે?"

વાણીઆએ જવાબ આપીયો—"નારે ભાઇ શાબ ઓરત શીદની; એ તો હમારા મહારાજ છે, હમારા ગોરજી; ધરમગુરૂ, ધરમગુરૂ છે."

આથી મેહેરમસ્તનો ગુસસો નરમ પડીયો અને તેવણે મુછપર તાવ દઈ કહયું કે—"જો એમજ હોય તો હું તમોને ઈજા દેનાર નથી, માટે બે ફીકર જાઓ; પણ ખબરદાર આટલી શીખામન ધીયાનમાં રાખજો કે પેહેલવાનોની સામને ફરીને કદીબી બડાઇ અને તુંડી કરતા ના." એમ કહી ઘોડાપર બેસી બજાની તરફ ગયા.

આ મહારાજના શેવકોમાં એક બે બરાહમન ભટ પણ હતા. તેઓને જમનમાં કાંઈ મીઠાઇ મલવાથી તેવોએ પોતાની સાથે એક ટોપલીમાં તે મીઠાઇ ભરી સુરતની તરફ મહારાજની પાછલ પાછલ જતા હતા. તેવોએ જંગીને જેવા ગુરજ ફેરવતા પેહેલા જોયા તેવાજ ઘભરાટમાં પેસી મીઠાઇની ટોપલી હાથમાંથી નાખી જીવ લઇ નાહુઠા હતા. આ ટોપલી આપણા બજાની નજરે પડ-

વાથી તે ભુખો હોવાને લીધે ઊંચકી એક જાહાડની હેઠ બેસી મેહેરમસ્તની લડાઇ જોતો હતો.

વાણીઆઓએ જેવા જંગીને પોતાના ગુરૂની પાલખી આગલથી થંડા પડીને ખીસતા જોયા કે તેવાજ સરવે એકડા થઇ મહારાજની પાલખી ઊંચકી જહડપથી ચાલી ગીયા.

જંગી બજાની પાસે ગયા અને પુછીયું—"કેમ બજા શું કરેછે?"

બજો હંસીને બોલીયો—"હેલાં પોતીઆંઓ નાહાઠેલા તે જોયલું કે બાપા; તમે તો કેવો જબરો હાત ફેરવેલા હો! આપરે તો તરતજ હમજી ગીએલા કે કાંઇ ભુતરાં બુતરાં નથી ને જાદુગર એ નીમલે એતો વાણીઆઓ છે. પણ ચાલો બાપા જે હોય તે હોય; આ તે લોક કાંઇ મેલીને નાહી ગીએલા તીપર જરીક હાત ચલાવીયે, આવો."

જંગી મીઠાઈની ટોપલી જોઇ ખુશ થયા કેમકે તેવણને અતીશય ભુખ લાગી હતી, અને સહુવારથી કાંઈ ખાધેલું નહીં હોવાથી એક પણ બોલ બોલીયા વગર બજાની સાથે બેસી ગયા. અને પોતાના બોખા મોહોડા અને દુખતા પારાઓથી જેમ ચવાએ તેમ આસતે આસતે ચાવવા માંડીયું. બજો પણ ખુબ હાથ ચલાવવા લાગીયો. અને બંનેના પેટમાં જીયારે લગાર થંડક થઇ તીયારે અંધારી રાતના બુલંદ જાહાડોના છાંયા હેઠલ આ વફાદાર ચાકર અને દલેર પેહેલવાન પોતાનું ખાનું ખાતા ખાતા ગોફતેગો કરવા લાગીયા.

---

# પ્રકરણ ૨૦ મું.

—o—

## તૈયારી કરવી જંગીએ પહુવા છડવાની ખાડનીઓ પર લડાઈ કરવાને, અને બજાએ કહી સંભલા વેલા રસીલા કીસ્સાનું બયાન.

તવારીખના ખુશબોદાર ગુલીસ્તાનમાં શીરીન કલામના ગાનારાં બુલબુલ એમ શરોદ કરી ગયાછે કે મેહેરમસ્તે અને તેમના જમાને આશકાર નીમકહલાલ નોકર બજા ભાખરાએ વાણીઆ ભટજીઓની મીઠાઇ બનામેયઝદ કીધા પછી પોતપોતાની સવારીના જાનવરો ઉપર ઊસતવાર બેઠા અને સફરની મનજલમાં પોતાના કદમ ધરીયાં.

વખત સીઆહ રાતનો હતો, અને ખામોશી પોતાનું રાજ કુદરતના સુમસાન મુલકપર ચલાવતી હતી; હસતીએ ખોઆબના તકીયાપર પોતાનું માથું

મેલીયું હતું; અને દુનીયા નીંદરાના શરાબની ખુશ કેફમાં ચકચુર થઇ મસત બની હતી. પવન ધીમેથી ચાલતો હતો, અને જંગલી ચંપેલીની મધુર લપટ આલમના દેમાગને તર કરતી હતી; આસપાસના ખબોચીઆઓમાંથી દેડકાઓનો જલસો પકાં સુર તાલથી જારી હતો; અને ઘાસમાંથી તીડોનો ચીંધો સવર તેનો જવાબ આપતો હતો; તલાવમાંથી પાણીની મરઘી પોતાની નાહુની સીસોલી વગાડતી હતી અને સારસનો ભરેલો અને ગંભીર આવાજ આ બીઆબાનને વારંવાર ચોંકાવતો હતો. કોઈ વખતે ઝાડોની મોહોટી ડાલીઓ પવનથી કરકર કરતી; અને કોઇ કોઇ વેલા ઘુવડનો કઠોર શબ્દ સંભલાતો હતો.

મેહેરમસ્ત અને બજો પણ પોતપોતાના વીચારમાં મશગુલ થઇ હલવેથી રસતો કાપતા હતા. રાત એટલી અંધારી હતી કે તેમને રસતો મોહોટી મુશકેલે દીસતો હતો; છેલે આપણા બંને મુસાફરો મોહોટી કશટીથી તે જંગલને છેડે આવી લાગીયા, અને તીયાં વસતીની કાંઈ નીસાન આગલ નહીં દીસવાથી બજાએ રાતની રાત એક ઝાડ હેઠલજ ઊતારો લેવાની મરજી દેખાડી. મેહેરમસ્ત પણ થાકી ગયા હતા તેથી કબુલ કીધું અને પંજઅયેબ પરથી હેઠે ઊતરીયા. થોડો વખત ગયો નહીં એટલામાં તેમના કાન ઊપર કાંઈ ધપકારાનો અવાજ પડીયો. મેહેરમસ્તે અજાએબીથી માથું ઊંચકીયું, અને બજો ધાસતી તેમજ અચરતીથી ઊઠી બેઠો.

જમીન ઉપર કોઇ જોરથી કાંઇ અફારતું હોય એવો ઉપરા સાપરી એક પછી એક ધપકારો તેમના કાનપર પડવા લાગીયો. આ ભયંકાર આવાજ તે જંગલના એક દુરના, અને ગીચ ઝાડીથી ઢંકાએલા ભાગપરથી આવતો હતો. થોડો વખત સુધી દલેર સીપેહસાલારે આ નવી આફતનો આવાજ મોહોટાં ધીયાનથી સાંભલીયો; પછી ઠરાવ ભરેલી રીતે બજાને ફરમાવીયું કે—"બજા પંજઅયેબનો તંગ પાછો બાંધ; હું આ બલાની સામને જવા ધારૂંચ."

બજો ઘભરાઇને મોહોડું ઊંઘાડી બોલીયો—"ઈએ! હું કીઓ; તમે જવા માંગો; કીફા? કાંઇ આપરા મોત બોત ધુમેલા કે? નારે, નારે બાપા; આતે કરીને મોતનાં ફાંહામાં કોન માથું ઘાલે? એ જે ઓહે તે ઓહે. અમોલા અમોલા થાઊવેરીઓ ને સીમબાઊ ભનીને પોહોરી જાઓ; હુવારે હઊ પોતીકી મેરે માલમ પરહે. બાકી આવી અંધારી કીલ રાતના તમુનેબી જાવા નો દેવાનો; ને ઊંઓ ની આવવાનો; હુમજેલા? હા ભઈ, આપરે તો લઇ કરીને હાંચે હાંચુ કહી દેવાના. પેલી કેવાત છે તેમ ઘેર બેઠા કાનની કમબખતી લાગી હોય જે બલાને લેવા જાય."

મેહેરમસ્તે ડોકું ધુનાવીયું અને જવાબ આપીયો કે—"નહીં જે હોય તે હોય. અગર આજે માહરૂં એમાં મોહોત બી હોય, તોબી હું આ આફતનાક આ-

વાજની ખબર લઈ આવીયા વીના રેહેનાર નથી. એવી ગજબ ભરેલી ચીજો અને નાપાક બલાઓને દુનીયામાંથી નાબુદ કરવાને માટેજ પેહલવાનો જનમેલા હોયછે. અગર હું આવી વખતે આ આફતમાં જવાથી પોતાની જીંદગીનો દેહેશતથી પાછો ફરૂં તો પછે શું કામની આ અલબરોજ જેવી માહરી કદાવર બાજુ? શું કામનું આ પાડડી તન? શું કામનો આ વાઘની મીસાલનો માહરો જબરદસ્ત પંજો? આ દલેર દીલ અને પેહેલવાની કુવત શું કામનું? દુનીયામાંથી નાપાકી, જાદુઇ, શેહેતાનીઅત અને પલીદી દુર કરવાનું માહરૂં કામછે; મેં આદમજાદને તેમના દેવજાદ દુશમન અને નાપાક જીનોથી બંચાવવા માટે કંમર તંગ કીધીછે. તીયારે શું આવે વખતે અને આવી જગીયા ઊપર હું માહારી ફરજ અદા કરવામાં પછાત પડું? નહીં હરગીજ નહીં. સીપેહસાલાર મેહેરમસ્ત બોલપાડજંગ કદી પણ દેહેશતથી ઘભરાવાનો નથી; માટે બજા સીતાબી કર, અને પંજઅચેબનો તંગ મજબુત બાંધ."

બજાએ જોયું કે માનસ જીદી છે તેથી તેને મેહેરમસ્તને પેલા ભયંકાર આવાજની જુસતજોમાં જવાથી અટકાવવાનો એક બીજો ઊપાય સોધી કાહાડીયો. જંગીના ફરમાવવા મુજબ તે જાણે પંજઅચેબનો તંગ બાંધતો હોય તેમ કરી તેને ઘોડાના પાછલા બે પગ મજબુત એક દોરડીથી બાંધી લીધા, અને જાણે પોતે કસામાં નહીં હોય તેમ નીરદોશ ચેહરો કરી બોલીયો કે— "લ્યોઓ બાપા, તમારા ઘોડાની જીન બાંધેલી; અવે જોઇએ તે કરો."

મેહેરમસ્ત બીજો એક પણ બોલ બોલીયા વગર પંજઅચેબપર સવાર થયા, અને એડ મારી; પણ તે બાપડાના બે પગ બાંધેલા તે શું ચાલે. જંગીએ ઘણીબી તજવીજ તેને આગલ ચલાવવાની કીધી પણ પંજઅચેબે એક પગલુંબી આગલ ભરીયું નહીં, તેથી અંતે ચીરડાઈને ચાબુક લગાવી; ઘોડાએ પોતાના સીરેસતા મુજબ જોરથી પછાડી જાહાડી, જેથી સીપેહસાલાર પડતા પડતા બનચીયા.

બજાએ વચમાં ફરીથી એકવાર બોલવાનુ દુરૂસત ધારીયું. તે હલવે રહીને બોલીયો કે—"આપરે હું કરીએ? આપરે તો લઇ કરીને આગલથીજ કહેલું કે બાપા આવી રાતની વખતે એમ જરીક જરીકમાં નો તણાવો, પણ તમે તો તે માનોજ ની તે; ને વરી એ ધપકારા હાના આવે તે હમજવા જવા નીકલેલા. તીઆર એમ અરચન નરે તે જોયું કેની? આપરે છે તે તમારૂં ઘોરૂં બી આગલ વધતુ નઈ. અવે મેહેરજી બાપા, એતો ખદાએના કામ ખદાએ કરેહે; તમે જોઇએ તો હવારે વરી પાછા લરાઇપર જાજોની; પણ રાતે ભલાં મનીખ જરા હુવો તો ખરા."

મેહેરમસ્તે આપર કાંઇ ધીયાન ન આપતાં ફરીથી એક ચાબુક પંજઅ-

પેગને જોરથી મારીયો. શીઆના પંજઅયેબે પેહેલેનીજ મીસાલે પાછી પાછલા પગોથી કસરત કરી દેખાડી. હવે મેહેરમસ્તની ખાતરી થઈ કે, કોઇ જબરદસ્ત જાદુગરે તેમના ઘોડાને એ પરમાણે અટકાવી રાખોયોછે; તેથી નાચાર થઇ ઘોડા ઊપરથી ઊતરીયા. પોતાની મતલબ અંતે પાર પડવાથી બજો પણ મુછમાનો મુછમાં હસવા લાગીયો અને બોલીયો—"ચાલો અવે હઊ હુવારે. અવડે તો જરીક ઊંઘાઇ ઊઠોયે, એટલે થાક બી ઊતરે, ને હેલી મીડાઈ બી જરી જાય. હાએ હાએ, આજે રાતે એક પાહેર મોવરૂં ઓતે તો હું મજા પરતે."

એટલામાં વરી પાછા પેલા ધપકારા જોરથી શહરૂ થયા. જંગીએ પોતાની શમશેર મયાનમાંથી બાહાર કાહાડી અને બજાને કહયું—"બસ; હવે મારી ખાતરી થઈ ચુકી કે આએ તમામ ગમસાન અને તોફાની આવાજ જાદુઇનો છે. કોણ જાનેચ કે આપણા સુતા પછે નાપાક પલીદ આપણને ઇજા કરે. બજા તાહરે જોઇએ તો તું ઊંઘાઇ જા પણ મને તો ખાબ અને આરામ હરામ છે. અગર પંજઅયેબ આગલ ચાલી શકતો નથી, તો ફીકર નહીં હું બામદાદ તુલીક એની ઉપરજ બેસી રેહવશ." એમ કહી ઘોડા ઉપર સવાર થયા.

બજાના બી હાજાં લેવાયાં તેથી તે આવીને મેહેરમસ્તની નજદીક ઉભો રહયો અને બોલીયો—"નારે બાપા ઊંઘાએ હું; તમો કીઓ તેમ ઊંઘમાં હેલા ભુત બુત આવીને ડપક દેતો કે મને પોતાના ડાચામાં મારી બારી લીએ તો થઇજ ચુક્યું. ચાલો, આપરે બી તમારી હાયેજ જાગહું; હવાર થોડા વારમાં પરહે; અરધી રાતનો તો વખત થઇ ચુકેલો."

પોતાના ચાકરની આ નીમક હલાલી જોઇ મેહેરમસ્ત ઘણાજ મઘન થયા અને મુછપર આંકગ ચઢાવીને બોલીયા કે—"નેક બજા હવે આટલી બી રાત અમસથી કાહાડવી મુશકેલ છે, માટે કાંઇ કાહાની જાણતો હોય તો કેહે."

બજો કાન ખવડી બોલીયો—"નાજી, મને તો કાંઇઓ ની આવડે. આપરે ગામરીયા ભઈ તે અમારા જેવા ગમારોને કાહાની ને કાહાના તે કીફાથી આવરે. તમેજ કંઇ જાનતા હોય તો હુમલાઓનીજી."

મેહેરમસ્તે જવાબ આપીયો કે—"નહીં બજા તું જેબી જાણતો હોય તે કેહે. માહારી ખાતરી છે કે તુને કોઇ સારી વાત આવડે છે. ચાલ હવે ટાહેલામાં વખત ના કાહાડ."

બજો બોલીયો—"વારૂં તીઆર ચાલો એક વાત કેઊં; પન તમે ધીયાન ધરીને હાંભલજો હો; બઊજ હારી વાત છે"—એમ કરીને કેચ કે હેલા અં—એક મોટું હેર ઊતું તેની આનીફા એક ગામરૂં કેવાય; તે ગામરાં ભની કેની, તે એક ભરવાડ રએલો; તેનું નામ કેની તે ભગલો કરીને ઊતું; તેની ભગલા

ની ભગલી કરીને એક બઈરી ઊતી; ને તે ભગલીનો કેની ભગલીનો—તે એક બાપ જગલો કરીને ઊતો; ને ત જગલાની વરી એક બઈરી ઊતી, તેનું નામ જગલી ઊતું. એ જગલાને જગલી કેની તે ભગલીના માએ બાપ લાગે; ને વરી હાથે લાગા હેલા ભગલા ભરવાડના હાહુ હહરાબી થાએ. હમજેલા કેની? ઊં, પછી છેતે કરીને—"

મેહેરમસ્ત વચમાં બોલી ઊઠીયા,—"બજા જો તું એ મુજબ કાહાની કેહેશે તો એક મહીનેબી પુરી થવાની નથી; માટે એટલું બધું લંબાન ના કર."

બજાએ જવાબ આપીયો—"બાપા, બાપા, અમારા ગામરા ભનીતો વારતા એમજ ચાલે તો; એમ લાંબીની કરે તો પછી રાત કેમ નીઠે? વાહતે બાપ આપરે તો એમજ કેવાના. હાંભલવું ઓય તો હાંભલો; નીતો રીયું."

મેહેરમસ્ત નાચાર થઇને બોલીયા કે—"વારૂં ખેર; જો એમજ બોલવાન તાહારી મરજી હોય તો ફીકર નહીં, ચાલ પછી?"

બજાએ વાત પાછી શહરૂ કીધી કે,—"અવે એ ભરવાડનો એક રામલો કરીને પરોહો ઊતો; ને વરી ત પરોહો રામલાની કેની તે એક બઇરી રામલી કરીને ઊતી. અવે એ રામલાની બઈરી રામલી બઊજ ખુબહુરત ઊતી. તેનું કદ કેની જી, તે તમારા કરતાં જરીક ઊંચું ઊતું. કેટલું જો, એકુ બે આંગલ ઓહે. ને તેના આત ઊતા તે બઊજ લાંબા, ને નાખતો એવું અનીઆરૂં કે જાને નકરી કાગરાની ચાંચ; ને વરી તે નાખ કેની તે હેલા છેરા પરથી જરીક ગાજર જેવું લાલ ઊતું. એ રામલીના હોથ તો એવા મજેના લાગે કે જાને જાને ચાર ઘરી આપરે તો જોયાજ કરીએ જાને. ખરૂં પુછો તો એ હુંદરી બઊજ બઊજ ખુબહુરત ને દેખામની ઊતી. એવી તો ખુબહુરત કે જાને બોલવે વાતજ નહીં. મારી તો આંખમાંથીજ ખોહતી નથી, ને જાને આંખમાની આંખમાંજ દોરતી ફરે."

મેહેરમસ્તે પુછીયું—"શું તેં તીયારે તે ઓરતને જોઇ હતી કે?"

બજો બોલીયો—"નારે બાપા વરી વારતામાના મનીખને તે કોઈ જોવા જતું ઓહે; એ તો એમ કરીને કેવાય.—અવે તીયાર એ રામલીપર હેલી ભગલીના વર ભગલાનો કેયો ડોરો પેઠો. ને વરો પરોહી પરીયા એટલે બાપા વાત કરવાનું હું પુછવું. એક દારે વાત ચીત કરીને ભગલો ને રામલાની રામલી છેતે બંને ગુપચુપ ગામરામાંથી કેથે હાથેજ હટો ગીયા. અવે? હટીતો ગીયા પન હું કીધું જો?—ઊં—હેલો ભગલો કેની, તે જતી વખતે પોતાના હુંધા બોકલીઆં ને મેંઢાને બકરા હુંધુ હાથે ભલું મનીખતો કેયો લેતાજ ગીયેલો. અવે બેઊએતો આપરીજ કાંની જંગલનો રહતો ધરેલો. કેટલીક મંજલતો ધીમી ધીમી કીધી, પન કેથી વચમાં તો નદી આવેલી. અવે, કરે કેમ! નદીતો એટલીતો

એટલીતો ઊંડી કે ઊતરીને પાર તો જવાય નઈ. ભગલોતો તરીનેબી જાય જે; પન હેલી રામલાની રામલીને તો તરતાંજની આવરે તેનું કેમ? ને વરી હાથે હેલા મેંઢા ને બકરાં તેનું કેમ થાય? ભગલો ને રામલી તો વિચારને અંતીયામાં પરીયા કે આતે હી બલા નરી? તેટલાં તો પેલે પાર તેમને એક હોરી દેખાઇ; ભગલાએ હાંક મારીને હોરી વારાને તેરીયો. ને વરી હોરી વારોબી બીચારો, ફેયો ગરીબ તે હંધાને પેલે પાર ઉતારવા કબુલ થીયો. અવે વરી બીજી બલા વચમાં નરો, તે એમ કે હોરી તો નાધલી, એટલે હંધા બકરાં તો કંઇ અંદર માય નહીં; તેથી એક એક વખતે એકેક બકરૂં લઇ જવું પરીયું. હોરી વારાએ તો તે બી હા કહી. બીચારાએ એક મેંઢાને પેલે પાર ઉતારી વરી પાછી હોરી બીજાને વાહતે આ પાર લઇ આએવો. ને વરી—"

મેહેરમસ્તે તેને વચમાં અટકાવીયો—"વારૂં એમ કેહ કે બધા મેંઢાને એમ અકેક પછી ઉતારી આવીયો."

બજો બોલીયો—"નારે બાપા, એમ તે કંઈ કેવાય કે? વાતનો હવાદ તુટી જાય. વારૂં હેઠ હાંભલો; પન તે એ કેટલા મેંઢા હેલો ઓરી વારો ઊતારીને પેલે પાર લઇ જાય તે યાદ રાખજો હો."

મેહેરમસ્તે કબુલ કીધું અને બજાએ કાહાની આગલ ચલાવી. તે બોલીયો કે—"અવે નદીનો કાંઠો કીચલથી બઊજ હરકનો થોએલો તેથી હોરીવારાને બકરાં લઇ જવાની બઊજ મેહેનત પરેલી. પન પઇહા મેલવવાની લાલચ તે ફોયે કીઆ બાપને? વરી તેને એક બકરૂં લીધું ને પેલે પાર ઉતારી આએવો. તેમજ વરી પાછું એક બીજું મેંઢું લઈ ગીયો. ને તીઆર પછે વરી એક ઉતારી આએવો. પછી ખોદા તમુને હલામત રાખે તે વરી એક બીજું ઉતારી આએવો. ને પછે લઇ કરીને પાછો આએવો; ને ફરીથી એક ઉતારી આએવો ને પછી વરી બીજું—"

વરી પાછા મેહેરમસ્ત અધીરા પડીને વચમાં બોલી ઊઠીયા કે—"પણ બજા અમતો એક વરશે બી તું વાત પુરી કરી રેહેવાનો નથી. હું સમજીયો; બધાં બકરાં હોડી વાલાએ એ પરમાણે પેલે પાર ઉતારીયા પણ પછી શું થયું?"

બજાએ થંડે પેટે જંગીને સવાલ કીધો કે—"તે તો રીયું પન આપરે વાત કીધી તાં વેર કેટલાં બકરાં હોરી વારો ઊતારી આવેલો વારૂં, તે બોલોની જોઊં?"

મેહેરમસ્તે કહયું—"હું શું જાણું; મેં કાંઈ ગનીયા નહીં!"

બજો બોલીયો—"ચાલો, તીઆર તમારી પાહે વાત તે હું કરે. પેલા કેવ તેમ અમે તો જાને તમારી આગલ ઘાહ કાપીએ. ભલા મનીખ મેં પેહલાંથીજ તમુને ચેતાવેલું કેની કે હોરીવારો બકરાં કેટલાં ઊતારી આવે તે યાદ રાખજો.

અવે થઇ ચુકું. વાત આગલ તે હું ચાલે."

સીપેહસાલારે અજબ થઈ પુછીયું કે શું બકરાં મેંઢાનો આવી ગનતરી ઉપર તાહારી વાતનો આધાર ઊતો કે?"

બજ્ર બોલીયો—"ઊવેજ તો તીયાર હું?"

મેહેરમસ્ત હસીને બોલીયો—"તેં તાહરા જેવીજ કાહાની કહી. વારૂં ચાલ એટલો બી વખત ગયો તે ગનીમત છે. જોઇએ હજુર બી પંજઅયેબ ચાલેચ કે નહીં—એમ કહી ફરીથી એડ મારી ને ચાબુક લગાવીયો. પંજઅયેબે સફાઈથી પાછી લાત ઊંચકી ને ઉભો રહયો, તેથી મેહેરમસ્ત નાચાર થઇને બામદાદ થઇ ત્યાં તુલીકની બાકીની રાત ઘોડા ઉપરજ બેસીને ગુજારી.

ઊગમણ તરફના આસમાને પોતાનાં ગોલાબી મુખડાંથી બામદાદની સવારીની ખુશ ખબર આપતાંજ બજાએ આસતે રહીને પંજઅયેબની પાછલા પગનો દોરીઓ મેહેરમસ્ત નહીં જોય તેમ છોરી નાખી. જેથી પોતાને છુટો થએલો જોઇ કદાવર પંજઅયેબ ખુશીમાં આવી હીલચાલ કરવા લાગીયો. મેહેરમસ્તે પોતાના રખસને તઇયાર થએલો જોઇ કમર તંગ કીધી, અને જમાને આશકાર તેહેમતન રૂસતમની મીસાલે હીંમત ભરેલા દોલે પેલા ભયંકાર આવાજની જુસતેજુમાં જવાને તઈયાર થયો. તેવણે બજાને ગંભીરપણે કહયું કે—"અએ વફાદાર મરદ, મેં માહારો આ પેહેલવાની આચાર જે વેલાએ લીધો તે વખતે મેં લીધેલા સખત સોગંદથી હું પાછો ફરી શકતો નથી. મારૂં કુવત અને માહારી હીંમતને જો હું હીનપસતીના કાલા ડાઘથી હંમેશ તુલીક ખરડાએલી રાખવાને ઇછતો હોઊં તોજ માહારા જીવની દરકાર કરી આ બલાથી ભરેલી હેબતનાક મંજલથી પાછો ફરૂં. બજા, અગર માહારા નશીબે આજે મહને યારી આપીચ તો હું આ ભયંકાર ઘોંઘાટથી ભરેલા તલેસમાતમાંથી પાછો ફરસ; પણ અગર જો વખતે મને ઠગો દીધેચ તો હું મોહોતની હંમેશગીની જાલમાં ગીરફતાર થવશ. ઓ નીમકહલાલ દોસત, જો તું મને મુએલો જુએ તો હરગીજ દલગીર થતો ના પણ માહારી કજાની ખબર તુરત જઇને માહારી મનમોહન શેહેરનાજને કેહેજે. તેણીને જણાવજે કે અંતે માહારા આશાવંત જીવે તેણીની યાદમાંજ પોતાને જમને હવાલે કીધો છે. તું તે પીયારી માશુકને દીલાસો આ પજે અને તેણીનો ગમ ધોઇ નાખવાની તજવીજ કરજે. વલી જે દાનેશમંદ આલમા માહારી પેહેલવાનગીરીની તવારીખ લખવાને પોતાની કલમનો ઘોડો કાગજના મેદાનમાં કુદાવવા માંગતો હોય તેને માહારા તમામ કામોથી વાકેફ કરજે; મેં જે જે બાહાદુરીના કામ બજાવીયાછે તેમનું બયાન કરજે અને કેહવી હીંમત તથા દીલાવરીથી મેં કઠણ અને દહેશત ભરેલાં કામ પુરાં કીધાંછે તથા કેહવી સીફત અને ચાલાકીથી આફતોને

જીતીછે તે તેને જણાવજે, કે માહારૂં નામ દુનીયાના તખતા ઊપર જાવેદાન સુધી કાયમ રેહ, અને માહારૂં રૂહ પેલી જેહાનમાં ખુશહાલ થાય."

મેહેરમસ્તના આ અસરકારક બોલવાથી ભોલા બજાને લાગી આવીયું, તેનો આંખો આંસુથી તર થઇ, છાતી ઊભાઈ આવી અને તેનું પોહોલું મોહોડું તરેહવાર રીતે વાંકું ટીકું થઇ ફરવા લાગીયું. અંતે વફાદાર બજો ધુજતે આવાજે બોલીયો—"બાપા, એમ તે હું બોલો ! ઉં તમુને એખલા તો ની જાવા દેવાનો. જેમ ઉં તમારાં હુખનો હાથી તેમજ દુખનો બી હાથી. જીફા લઈ જાહો તીફા આવાન પન તમુને એખલા તો ની જાવા દેવાનો. ની, ની, મારૂં દીલ દુખવી મને એખલો નાખી ની જવાએ." એમ કહી પોતાના મેલા સદરાએ મોહોડું નુછીયું. મેહેરમસ્તનું દીલ આ ભોલા અને નીમખહલાલ ગામડીઆની ખરાં દીલની કાકલુદીથી પીગલીયું, અને તેવન બજાને પોતાની સાથે લેવાનો ઠેડાવ કરી આગલ ચાલીયા ; તેમજ તેમની પાછલ પોતાના બલદીઆ ઊપર સવાર થઇ ભાખરો પણ ચાલીયો.

કાલી રાતનું અંધારૂં સેહવારની સવારી આગલ શીકસત ખાઇ નાબુદ થયું હતું અને ચલકતા સીતારાઓએ પોતાની આખી રાતની ચોકી પુરી કરી આસ્માનના પરદા પાછલ આરામ લીધો હતી. મધમાતી કુદરત નીંદરામાંથી તુરત હુશીયાર થઇ હતી, અને ગંજાવર ઝાડો ઓસના ટીપામાં પોતાની સુસ્તી જટકી નાખી થંડા પવનની રાહા જોતાં ઇંતેજાર ઊભાં હતાં.

મેહેરમસ્ત અને બજો ઝાડીમાંથી બાહાર નીકલીયા અને જે તરફથી પેલો આવાજ આવતો હતો તે તરફનો રસતો લીધો. તેઓ થોડા વારમાં એક ખડકની કઢન આગલ આવી પોંહોંચીયા, જ્યાં તેમને પેલા ધપકારા ઘણાજ જોરથી સંભલાવા લાગીયા ; બજાનુ તમામ શરીર ધુજવા લાગું, અને મોહોડાંમાના દાંત કડકડવા લાગીયા. તેને મજબુતીથી પોતાના પગ બલદીયાને વલગાવી રાખીયા, અને ધ્રુજતો કાંપતો એક પુતલાંની મીસાલે ડોલા બાહાર કાહાડી અરધું મોહોડું ઊઘાડું રાખી જંગીની પાછલ ચાલીયો. ખડકની બીજી તરફ ફરતાંજ કેટલાંએક ઝુપડાં જંગીની નજરે પડીયાં, કે જ્યાંથી પેલો ઘોંઘાટ આવતો તેઓને જણાયો. અલબતાં મેહેરમસ્તની ખાતરી થઇ કે એ તલેસમાત સીવાય બીજું કાંઇજ નથી. તેથી શેહેરનાજનું નામ જુબાનપર લઇ પંજઅચેબપરથી ઉતરીયા અને તલવાર મયાનથી ખેંચી કાંઈપણ બોલીયા વગર ઝુપડાં તરફ ચાલીયા. બજો પણ બલદીયા ઉપરથી ઊતરી તેમની પાછલ ચાલીયો.

જેવા બંને જન એક ઝુંપડામાં ડાખલ થયા તેવોજ તેમને આ જબરદસત ધપકારાઓનો ખુલાસો માલમ પડીયો. જે આવાજ સંભલાતા હતા તે કાંઈજ

નહીં પણ પહુવા છુંદવાની મોહોટી ઊખરીઓનો હતો. આ દેખાવ જોઇ તલેસમાત તોડવા આવેલા આપણા જોરાવર જંગી મેહેરમસ્ત અને તેના પેલા ગુજરા સાથી ભાખરાજી એ બંને જન અજાએબીથી છક થઇ ઉભા, તેમજ બીજી તરફથી જબરી મેહેનતમાં મશગુલ થઇ ગએલા પહુવા છડનારા દુબરાઓ આ બંને નરેશેરોને જોઇ ઘભરાયા ને પોતાનું છુંદવાનું કામ બંધ પાડી ઘણા ભર ડઘઇને તેઓનું મોહોડુંજ જોતા ઊભા.

એ રીતે આ ભારે તલેસમાતનું નજીવું કારણ જોઈ બજાથી પોતાનું હસવાનુ થોભાવી શકાયું નહીં, અને હસવાનુ દાબતાં તેનો સદાનો લાલ ચેહેરો ઘેરો આતશીયા બની ગયો. મેહેરમસ્તે પણ પોતાની તલવાર મયાનમાં મેલી પેલી ઊખરી તરફ જોઇ પછી બજા તરફ નજર ફેરવી. તેનો ચેહેરો જોતાંજ જંગીથી થોભાઇ શકાયુ નહીં તેથી હસી પડીયા. બજાએ પણ તેમનો ડાખલો લીધો અને અતીશય હસવા લાગીયો. ચાર વખત જંગીએ પોતાનુ હસવાનુ દાબીયું અને ચાર વખત પાછું તે ઊભાઇ આવીયું. છેલે હસતાં હસતાં થેક અને થાકર પેલા ઝુંફડાની બાહાર નીકલીયા અને પહુવા છુંદનાર દુબરાને અચરતીમાં ગીરફતાર રાખી આગલ ચાલીયા.

કેટલોક વાર પછી મેહેરમસ્તે મુશકેલીથી પોતાનું હસવું અટકાવીયું અને તેમ કરવાને બજાને પણ ફરમાવીયું. પણ તે ગામડીઆએ તેમના કેહવાની બીલકુલ દરકાર કીધી નહીં, અને હસવાનું જારીજ રાખીયું જેથી જંગીએ ચીરડાઇને પોતાના ભાલાથી એક બે ફટકા આપણા દુંબાની દુંમ ઉપર ખેંચી કાહાડીયા. જેથી બજો બુમ મારી બોલીયો—"ઓ બાપા, મરી ચાએલો રે; મરી ચાએલો રે—હી—હી—ી—હી—કેથો બધો તલેહમાત તો પઊઆની ઊખરી દેકુ. હી—હી—હી—હી ; ઓ—હો—હો—હો.

જંગીએ ફરીથી એક બે પેહેલેનીજ મીસાલે લગાવીયા જેથી બજો અંતે મુગો રહયો અને બોલીયો—"બહ બાપા બહ કરો, અવે ની અહું; પન મેહેરજી બાપા મારતાં રખે ; હી- હી- હી- હી- ; ઓ તારા પઊઆની મા નુ પેટ બરેરે : આખી રાત ધુજાવી મારીયા તો મારીયા પન વરી હવારના પોરમાં પેત ભરતો માર ખવારેલો."

મેહેરમસ્તે રોબમાં જવાબ આપીયો કે —"બજા, એ પરમાણે તાહરા માલેકની હજુરમાં બેઅખતીઆર હસવું તને સજાવાર નથી. અગરજો એ અવાજ પેલી ઊખરીઓમાંથી નીકલવ ને બદલે કોઇ ભારે તલેસમાતમાંથી આવતે તો શું હું પછાત પડતે ! નહી બેદરકાર મરદ, હું એવો હેબતનાક ચીજોને કેમ તોડવી તે સારી પેઠે જાણુછું, બલકે મારી દલેરીના દાખલા તેં વારંવાર તાહરી નજરે જોયાછે તીયારે એ મુજબ હસીને માહારી ઠેકડી કરવાની તેં કેમ હીમત કીધી."

બજાએ જોયું કે સીપેહસાલાર ચીરડાયલા છે તેથી અખાડા કરી ગયો, અને વાત ફેરવવાની મતલબથી બોલીયો કે," એતો હશે રીઝું, પણ હવે આપરે કીફા જાઉં ?"

જંગી બોલીયા કે —" ચાલ સીતાબીથી સવાર થશ, કે જોઈયે આગલ કીયું શેહેર આવેછે તેની જોસતેજો કરીયે. "

બજાએ મેહેરમસ્તને જરા ટાહડા પડેલા જાઈ કહ્યું કે—"તીઆર, મેહેરજી બાપા, હેલું આપરે લેઇ કરીને ખદા તમને ફ્રેકીએત આપે તે જરીક કૈયે ના લું મને તીફા ઊતરી આત મોહોરૂં ધોઇ કાલ રાતની વધેતી મીડાઇનો નાહતો કરી લીજીએ તો કેમ "!

આખી રાત ઊભા રેહવાથી જંગી પણ થાકી ગયા હતા તેથી બજાની આ મસલત તેમને પસંદ પડી, માટે જવાબ આપીઓ કે —" હા બજા, હું પણ એમ કરવું દુરસત ધારૂછું, વાસતે ચાલ કોઈ નદી અથવા નાલું સોધી કાહાડીયે, " એમ કહી સીપેહસાલાર અને ભાખરો પાછા સવાર થયા અને આગલ વધીયા.

## પ્રકરણ ૨૧મું

### નરીમાનની સોનેરી કોલાહને સીપેહસાલારે હાથ કીધી અને બીજાં માહાભારત કામ બજાવીયાં તેનુ દાસતાન.

કેટલોએક રસતો કાપીયા પછી તેમને એક ભરવાડ મલીયો જેને બજાએ સવાલ કીધો કે — " ભાઈ, પાહે કાંઇ નદી નાલું મલહે કે "!

ભરવાડે ટુકમાંજ હુંકારો પુરી કહ્યું કે — " ઊવે ; હાંબો જાહેતો નાલુંજ મલહેતો."

બજો ખુશી થયો ને ફરીથી પુછીયું, — " ને આગલ ગામ બામ મલહે કે ભાઇ"?

ભરવાડ બોલીયો,—"ઊવે ; એક ગાઊન છેટે ગામ ની આવે તો હું વરી."

બજાએ વરી એક વાર સવાલ કીધો કે—" ભાઇ ગામનુ નામ હું આ-હે, વારૂં ?"

ભરવાડ ચીરડાઇને બોલીયો કે —" નામ હું એએ; વરી હુચીનજ તો. હું એટલું બી ની જાનતો છે કે " ! એમ કહી ચાલતો થયો.

—સચીન— આ બોલ સાંભલતાંજ જંગી જેતાના વીચારમાં હતા તેવણ ચોંકીયા અને બજાને પુછીયું —" શું, શું, બજા ; એને ગામનું નામ શું કહ્યું ? "

બન્ને બોલીયો—"ફાન જાને બાપા, કંઇ હચીન કે મચીન એવુંજ ક-હેલું તો."

આ સાંભલતાંજ મેહેરમસ્ત ખુશ થઇ બોલીયા—"આ હા! શું માચીન! શું તીયારે આ માચીનની સરહદ છે? પેહેલવાનોએ જે જમીયાની જમીનપર આગલા જમાનાઓમાં રમખાન મચાવીયું હતું તે આ વખણાએલી જમીન! યજદાન શુકર તાહરી દરગાહમાં કે અનજાનપણામાં મેં જે રસતો લીધો હતો તે અંતે માચીનના મુલકમાં મને લઈ આવીયો. બજા ખુશહાલ થા, કેમકે આ શેહેરમાં આપણું બખત રોશન થશે, અને જે મુલકે એક વાર રૂસતમ જેવા શેર મરદને હુલાવીયો હતો તેમાં તાહારો માલેક પોતે પોતાની દલેરી અને બાહા-દુરીનો ઝુંડો ઊડાવશે."

બેશક બન્ને તો આ કાંઈ સમજીયો નહીં હતો અને તેને કાંઇ સમજવા-ની દરકાર પણ નહીં હતી. તે દુંબાનુ તમામ ધીયાન પેલી રાતની મીઠાઇમાં ભરાયું હતું; અને તે કાગરે ડોલે ભરવાડે કહેલી નદીના દીસવાની વાટ જોતો હતો. સચીન ને માચીન સમજી જંગી પણ ખુશીમાંજ જલ્દીથી આગલ ચા-લતા હતા, અને પોતાની ભુખને મટાડવાની ઊમેદમાં બન્ને પણ ફુંફારા મા-રતો પોતાના બલદને દોડાવતો હતો. એમ કરતાં થોડાક વારમાં તેઓ બંને એક નાહના નાલાં આગલ જઈ પોહોંચીયા. જંગી અને બન્ને તુરત ઊતરીયા અને હાથ મોહોડું ધોઈ બાકીની મીઠાઇ બનામેયજદ કીધી. પછી પાછા સ-વાર થયા અને આગલ ચાલવા માંડીયું.

આગલા વખતના જોરાવર નરોએ જે સરજમીન ઉપર તરેહવાર બાહા-દુરીના કામ કીધાં હતાં, અને પુરાતન જમાનાના બાહાદશાઓએ જે એકલીમ ઉપર કાબુ ચલાવીયો હતો, તે પનોતી અને તવારીખમાં આશકાર થએલી જ-મીન ઉપર એકવાર પોતાની દસતદરાજી અને દીલાવરીની અજમાએશ કરી હવે પછેના કીસ્સા અને નામાઓમાં મશહુર થવાના વીચારમાં સીપેહસાલાર પુર ગરક થયા હતા; તેમજ બન્ને પણ એકવાર વલી પાછો ગામની મોજ અને ખાનાની ઉમેદમાં તથા અકસેર કરીને ઘણે દીવસે દારૂ ઠોકવાની ઇનતેજારીમાં ચકચુર થઇ પોતાના ધનીનીજ મીસાલે અંદેશામાં ગીરફતાર થઇ ચાલતો હતો.

સાહવારની થંડી સુરજના તાપ આગલ થાકીને દુર થઇ હતી, અને તડકે પુર જોરમાં પડતું હતું. રસતામાં વારંવાર ભરવાડો અને ખેડુતો મલતા હતા, અને કોઇ કોઇ વેલા બલદીયાના ઘાંટ અને ગાડાનાં પઈડાંના ખખડાટથી રસતો ગાજી રેહતો. તરન ગાઊ આગલ ચાલવા પછે તેમને દુરથી એક નાહના ટટુ-પુર બેસીને આવતું કોઇ નજરે પડયું. તેના માથાં ઉપર કાંઇ ધાતુનુ ઢાંકેલું હતું, જે દુરથી તડકાના સબબથી ચલકતું હતું. મેહેરમસ્તની નજર તેના ઉપર

પડવાથી તેમનુ ધીયાન તે તરફ ખેંચાયું. જંગીએ પંજઅયેબની લગામ ખેંચી અને બોલીયા—"હા ! બજા જો જો ! હુજીઓ આપણે માચીનની સરહદમાં છોયે તેટલાંજ આ કોઇ ચીનાઇ પેહેલવાન માથાં ઉપર સોનેરી કોલાહ મેલી આપણી તરફ આવેછે. હવે મને માહારી આગલી શરત પુરી કરવી જોઇએ."

મેહેરમસ્તે જે નવા ગાહાધારીને ચીનાઇ પેહેલવાન તરીકે ઠોકી બેસાડીયા હતા તેની તરફ બજો ધીયાનથી જોઇ બોલીયો કે—"તપાહજો બાપા, નીતેલ ઘેલી પઊઆની ઊખરી જેવો કાંઈ રકાડ કરતા રખે."

પહુવાની ઊખરીનું નામ સાંભલી જંગી કાંઇએક શરમાયા, પણ ટેકા અને દમામથી બોલીયા કે—"બજા, તે વાત અહીઆં યાદ દેવાડવાની શું જરૂર હતી? અને આ પેહેલવાનને તે કમબખ્ત ઉખરીઓ સાથ મુકાબલો કરવાની શું અગતછે?"

બજો માથું ખજડી બોલીયો—"જુઓની બાપા, આગરથી હાઊચેતી રાખેલી ભલી. કેજે કે હમણ હુજીને કોમેનું કામ પાછરથી પહતાવો ની કરાવે તમે હમજેલા કેની? ઊંતા જરીક અમથું તમુને ચેતાઊં."

મેહેરમસ્તે જવાબ આપાયો—"તીયારે શું તું એમ કેહવા માંગેછે કે આ સામનેથી જે આવેછે તે ચીનાઇ પેહેલવાન નથી? શું તું એમ સમજેચ કે આ સોનેરી કોલાહ માથા ઉપર મેલીને જે કદાવર મરદ જબરદસત ઘોડા ઉપર સવાર થઇને આવેછે તે કોઈ સાધારણ માનસ છે?"

બજો સદરાની બાંહે ઊંચે ચહડાવી બોલીયો કે તેતો જે ઓહુ તે ઓહે; આપરે પેલવાન દીઠેલાઓની, ને જંગી ને જંગાને જોએલાબી ની. આપરે તો એટલું જાનીએ કે હેલો કોઈ નાધલાં ઘધેરાં જેવા તટ્ટુપર બેહીને આવે તે આપરાજ જેવો મનીખ છે; ને માથાંપર કંઇ વાહન ઓઢેલુ; બીજું તો કાંઇઓ ની મલે. હા બા, આપરે તો જે ઓએ તે હાંચે હાંચું કેવાના."

આપણા જંગી તો જંગના ખીયાલમાં એટલા ચકચુર થઇ ગયા હતા કે બજાના મોહોડામાંથી જે સખુનો નીકલીયા તે તેવણે પુરતા સાંભલીયાબી ની. ને જાને બજો મેહેરમસ્તે ઠોકી બેસાડેલા ચીનાઇ પેહેલવાનથી ઘભરાતો હોય તેમ ધારી સાંમો બજાને સધીયારો આપીયો કે—"બજા તું બીલકુલ ઘભરાતો ના; જો હું કેટલા વખતમાં એને શીકસત આપી આ સોનેરી કોલાહ માહારા સરપર સોભાઊંછું." એમ કહી બજાને થોડો એક પાછલ મેલી પંજઅયેબને દોડાવતા પેલા સોનેરી કોલાહવાલા પેહેલવાનની તરફ મેહેરમસ્ત ચાલીયા.

આ વેલાએ સીપેહસાલાર પોતાના દેવાનપણામાં એક આમડીઆ મુસલમાન હજામને ચીનાઇ પેહેલવાન સમજ્યા હતા. સચીનથી થોડેએક દુર એક બીજું નાહાનું ગામડું હતું; તે ઘણું નાહાનું હોવાના સબબે તીયાં કોઈ પણ

હજામ રેહેતો નહી હતો પણ જ્યારે કામ પડતું તીયારે સચીનથી હજામો તે ગામડામાં જતા હતા. તે ગામડામાં હાલ કોઇ આજારી હોવાથી સોરેસતા પરમાણે એ હજામને ફસ ખોલનાર વઇદ તરીકે સચીનમાં તેડું આવવાથી તે લોહી ઝીલવાની પીતલની તસ લઇ સચીનથી પેલે ગામ જતો હતો; પણ રસતામાં તડકું ઘણું પડવાથી પોતાના માથાં ઊપર તેને પેલી તસ મેલી હતી જે દુરથી સુરજની રોશનીને લીધે ચલકતી હતી. હવે નબલા મગજના મેહેરમસ્તે પોતાના સદાના સીરેસતા પરમાણે હજામને પેહેલવાન, લોહી ઝીલવાનો પીતલની તસને સોનેરી કોલાહ, અને તેના નાના ટટુને જબરદસત ઘોડો સમજ્યા હોય તો તેમાં નવી અજાયબી કાંઇજ નથી.

જંગી ભાલો ઊંચકી પંજઅયેબને દોડાવતા પેલા હજામની આગલ જઇ થોડેક દુરથી ઉભા રહેયા. બાપડો હજામ પણ તેનાનો બીચીતર દેખાવ જોઇ ઘભરાટ અને અચરતીમાં ઊભો રહેયો. જંગીએ બાંગ મારીને કહયું કે—"અએ ચીનાઈ પેહેલવાન, સેતાબોથી આએ તારા માથાં ઊપરની કોલાહ માહારે હવાલે કર; નહીં તો આએજ તેજાએ તાહારા ચીનાઇ જીવને જાહાનમમાં મોકલસ."

હજામ મેહેરમસ્તની આ ધમકીથી ઘભરાયો, અને તેના માથા ઊપરની તસની માંગની કીધેલી જોઇ તેની ખાતરી થઇ કે આએ તો કોઈ વાટપાડાએ તેને ઘેરીયો છે, તેથી બીહીતો બીહોતો બંને હાથે સલામ કરી બોલીયો કે—"અરે મુરબી હેઠ એ તો મારા મોહોલામાંના નુરમીયાં કાદરભાઇની તસ છે, મારી ઓતેતો આપતે, પણ બીજાની—"

તેને અહીંજ અટકાવી જંગીએ જોરથી બુમ મારી કે—"બદ કીરદાર સેહેતાન, શું મકદુર તાહારી કે નરીમાન બીન કેરશાસપની પાક કોલાહ તું તારા નજીસ માથાં ઊપર મેલે" એમ કહી હજામના પડોસી નુરમીયાં કાદરભાઇની પીતલની તસને ઈરાની પેહેલવાન નરીમાન બીન કેરશાસપની કોલાહ સમજી તે એક નાપાક ચીનાઇ પેહેલવાનના હાથમાંથી છીનવી લેવાની પાક મતલબથી જંગીએ જોરમાં પોતાનો ભાલો પેલા હજામપર ઊંચકોયો. હજામ પોતાનુ મોહોત ચેતી ટટુ પરથી કુદી પડી જીવ લઇને નાઠો; પણ ટટુ પરથી કુદી પરતાં તેના માથાં ઊપરની તસ નીચે જમીન પર પડી ગઇ.

આપણા સીપેહસાલારને પણ એટલુંજ જોઇતું હતું; તેવનને તો કોલાહ—તસ—સાથેજ કામ હતું તેથી પેલા મુસલમીન હજામને જીવથી જતો મુકી જંગીએ પેલી તસ જમીન પરથી ઊંચકી લીધી. અને પોતાની આગલી ફાટેલી ટોપની ઉપરથી પેલી વખનાએલી કાંસીઆની કોલાહ ઊતારી હજામની પીતલની તસ તેની જગીઆ ઊપર પોતાના પેહેલવાની માથાં ઊપર મેલી. એટલામાં બજો પણ પાશે આવી લાગો, જેને જંગીએ ખુશહાલ થઇને જણાવીયું કે—

" દોસત બજા, જો આજે માહરૂં નસીબ કેવું રોશન છે કે નરીમાનની સોનેરી કોલાહ માહારાં માથાં ઊપર મેલાઈ છે. "

પીતલની તસને એ મુજબ નરીમાનની સોનેરો કોલાહ તરીકે ઠોકી બેસાડતો જોઇને ભોલા પણ ભલા બજાને હસવું આવોયું પણ સાહવારના સીપેહસાલારે એજ હસવા બાબે તેની ઊપર મારેલો નેજાનો માર યાદ આવવાથી તે જેમ તેમ પોતાનું હસવાનું દાબી અખાડા કરી ગયો. જંગીએ તેનુ મોહોડું જોઇ પુછોયું કે—"કેમ બજા વલી તુંને હસવું કેમ આવીયું ?"

. બજો વાત ઊડાવી દેવાની મતલબથી બોલીયો કે—"ઊં કેની છે તે હેલી આપરે તમારે એન લીધે,—આપરે છે તે લેઈ કરીને જરીક હેડને કેઊં કે,—હેલી એ ઊતી કેની, તેથી ખોદા તમુને છવતા રાખે તે,—જરીક બોલું થઇ ગીયેલું."

પણ મેહેરમસ્ત બજાનુ આ બોલવાનુ સમજ્યા નહીં તેથી ફરીથી પુછીયું કે—" જરા ટુકામાં અને સમજ પડે એવી રીતે બોલ. હું તારો ખુલાસો બીલકુલ સમજી શકીયો નથી."

બજાએ જોયું કે કાંઈ પણ જવાબ તો આપવોજ જોઇએ તેથી તાલ કરીને બોલીયો કે—"ઊં કેની છે તે બોલો એ તમારા માથાં પરની કોલાં જોઇને અહેલો ; કે ઇના પેરનાનું માથું તે કેવુંક મોટું ઓહે."

જંગીએ બજાના હસવાનું આએ કારણ સાંભલીને જવાબ આપીયો કે—" એમાં કાંઇજ અજાએબ જેવું નથી ; કેમકે એ મુબારક કોલાહ જેહાનને છતનાર અને દેવો તથા દરજોને શીકશતના આપનાર આશકાર ઈરાંની પેહેલવાન નરીમાન બીન કેરશાસપ—જેના રૂહ ઊપર હજારો હજાર દરૂદ હોજો—તેની છે. અને અલબતાં તે પાહાડી તનના નરનું માથું તેના કદની બરાબરજ હોવું જોઇએ. અને તેથીજ આ તેની કોલાહ એટલી મોહોટી છે ; હવે સમજ્યો ?"

બજાએ તાહુકો પુરીઓ કે—"તીઆર એટલું બધું મોટું એ હેલું ઠોબલું હું કામનું ? અજી તમારો ઓલો કાંહીઓજ ભલો છે. "

જંગી બોલીયા કે—" કાંઇ ફીકર નહીં, હું એને કપાવીને માહારાં માથાં બરાબરની કરાવશ ; પણ તીયાં તુલીક એ મને માહારા કોઈ પણ દુશમનના મારામાંથી બંચાવશે."

બજો ફરીથી બોલીયો કે—" પણ બાપા હેલા ઇરાંન ને તુરાનનાં બકરાંના લહકરમાં તમે લરાઇ કરવા ઊતરેલા, જેમાં તમારા દાંત પરી ગીએલા ને ઓલો મને ઓકાવી ઓકાવીને મારી નાખેલા ઓહરની હીહી ભાંગી ગીએલી તેવી એકુ લરાઈમાં જો તમે આવી ગીઆ તો કાંઈ ભરવાડાઓની ગોફનના પથરના મારામાંથી એ તમારી હજામની તહ—અરે હુનાની કોલાં—ની બંચાવે કે કેમ " ?

જંગી નેન ફેરવીને ધમકીથી બોલીઆ--"કેમ બજા, તારી શું મકદુર કે ફેરીને તું એવી વાતની મને યાદ દેવાડે?"

બજાએ જોયું કે સમજુતી કરવા જતાં કાચું કપાયું તેથી વાત ફેરવીને બોલીઓ કે--"પણ એ તમારા ચીની પેલવાનના આ ટટ્ટુને હું કરીએ? તે તો હેલી તહ-અરે કોલાં-મેલીને નાઠેલો, તીઆર તેના ઘોરાને તે કોણ લઇ જાએ?"

સીપેહસાલારે જવાબ આપીયો કે—"હું ધારૂંચ કે આપણને એ ચીનાઇ જંગીના ઘોડા અથવા સર સામાન સાથે કસું લાગતું વલગતું નથી; અને જ્યારે તેને પોતાની હારમાં કીમતી ચીજ એટલે નરીમાન બીન કેરશાસપની આ બેમુલી કોલાહુ ખોઇછે તીયારે તેના આ બોજા સરસામાન ઉપર આપણો હાથ નાખવો નહીં જોઇએ."

બજાને દલેર મેહેરમસ્તની આ સલાહ પસંદ પડી નહીં તેથી બોલીયો કે--"પન એતો હુ ઊ ખરૂં રે ખરૂં, પન તમો કાંઇ બીજું જાણો? આપરે ઇને જો ઇફા મુકી ગીયા તો વરી કોઇ બીજો ઇને લેતો જાહે. કેમકે હેલો પેલવાન તો તમુને જોઇને એટલો બધો ઘભરાએલો કે બચારો ઘેર ભાગી જતાંજકે તારીઆ તાવે પરહે. તીઆર એ ટટ્ટુને લેવા તે કોણ આવહે! વાહુતે મારૂં કીઊં માનો તો હારૂં."

જંગી બોલીયા —"તીયારે તું શું તદબીર કરવા માગેછે તે જણાવ. જો તે દુરૂશત અને અદલ હશે તો હું તે પરમાણે ચાલવાને રાજી છું."

બજાએ ખુશ થઇ ઊતર આપીયો કે—"જુઓનોજી, ઊં ઇમ કરવા માગું કે આપરે એ ટટ્ટુ પરનો હુ ઊ હર હામાન ઊતારી લીજીએ ને પછી છો તે હેલું કરીને એને છુતું મેલી દીજીએ એટલે એ બચારૂં પોતાના ઘેર ભાગીને હીધેજ રહતો લેહે. કેમ એ ઠીક કેની?"

મેહેરમસ્તને બજાની આ મસલત ઘણીજ દરૂશત લાગી, તેથી તેને તેમ કરવા ફરમાવીયું. બજાએ તુરત પોતાના બલદીઆ ઊપર હજામના ટટ્ટુનુ ગાદીવાલું જીન બાંધીયું અને તેનો સામન પણ લીધો. વલી તે સામનમાંથી એક પોટલું બજાને મલયું જેમાં એક જાડી રોટલી તથા રાઇનું અચાર બાં ધેલું હતું તે સાથે એક નાધલી સીસીમાં મોહોવરાનો દારૂ ભરેલો હતો, જે જોઇ બજાને ખુબ ખુશાલી ઉપજી. અને પોતાના બલદીઆપર લાધેલા જોલામાં તે સીસી અલગસે છુપાવી ને હજામના ટટ્ટુને છુટું મેલી દીધું. આ કામ પુરૂં કરી સીપેહસાલાર અને તેમનો વફાદાર નોકર પાછા સવાર થયા, અને પોતાના રોશન તાલે પર મનમાં મઘન થતા આગલ ચાલીઆ, અને જાણે પોતે બંનેએ કોઇ માહાભારત બાહાદુરી ભરેલું અને નેક કામ કીધું હોય તેમ મગરૂરી અને હરખથી ફોલસુફી ભરેલી ગોફતેગો અને દાનાઇથી પુર વાતો કરતા અને આસમાનની ગરદેશ વોશે વીચાર કરતા બંને આગલ વધીયા.

# પ્રકરણ ૨૨ મું.

## જંગીશેર દલેર મેહેરમસ્ત ઓલપાડજંગે કેદીઓને છોડવીયા અને બીજાં માહાભારત કામ બજાવીયા તેનું દાસતાન.

બપોરનો તાપ જોરથી પડતો હતો અને તરકામાં સુસત બની સીપેહસાલાર માથાં ઉપર પેલી હજામની તસ પેહેરી આગલ ખુંધ કાહાડી ડોલતા ડોલતા જતા હતા, અને તેમનો પાછલ પેલો સદાનો વફાદાર બજો પસીનો લુછતો અને ફું-ફારા મારતો હાંફતો હાંફતો માંસમાં ગરક થઈ ગએલા ડોલા ચોમા કરી બલદીયો ચલાવતો હતો. સચીનની સરહદ તરતનીજ પુરી થએલી હોવાથી રસતામાં વારંવાર રાહાધારીઓ મલતા હતા અને સરવે એકેક પછી આપણા પેહેલવાન અને તેમાણા ઠુંબા નોકરને જોઈ અજબ થતા પોત પોતામાં તરે. વાર તરક કરતા હતા. જંગી પોતાના વીચારમાં એટલાતો ગીરફતાર હતા કે તેઓએ રસતામાં કોઇની ઉપરખી ધીયાન આપોયું નહીં; અને બજો તડકાં અને થાકથી એટલોતો સુસત થઇ ગયો હતો કે તેની આસપાસ શું થાયછે અને કોણ આવજાવ કરેછે તેની તે બીલકુલ દરકાર રાખતો નહીં હતો. આપણા બંને મુસાફરો એ રીતે મંજલપર મંજલ કાપીયા જતા હતા તેવામાં એકાએક સાંકલોના ખણખણવાનો અવાજ જંગીના કાન ઉપર પડીયો જેથી તેવણ ચોંકી ઊઠીયા અને આસપાસ જોવા લાગીયા. બજાએ પણ લગાર આંખ ચુંચી કીધી અને ચોતરફ નજર ફેરવી થોડા વખતમાં તેમને કેટલાએક માનસો હાથે પગે બેડીઓથી સીકડાએલા અને શીપાહીઓની વચ્ચે ચાલતા દેખાયા જંગી આ દેખાવથી ઘણાજ અજબ થયા અને પેલા સીપાહીઓને એ પરમાણે તેઓને બેડીમાં સીકડી લઇ જવાનો સબબ પુછીયો. એક સીપાહીએ ઊતર વાલીયો કે તેઓ બંદીવાનોછે અને તકસીર કરવાથી નેયાએધીસે તેમને સખત મજુરીની ટેંપ આપીછે; જેથી તેઓ પાંસેનો એક સરકારી કુવો ખણવા જાયછે. જંગી આ સાંભલી અજબ થયા અને પુછીયુ કે—"શું આ ગરીબ શખસોને નેયાએધીસે એ પરમાણે સખતીમાં ગીરફતાર કીધાછે? હું તે સાહેબને દરમેઆન નાખી પુછુંછું કે એ મુજબ ખોદાના બંદાઓને તેઓની મરજી ઊપરાંત બંદમાં નાખવાનો કોઈપણ નેયાએધીસને શું હકછે"?

સીપાહીએ ભાંગી તુટી ગુજરાતીમાં જવાબ આપીયો કે—"જબ એ લોક તકસીર કીધાછે ને સરકારકા કાએદાકુ નહીં સુનીયાછે તબ અલબત જડજ સાહેબ અયેસી સજા કરશે. શેઠ સાહેબ એમ અમથા કોઇ કાએકુ કોઇને બેડી લાએ?

આ લોકને જો એવા નહીં બાંધેશ તો ફરીથી ઘેર ફારેશ; કોઇના માલ લુટેશ; ચોરી કરેશ; કોઈના સારા પેટીકા પેટી ઊડાવી જાએશ; તબ એવા નઠારાને બદમાશને કાએકો નહીં કેદ કરેશ."

સીપાહીના આ બોલવાને બજાએ પણ ટેકો આપીયો કે—"ઊવે ઊવે, બઊજ હારૂં કીધેલું, નીતો એ ભુતખાનું જો છુટ્ટું રીયું કેની તો હેરનું હેર લુટી જાય. ભાકરાના દવને તો ખાહરોનીજ પુંજા જોઇએ ને જોઇએજ. ભાઈ જુઓની હહરીના પોએરાંઓના મોહોડાં તો જુઓ; જાણે કે એએ દતાકે મન ગરીજ જાએતો. મોરાંમાંના દાંત આ ચોરી જાએ બાપા. એ લોકોનો ભરૂહો નીમલે. એ એવું કારખાનું કેદ થએલુંજ ભલું પન છુટ્ટું ની પરવરે. ભુત બાંધેલો હારો, છુટો ફરે તો દુનીયા ઊંધી વારૂ. હપાઈ ભાઇ, આ લોકને એસા હાંકરે હીકરયા તે બોતજ હારા કીધા."

બજાની આ ફીલસુફી જંગીને પસંદ પડી નહીં તેથી તેનાના મોહોડું વાંકુ કરી કપાલ પર કરચલી લાવી રોબથી બોલીયા કે—"બજા, દુનીયાનો માલેક તે સહેબ કે જેને જમીન આસમાનને પેદા કરી ઇનસાન અને હેવાનને જીંદગી બખશીચ તેજ અને ફકત તેજ માલેક આપણને નેક અને બદ, સવાબ અને ગુનાહ, ભલાં અને ભુંડાનો બદલો આપનાર છે. શું તાકાત છે એક લેહેજાની જીંદગીના કમીના માનવીની, કે કોઈબી બંદા ઊપર તે સરઅફરાજીની નજર ઊઠાવે? શું હકછે નાચીજ આદમને કે પોતાના બરોબરીઆને તેના કરતુકની સજા પોહોંચાડવાની હીંમત કરે? ઇનસાન પોતેજ ગુનાહ અને તકસીરનાં દરીઆવમાં ગરક ગએલું છે તીયારે પોતે ગુનેહગાર થઈ બીજાનો ઇનસાફ કરવાનો તેને કીઆ કાનુનથી હકછે? ઇનસાફ કરનાર પોતે અદલનો સાહેબ, હસતીનો સરજાવનાર, તમામ ખતાઓથી પાક અને ભુલથી અલગ જે એકજ સાહેબ છે તેને અને ફકત તેનેજ સજાવાર છે કે બંદાઓનો ઇનસાફ કરી તેમને તેમની સજાએ પોહોંચાડે. બાકી જે કોઇ આદમજાદ પોતે નેઆએ કરવાનો દાવો ઊઠાવી પોતાના હમશરીકોને તેમના કામનો બદલો આપવાની જાહેલી ભરેલી હીંમત કરે, તે પોતાના દેશનો, દુનીઆંનો, કુદરતનો અને પોતાની ફરજોનો વેરી કેહવાય. તે બંને જેહાનમાં ગુનેહગાર ઠરે અને અંતે તેનો વાસો દોજખના ગારમાં થાએ. અને જે કોઈ નર એવા ગુમરાહ આદમના ભુલ ભરેલા વીચારોથી દુખી થએલા માનવીનો છુટકારો કરે તે ખરેખરો રેહમ દીલ, દલેર અને પોતાની ફરજનો બુજનાર કેહેવાય. એ ધોરન ઉપર ચાલનાર હું છું અને મારેથી બનતી કોશેસ હું એવા ફસી પડેલાઓને છોડવવાને સદા કરસ" એમ કહી એક કેદી જે સરવેથી આગલ હતો તેને નજદીક બોલાવીને પુછીયું કે—"અય દુખી મરદ તેં એવાં તે શું સખત ગુનાહ કીધોછે કે આવી ભારે બંદમાં તને સીકડી આ આજાબ તાહારી ઉપર પાડવામાં આવેછે?"

જેને મેહેરમસ્તે આ સવાલ કીધા હતા તે કેદી એક મજબુત બાંધાનો મરાઠો હતો. તેની ખુલી બાજુ ઉપર માસના ગોટલાં ગંઠાયા હતા; અને તાજ લીમથી છાતી ખીલી હતી. જો કે તે કેદમાં હતો તોપણ તેનાં આંગ ઉપરનું માસ ઊતરીયું ન હતું પણ ઉલટું દરરોજની મેહેનતથી ખીલીને સખત થયું હતું. તેનો બાંધો ઘણોજ મજબુત અને જોરાવર હતો, એ બંદીવાનનો ભયંકાર ચેહેરોજ તેના કરતુકની સાબેતી આપતો હતો. કોઈ સાદી નજરનો માનસ પણ એકજ વેલા એ મરાઠાના દેખાવ ઉપરથી તેના ગુણ કહી શકે એવી તેની સુરત હતી. જંગીના સવાલનો જવાબ આ મુજબુત બાંધાના મરાઠાએ ભરેલા આવાજે વાલીયો કે—"મલા કાએ ઠાઉક; સીપાઇ દાદાલાચ વીચારા."

મેહેરમસ્ત તેના કેહેવાની મતલબ પામી ગયા અને સીપાહીની તરફ ફરીને આ શખસને કેદ કરવાનો સબબ પુછીયો. સીપાહી પાછો પોતાની બેરસેર ભાશામાં બોલીયો કે—"એતો કેની તે અપના એક ધના ઓર સેરસતામાં કેની તે રાતકો ને દીસકો મુસાફરોને લુટતાથા; એને અબી કોઈના ઘર લુટ કર તેને જલાવી દીધા તેથી સાત વરશના સખત મજુરીના ટેંપ જડજ સાહેબે કીધાશ."

જંગીએ ડોકું હીલવીયું. બજાએ પેલા કેદીની તરફ જોઇ તીચાકરી ફારી મનમાંજ કાંઇ "ઓબશે પોબશેમાન" જેવું બબરી ડોલા ધુરકીયા. સીપેહસાલારે બીજા કેદીને સવાલ પુછીયો કે—"કમબખત જવાન, તેં શું તાહારા શેહેરનો કાએદો તોડોયો છે કે એટલી નાધલી ઊંમરમાં તું આ સજા ભોગવેચ?"

આ બીજો કેદી જાતે વાણીઓ હતો, અને જોકે જુવાન તોપણ કદે છેકજ પાતલો દીસતો હતો. કાંઇ પણ હીંમત તથા કુવતથી કામ કરવાની શકતી તેનામાં નજર આવતી નહીં હતી તોપણ તેની તેજ અને ચંચલ આંખો તેના તરકટીયા સવભાવ અને ઠગાઈ ભરેલાં મનની ગવાહી આપતી હતી. તેને હંસીનેજ જંગીને કહયું—"શેઠજી, એ બધા કરમના ભોગ; માહારા હુંનરે મને ફશાવીયો છે, બાકી હું માણશતો ચોખું મોતીના દાણા જેવું છું; એ કરમના ભોગ, શમજ્યા?"

વાણીઆનો આ જવાબ સાંભલી બીજા બંદીવાનો હસી પડીઆ પણ મેહેરમસ્તને કાંઇ સમજ નહીં પડવાથી તેનાનાએ ફરીથી પેલા સીપાહીનેજ પુછીયું. તેને જવાબ આપીયો કે—"એતો જાતનો સોની સે પણ બડો પંચી સે; ને કારીગર સો એવા સે કે શેઠને શું બોલું. એને ખોટા રૂપીયા કીધા તેના સારૂ એને નવ વરશની કેદ થઇસે."

જંગી આ સાંભલી અફસોસ કરી બોલીયા કે—"ઓ ખોદા એવી નજીવી તકસીરને માટે એટલી ભારી સજા! સદ હેફ છે!" એમ બોલી એક તરીજો જે લગાર ઊંમરે પુગેલો લાગતો હતો અને જાતે મુસલમીન હતો તેને પેહેલ-

વાને ખંદીવાન થવાનો સબબ પુછીયો. તે કેદીએ કહ્યું કે—"સેક સાહેબ, મયે ગવૈઆ હું; પર મેરે પડોસીકી ઓરતકો ભગાર લાયા ઉસ વાસતે તીનબરસકી કેદ ઈસ વક્ત હુઈ હયે."

જંગીએ અજબ થઈ પુછીયું કે—"તીયારે શું તું આગલથી કોઈ વેલા કેદ પડીયો હતો?"

મુસલમીને ડોકું ધુનાવી કહ્યું—"હા; આગલ તીન વકત યાંહાં હવા ખાને આયે થે; પહેલે એક મારવાડીકે થોડે પયેસે ઉસકે પાસસે રસતેમેં છીન લીએથે, ઉસ લીએ દો બરસ; ફેર મેરે એક દોસતકે બુઢ્ઢે બાપકી જરા ગરદન દબાઈ, પર ગુનાહ સાબીત નહીં હોનેસે દસ બરસ; ઓર પીછે એક મીઠાઈ વાલેકી દુકાન જરા રાતકો પીછેસે ફોડ કર થોડી મીઠાઈ ખા કુછ રૂપેએ લીએ, ઉસકે તીન બરસ; ઓર અબ એહ ચોથે વકત યાંહાં આયા હું; દેખે પાંચવી વકત કાએકે બાસતે જડજ સાહેબ ભેજતે હયે."

આ હરહરતા ચોરનો થંડે પેટનો જવાબ સાંભલી બજાથી થોભાયું નહીં તેથી બોલીયોકે—"લીઓ, કેયું એતો મીઆના અહાબમોજની દેખું! ચાર વખતતો કેદ થએલા ને વરી પાંચમી વારની વાટ જુવે! હાબાહુ ભાઈતું તે ખરો નખટો."

જંગીએ બજાના ટીકા પર ધીયાન ન આપતાં એક બીજા કેદીને પુછીયું કે—"ભાઇ તું પારસી દેખાએચ; તેં શું તકસીર કીધી કે તુને અહીઆં આવવું પડીયું?"

કેદીએ સલામ કરી ધીરજથી જવાબ આપીયો કે—"હા મેહેરબાન હું પારસી છેઊં; મારેથી કેની સાબ તે જરીક ભુલમાં મારા સેંડની પેટી ઊંઘરાઈ ગએલી, ને તેઓને પુછીયા વગર મારી સેડાનીના પોરાંક અગીઆર બાર હજારના ઘરેના ઊંચકાયા; એ ભુલને લીધે સાહેબ મને પાંચ વરસની સજા થઇચ. તનતો પુરાં કીધાં, બાકી બે છે. હાએ, બાકી હું ફરજંદ તો આબરૂદારનું સાબ."

આ "આબરૂદારના ફરજંદ"ની ભોલી વાત સાંભલીને સાપેહસાલારે એક ભારે હાએ મારી, અને જાણે પોતા ઉપર કેવીએક મોહોટી આફત આવી પડી હોય તેમ પોતાનો સુકાએલો ચેહેરો દલગીરીથી કુમલાવી પેલા સીપાહીઓની તરફ ફરીયા અને નીચે પરમાણે એક અસરકારક ભાશાણ કરવા માંડીયું. તેવણ બોલીયા—"રે ઓ સીપાહીઓ, માહારૂં મન આ કમબખત કેદીઓના બેહદ દુખની કાહાનીથી પીગલી ગયુંછે. ખરૂં છે કે આ જે સજા એઓને થઇછે તે એમની તકસીરને લીધે છે; પણ કેટલેએક વીચાર કરતાં, અને દુનીયાની ચલન તથા આશમાનની ગીરદશનો ખીયાલ દોડાવતાં મને એમ અંદેશો પેદા થયોછે કે એઓના ગુનાહની સાથે સરખાવતાં સજા ઉઆદા થઇછે. અને આ નસીબના ફુટેલા કેદીઓએ હમણા પોતાનો હેવાલ જે દલગીરી ભરેલી રીતે

કહયો છે તે ઉપરથી મને એમ રોશન થયું છે કે એવા સખત બંદ અને આએ તરેહની કરડી નશીહતથી એઓ પણ રાજી નથી, અને પોતાના ખરાં દીલથી એઓ આ આજાબમાંથી છુટકારો મેલવવાની ઊમેદ રાખેછે. તીયારે એ સીપાહીઓ તમો ખેયાલ કરોકે જ્યારે આ લોકોનીજ મરજી નથી તીયારે એમને આ ગુલામગીરીમાં ગીરફતાર રાખવું કેટલું ગુનાહ ભરેલું છે? ઇનસાનને તેની મરજી પરમાણે કરવાની છુટ તે કુદરતના સાહેબે પુરતી આપીછે, તીયારે આપણે તેના અટકાવ કરવાની તજવીજ કરવી સજાવર નથી. હું ફરીથી કહુ છું એ સીપાહીઓ કે આ લોકો તકસીરવાર છે ખરા પણ મારે તમોને એમજી જણાવવું જોઇએ ખરૂં કે—એવોએ જે ગુનાહ કીધો છે, અથવા બદ ચાલ ચાલાવી છે, તે કાંઇ તમારી સાહામને નથી. તીયારે તમો એઓ પર એવા ચોકસી રાખી એમને પહરેજ રાખોછો, તે ઇનસાફથી ઊલટું અને કુદરતના પાક કાનુનોથી સરતાપા ખોટું છે. વલી એઓએ જે ગુનાહ કીધા છે તેની સજા ઈનસાફના ખાવીંદથી થવી જોઇએ; નહીં કે કમીના ઈનસાનથી. હું આશા રાખુંચ એ નેક વીચારના સીપાહીઓ, કે માહારી આ તકરારથી તમોએ તમારી ભુલ જોઇ હશે, અને પોતાની ખરી ફરજ શું છે તે તમો સમજ્યા હશો; વાસતે માહારા આ સુલેહ ભરેલા સખુનો પર ધીયાન આપી આ બંદીવાનોનો ખુલાસો કરો. અગરજો તમો આ નરમાસથી ભરેલા માહારા બોલોની દરકાર નહીં કરશો તો માહારા પેહેલવાની ધરમના માહારી આ તેજ તલવારના, આ ભાહારે ગુરજ—આ વફાદારને જો અને આ મુબારક કોલાહના સોગંદ લઇને કહુંછું કે માહારી કઊવતમંદ બાજુ અને જોરાવર દસતના જોરથી હું આ સરવેનો છુટકારો પોતાને હાથે કરશ. માટે એ સીપાહીઓ જ્યાં લગન સલાહ અને સંપજથી કામ થાય તીયાં લગન લડાઇની કોશેસ અને ઈનકારનો વિચાર કરશો ના; કેમકે હું ખાતરીથી તમોને જણાઉશ કે આજ સુધી જે કાંઇ સીપેહસાલાર મેહેરમસ્ત એલપાડજંગ બાહાધુરે કામ માથે લીધુંછે તે પુરાં કીધા વગર તે રહયો નથી અને હજુમી રેહેશે નહીં."

સીપેહસાલારનું આ દાનાઇથી ભરેલું ભાશણ કેદીઓને એટલુંતો પસંદ પડીયું કે સરવેએ ખુશીનો પોકાર ઊડાવીયો. જેના જવાબમાં જંગીએ પોતાનું સર નમાવીયું. પણ સીપેહસાલારે જેવોને માટે આ ઊમદા ભાશણ આપીયું હતું તેવોની ઉપર તેની ઊલટીજ અસર થઇ. જંગીના બોલોથી નરમ થઇ કેદીઓને છોડી મુકવાની તેનાની "દરખાસત" ની સામને સીપાહીઓનું "મજબુત મત" પડીયું. તેઓને મેહેરમસ્તની આ માઆકુલ તકરારથી ઊલટી ચીર ચડ્ડી અને પેલા ચુઊ ચઊ ભારા બોલનારા જમાદારે પોતાનો ગુસો મેહેરમસ્ત ઊપર નીચલા બોલોમાં કાહાડીયો.

તે બોલીયો કે—"સેટ, તુમ તમારે મુગા મુગા જો રસતાથી આયા તોહ

રસ્તાથી ચલે જાઓ, ને હમારે કામની વચ્ચે મત બોલો, સમજીયા? બડા મોટા માનસ તુમ આયા હુયે કે તુમારી બાત હમ માનકર એહ બદમાસોકો છોડી મુકસે! જાઓ જાઓ, ઘર બયેઠકર ખીચડી ખાઓ; યાંહાં તુમારા કામ નથી. સીરપર તો પાઘડી કે બદલી હજામની તસ પેહેરેસ, ને બડી બડી બાત કરેસ. જાઓ, નહીંતો પેટ ભરીને માર ખાએસ."

હજી તો સીપાહી કાંઇ વધારે બોલવા જાયછે તેટલાં જંગીએ કડાકો કીધો કે- "બદકાર નજીસ કુતરા, શેહેતાનીયતથી ભરેલા પલીદ ખબીસ, તીયારે જો તાહારી જાહેલીનો તમાશો, અને ચાખ તાહારી બેઅદબીની લેહેજત-" એમ કહી ભાલો ઊંચકી એવા જોરથી આપણા પંચભેલ બોલનાર જમાદારના પેટમાં લગાવીયો કે તે બીચારો જખમી થઇ જમીન દોસત થયો. તેને એવી રીતે પડેલો જોઇ અને જંગીનો અંચીતો હોમલો થયો તેથી પેલા બીજા સીપાહીઓ તો પેહેલે ઘભરાઇને પાછા હટીયા અને કેદીઓએ એક બીજી ખુશીના પોકારથી પોતાની સાંકલ ખખડાવી જંગલ ધુજાવીયું. જંગીએ સીપાહીઓના ઘભરાટનો લાભ લઇ તુરત પેલા પારસી "આબરૂદારના ફરજંદ" ની બેડીઓ ભાંજી અને તેને છુટો કીધો. આ જોતાંજ પેલા સીપાઇઓ ધસારો કરી પોતાના હથીયાર ઊંચકી જંગી ઉપર દોડીયા. પણ તેટલામાં કેટલાક કેદીઓ છુટા થયા અને સીપાઇઓ ઊપર પોતાની બેડીઓ અને પથરોનો મારો ચલાવીયો. તેમની સાથે જંગીએ પણ ભાલો ઊંચકી એક બીજી વેલા ખુનરેજી મચાવવાના વીચારથી પંજઅયેબની લગામ ઢીલી મુકી સીપાઇઓ ઉપર હુમલો કરવાની તઇયારી કીધી. આ મામલો જોઇ પેલા સીપાઇઓ પોતાનો જીવ લઇ તીયાંથી નાહાઠા. હવે જહડપમાંજ એક પછી એક એમ સરવે કેદીઓ છુટા થયા અને જંગીની આસપાસ ફરી વલી તેમને છોડવીયા તે વીશે ઉપકાર માનવા લાગીયા.

અલબતાં આ સઘલો વખત દુંબો બજ્જો તો તીયાં હાજરજ હતો, પણ જેવી લડાઇ શરૂ થઇ કે તેને ઘભરાઇને એક ખડકની પાછલ પોતાને છુપાવીયો હતો; અને સરવે સમાધાન થયા પછી પાછો સીરેસતા પરમાણે પોતાના પેહેલવાનની પછવાડે આવી ઉભો હતો.

જંગીએ કેદીઓના ઉપકારના સુખન સાંભલીયા અને હરખથી જવાબ આપીયો કે—"ભાઇઓ મેં જે કીધુંછે તે ઘણુંજ નજીવુંછે, તોપણ તમો જે માહારો ઉપકાર માનોછો તેથી હું બેહદ ખુશ છું. આ તમારી નેક ચાલ તમારા ઊંચા ખાનદાન અને લાએકી ભરેલી સભીયતાની સાબેતી આપેછે;-"

હજીતો મેહેરમસ્ત વધારે બોલવાના હતા તેટલાં એક કેદીએ વચ્ચે પડી જે હુકમ ફરમાવવો હોય તે ટુંકમાં પતાવવા જણાવીયું. જેથી મેહેરમસ્ત વચમાંના બોલો ખાઈ જઇને પોતાના ભાશણના સેવટના ભાગપર ઉતરી પડીયા અને જણાવીયું કે "હવે હું તમોને એટલુંજ કહુંછું કે આજે મે જે તમારો છુટકારો કીધોછે તેના બદલામાં તમો સરવે ઓલપાડની નજદીકમાં માહારી દીલનવાજ બાનુ-માહાતાબી મુખ-

ડાની અને ચલકતી પેશાનોની મનમોહન શેહેરનાજ પાશે જાઓ, અને તેણીનો નમનતાઈથી જણાવો કે મેં—એટલે કે તેણીના દીલબર મેહેરમસ્તે તમારો છુટકારે, કીધોછે; માહારી બાહાદુરી અને કુવતની તેણીને સરવે વાત જણાવો અને છેલે તે જે કામ તમોને સોંપે તે કરવાની કંમર તંગ કરજો."

કેદીઓની તરફથી પેલો પારસી જે લગાર બોલકનો હતો તે આગલ આવીયો અને જંગીને જણાવીયું કે—"જુઓની સાબ, તમે કઓ તેતો સઉ ખરૂં; અમે અમારી આંખને જોરે બજાવીયે, કેમકે સાબે આજે હુમોને છોડવીયાછે, પણ તે સાબને કેઊંજે ઓલપાડ! એટલું બધું લાંબે જવું ને તેબી વલી અમે બધા જન સાથે! તે તો બનવું કઠન છે, કેમકે જો અમે તે રસતે ગીયા તો પાછી કમબખતી; વલી વારા સાંકરાં પેહેરવા પડે; તમે સમજેલા કેની? ને વલી હવે પાછા સીપાઇઓ અમારી સોધમાં ગામે ગામ ફરસે, તેથી અમોને તો બધાને છુટા થઇ જગે જગે ને શેહેરે શેહેર ને જંગલે જંગલ છુપાવું ને સંતાવું પડશે. તીયારે અમે તે તરફ જઇએ તે કેમ? સાબે તો કેહેવાનું હતું તે કયું, પણ અમે કાંઇ એવા બોલા ભટાક નથી કે ધોરે દીસે હાથે કરીને વાઘના મોહોડાંમાં જઇ સુખનો જીવ સંતાપમાં નાખીયે; સમજીયા કેની? સાહેબ મેહેરબાન; કોઇ વખત કામ પડે તો કેહેજો. સેવકનું નામ બેહેલો બાંગો છે. કોઇને થંડો બંડો કરી નાખવો હોય, કે ઘેર ભાંજવું હોય તો સેવક આંખને જોરે બજાવસે; સમજીયા કેની? બાકીજે ઓલપાડ જઇ તમે કેવો તેવું કાંઈ ગાંડુ કામ આપરેથી નહીં થાય, સાબ મેહેરબાન, ને વલી સાબને કેઊં કે આએ જે માથાં ઊપર પીતલની તસ પેહેરેલી તે કાહાડી નાખો; બહુજ ખરાબ લાગેચ. એવું અજીકું વાસન માથે નહીં રાખીયે. એના કરતાં એકુ સોજી બંદરી પાઘડી બાંધો; ને હવે તમેબી કેપે આડો રસનો માપી જાઓ, નહીં તો જો ફોજદાર બોજદારના હાથમાં પકડાયાચ કેની તો હમારો બધો ખાર તમારી ઉપર ઉતરસે; સમજીયા કેની? સાબ મેહેરબાન."

આ બેઅદબી ભરેલું અને નાફરમાનીથી પુર ભાશણ આપણા જંગીને ગમીયું નહીં. તેથી ચીરડાઇને બોલીયા કે—"બેહુદા મરદ, તાહારી આ નીમક હરામી અને બેદીલીની સજામાં હું તને એટલુંજ કહું છું કે તું ફકત એખલોજ માહારી શેહેરનાજની તરફ જા, અને તેની ગોલામગીરીમાં રેહે; અગર માહારો હોકમ તું ના કબુલ કરશે તો જે હાલ મેં પેલા સીપાહીઓનો કીધો તે તાહારો બી કરસ.

જંગીના આએ તાતા બોલ સાંભલી બેહેલુ બાંગાએ પોતાના સોબતીઓને કાંઈ ઇસારત કીધી જેથી તેઓ થોડાક પાછલ હટીયા અને એકસંપથી પથરોનો જબરો વરશાદ સીપેહસાલાર અને તેમના માનીતા ચરખદાર નોકર ઉપર વરસાવવા માંડીયા. બજાએ તુરત મેહેરમસ્તની પાછલ આસરો લીધો અને પોતાથી બનતો બચાવ કીધો. પણ બીચારા ગીરદશામાં આવેલા, મારકુટ અને હારમારીમાં ગીરફતાર થયેલા પેહેલવાનથી પોતાના આટલા બધા હરીફોના સખત મારા આગલ કાંઈ ચાલીઉં

નહીં અને અંતે પથરોથી જખમી થઇ પંજઅયેબની સાથેજ જમીન દોસત થયા. બેહેલુ બાંગાએ જ્યારે તેમને નીચે પડેલા જોયા તીયારે દોડતો આયો અને તેમના માથાં ઉપરની પેલી વખાણાયલી હજામની તસથી પાંચ સાત મજબુત જરબ મેહેર મસ્તના માથાં, મોહડાં અને ખભાં ઉપર લગાવીયા; પછી બજા ઉપર તુઠી પડી તેના કાંઇ ફાલતુ કપરાં વીગરે લઇ લીધા, અને પછી સરવે કેદીઓ છુટા પડી જુદે જુદે રસતે નાહાઠા; કેમકે સીપાઇઓના આવી પોહોંચવાની તેમને ધાસતી હતી.

જંગી મેહેરમસ્ત પંજઅયેબ ઉપર ઢગલો પુંજો થઇ પડીયા હતા, અને તેમની પાંસેજ બજો પણ માર ખાઇ ઘાયલ થએલો માસની ટેકરીની મીસાલે ગોલો થઇ પડીયો હતો. બાપડો પંજઅયેબ ફુસડાઈને જમાનાની ગીરદેશનો વીચાર કરતો કાન ફફડાવતો હતો, અને બજાનો ગંભીર બલદીઓ આ જખમી થએલા પેહેલવાનોની આગલ અજાએબી અને થીંતામાં ગરક થઈ ઉભો હતો.

# પ્રકરણ ૨૩ મું.

## અરબદાર બજા ભાખરાના વફાદાર બલદનુ બેહેલુ બાંગાને હાથે ચોરાવું, અને જેહાં આશકાર મેહેરમસ્તની એક પહરે જગાર સનીયાસી સાથે મુલાકાત થાઈ તેનુ દાસતાંન.

તવારીખના બોહોલા મેદાનમાં ચાલાક દસત અને જોરાવર મગજના કવી લખનારાઓ પોતાની તેજ કલમના વીજલીની ચાલના રખશને એવી રીતે કુદાવી ગયાછે કે સદાના દગાબાજ ફરતા આશમાનની ગરદેશથી જેહાં પેહેલવાન મેહેરમસ્ત અને તેમનો નીમકહલાલ દુંબો સોહોબતી જેવારે નેહેસ્તાલેના બંદીવાંનોના પથરના સખત મારાથી શેકસત ખાઈ જખમી થઇ જમીનદોસત થયા, તેવારે તેઓએ પોતાના કમનસીબ અને બરગસતે સેતારાને માટે અફસોસ કીધો. અને એવી આફતનો ઈલાજ સબર સીવાય બીજો કાંઇ નથી એવું ધારી જેમ તેમ કરી ભારી મુશકેલીઅત અને મોહોટી જેહેમતથી જમીન ઉપરથી ઉઠીયા. તેહેમતન જંગીના તમામ બદન ઉપર પથરના મારાથી ગુમડા થયાં હતાં અને તેમનો પેહેલવાની ચેહેરો પેલી નરીમાન બીન કેરશાસપની પાક સોનેરી કોલાહુની કોરથી પેલા બદકાર આહરેમનની ચાલના બેહેલુ બાંગાને હાથે જખમી થયો હતો. એ સીવાય બીજા ઘણાએક ઘા સીપેહસાલારને જગેજગે લાગા હતા. જોકે આવા સખત મારામાં બીજો કોઇ પણ મરદ હાર ખાઇ મરવા પડે, તોપણ આપાબા પીલતન પેહેલવાનને તેથી થોડીજ અડચન થઇ હતી. તેનાનું તન જખમી થયું હતું ખરૂં, પણ પેલું કેયાની મન હંમેશના કરતાં જીઆદા હીંમતવાન બનતું હતું; અને બાહારની હારમારીથી તેનાનું દીલ સખત થતું હતું.

પેહેલાં જંગી ઉઠી બેઠા, અને પછી તેમનો ડાખલો બજાએ પણ લીધો. મેહેરમસ્ત વીચારમાં હોવાથી કાંઇપિણ બોલીયા નહીં પણ બજાનું ઉભાંઈ આવવાથી તેને પટપટારો શરૂ કીધો. તે એક એક બોલ બોલતો અને પોતાના શરીરપરના ડીખાં દાબતો જતો હતો. જોકે સીપેહસાલારના જેટલી કેસરી તેને ઝુલી નહીં હતી પણ જે કાંઈ હાથ ચાલાકી તેના ઉપર થઇ હતી તેથી બજાની પુરતી ખાતરી થઇ ગઇ. પોતાને એવી રીતે છુંદાએલો જોઇ તેને બંદીવાનોને ચોપરવા માંડી, અને વચમાં જંગીને પણ આરી રીતે તથા ભેદ ભરેલા બોલોમાં ઠપકો આપવા લાગીયો. તે બોલીયો કે—"ઓ મારતા મરેરે–હેતાનના જનેલાઓએ તો મારી મારીને આટો લહન કારી લાખેલું. ઓ–ઓ–ઓ, બાપજી, હારકાં બઊજ કલેરે! ભલું મનીખ માનેજ નહીં, ને હુંપેજ માથું મારવા જાએ. હુંધાજ કાઈ હરખાં મનીખ ઓહે; ચોરોનેબી કાંઇ છોરવવાના ઓહે; હાએ હાએ, તમારા હાતના ઉંચકતા જાહાનમની ખારીમાં ઉંધા પરેરે—નારીએર નારીએર જેવાં ગુમરાં માથાંપર કારેલાં. એવા આરેમન જાદાઓ પર તે કાંઇ મેહેરબાની કરવાની ઓહે? પોતે અનસાફ કરવા જઇ કુટાઈ છુંદાઈ પરેલા તો પરેલા, પન હાયે મને આ ગુંદાવેલો; અરે ગુંદાવેલોતો ગુંદાવેલો, પન હાયે આરકાંઓ ભંજાવી લાખેલા. ઓ માયજી રે, આજે હતીયાનાહ ગીએલાઓએ તો તમારૂં દુખ યાદ કરાવેલું. હાએ હાએ, આ મારૂં કુંના જેવું નાખ દાબી લાખેલું—ને મોરાં ઉપર નખરીઆં ભરેલાં—અવે ભીખીને તે ઉં હું કોહું દેખારા? તે તો આ મારો હાલ જોઈ ગારે ગારે ધોઈ લાખહે જો.—ઓ મેહેરજી બાપા, આ તે તમે હું મોકાન વારેલી? હાયે લાગો મારો કાંએ કચરઘાન કરાવેલો: ઓ, ઓ–માથું કેવું ઘુમે જો,ને પેટમાંબી આરાને ઊભાં આવે. હું કરૂં એકુ તોપ બાપ મારી પાહે ઓતે કેની, તો મારી હહરીના પોએશવોને ઊડારીજ મુકતે જો".

અહીઆં મેહેરમસ્તે બજાને ફરતો અટકાવીયો કે—"નાદાન મરદ, જે બનનાર હતી તે બની; હવે ખામોશી પકરી સબર અખતીયાર કરવા શીવાય બીજો કંઇ ચારો નથી. માટે બજા ચુપથા, અને તે બદકાર ચોરોને યજદાનને હવાલે કર. તે ઈનસાફનો માલેક તેમને લાયક નશીયત કરશે."

બજો અહીઆં બોલી ઊઠીયો કે—"અરે અવે તેતો હઊ રીઊં, પન તમે વેહેલા થાવો, નીતો બીજી બલા ગલે વરગહે. ભલા મનીખ તમે કંઇ હમજોકે; એમ તે કંઇ હરકારના કેદ કીધેલા, ને હાંકર ને બેરીઓએ બાંધેલા કેદીઓને કાંઈ છોરાએ કે? એલા હપાઈઓ જઇને ગામભની ફુક મારહે તો એએ દતાકે ફોજદાર, ને જમાદાર ને હુંધા ઘોરે બેહી ગીધરાની કાની ઉતરી પરહે, ને તમુને કેદ કરી હાયે લાગો મનેબી બંધીખાને લાખહે. ચાલો ચાલો, હેરનો રહતો અવે મેલી દીઓ ને કેથા જંગલ ભની ચાલો, કે એ બલામાંથી બનચીએ. એ હે

લા કેદીઓ પાલવે પણ હરકારના મનીખનો ની પાલવે જો. ભઇ ચાલો ચાલો, અવે બેહી મે। રીઓ."

જંગીએ બજાને જવાબ આપીયો કે—"બજા હું સારી પેઠે જાનુંચ કે તું જાતે ઘણોજ હોચકારો છે. મારી ખાતરી થએલી છે કે તારા આંગ પરમાણે તારામાં જોર નથી. અગરજો હું અહીઆં એખલો હને તો હરગીજ સીપાહીની તો શું પણ ખુદ તુરાન સરજમીનનો અગર બાદશાહ અફરાશીઆબ બી માહારી સામને આવી લાગે તો હું મુતલગ દરકાર કરને નહીં. શું આ પાહાડી તન, આ હમાવંદના બુલંદ પાહાડ જેવી માહારી ચુસ્ત બાજુ અને રૂસતમના જેવું માહરૂં કુવત, નાચીજ, નાહીમત, કમીના અને નીચ સીપાહીઓની આગલ જેર આવસે! સાંભલ ઓ નાદાન કે—

નથી મુજને દુશમન કે મુદઇનો ડર,
ન દેહેશત અજલની, કે મોહોતની ફીકર.
કબુ ઇનસાનને હાથે હું થાવસ ન જેર,
યા જીનો દેવોથીબી ડરસ હું દલેર?
કબુ કોઇએ પીઠ માહરી જોઇ નથી,
કબુ માહરી હોરમત મેં ખોઇ નથી.
ન ફાવીયોછે દુશમન કોઇ મુજ ઉપર,
ન આફતથી ધુજયું છે માહારૂં જીગર.
અગર જંગનો કીધોછે કોઈએ મુજથી ખયાલ,
તો આયંદેહ થયોછે તે પાયેમાલ.
ઊઠાવીછે જેને મુજ ઊપર સમશેહેર,
ખતા ખાઇ થાકોછે તે થાઇ જેર.
કસમછે આ મુજને કે ન મોહાતથી ડરૂં,
હરીફને હું મારૂં યા પોતે મરૂં."

એમ કહી જમીન ઉપરથી ઉઠી જોસમાની જોસમાંજ પોતાની શમશેર આસપાસ ફેરવવા માંડી. બજો બાજુએ ખીસી ગયો અને અજબ થઇ જંગીના આ જહનુની દેખાવને જોવા લાગયો. અંતે તલવારની કસરત પુરી કરી મેહેરમસ્તે તે મયાનમાં મેલી, જેથી બજાને જરા ધીરજ આવી અને તે બીહીતો બીહીતો સમજાવીને બોલીયો કે—"જુઓની બાપા, તમે કીઓ તેતો હંધું ખરૂં રે ખરૂં, પન અવે હો બહો હુપાઇ આગર આપરા જેવા બેનુ તે હું ચાલે; તમે તો

બે હજારનેબી મારી લાખો પન ઊં હું કરા? મારીથી કંઇ તમારી કાની લરાઇ થાએ? ને—બરીગીયું તે હું કેય તે—પાટા ફેરવાય? ઊંતો કોઇના હાતમાં જોતાં જોતાં માએરા જવાનો, ને મારાં પોએરાંઓ તો વાતજ જોયા કરવાના; વાહુને બાપા મારી ઉપર એટલી મેરબાની કરીને કેથા ચાલો. આ ઘોરી રહુતા પર એમ છરે છોક ઊભા રેવું હારૂં ની. હુરજબી માથે આવી ગોઓને; વાહુતે ચાલો ચાલો."

જંગીએ બજાની આજેજી જોઇને કહયું કે—"બજા ઠીક છે, હું આ વેલા ફ્કત તાહરે વાસતેજ માહારા દુશમનોની સામને થવાનુ મોકુફ રાખુંચ. જો કોઇબી દીવસે મેં દહેશતથી મોહોડું મરડીયું હોય, તો તે આ જે છે. અને તેબી માહારા જીવની ફીકર કરીને નહીં, પણ તું માહારા વફાદાર નોકરની ફીકર મટાડવાને માટે. વાસતે બજા, ચાલ તું કેઈ તરફ જવા માંગે છે. પણ ખબરદાર જો કોઈબી દીવસે તેં એમ કહયું કે મેં સીપાહીઓના હાથમાં પકડાવાની ધાસતીથી પોતાને છુપાવવાની મતલબથી ઘોરી રસતો છોડીયો હતો, તો હું ખાતરીથી કહુંછું કે હું તને સરવેની હજુરમાં ઊઠો પારી, તાહરી ગુનેહગાર જબાનને આ માહરી તેજ સમશેરથી કાપી નાખસ."

બજો બોલીયો—"અરે બાપા, મારા હું ભોગ લાગેલા જે ઉં એમ કેઉં; ને જો વરી કેઉંબી, તો મારૂં માને તે કોન? વાહુતે ચાલો અવે ઘોરા ઉપર બેહો, આપરે આ જારીમાંથી પહાર થઇ જઇએ. પછે જીફા બોદાજી લેઇ જાએ તીફા ખરૂં."

મેહેરમસ્તે બજાની મસલત સાંભલી સર હીલવીયું ને પંજઅચેબપર સવાર થઇ રસતો છોડી એક તરફની ગીચ જાહાડીમાંથી ચાલીયા; તેમની પાછલ બજો પણ પોતાના બલદીયા ઉપર બેસી ચાલીયો. સુરજનો તાપ ઘણો હોવાથી જાહાડીમાંથી પસાર કરતાં જંગીને ઘણો કરાર થયો. તેમજ સરકારના માનસોના હાથમાં પકરાવાની ફીકર હવે મટી જવાથી બજો પણ ખુશી થયો અને પેલા હજામના તટ્ટુ ઉપરથી તફડાવેલી મોહોવરાની બાટલી મોહોડે લગારી એકુ બે મોહોટા ગોટ ગરીયા; અને હરખાતો હરખાતો પોતાના પેહેલવાન માલેકની પાછલ ફુંફારા મારતો અને પસીનો નુછતો ડોલતો ડોલતો ઘોબીના ગાંસરાની મીસાલે ચાલીયો. અલબતાં રસતા ઉપર જેટલી સેહેલાઈથી મુસાફરી થાએ તેવી રીતે કાંઈ આ જાહાડીના આરકતરા મારગમાં થયું નહીં, કેમકે વારંવાર તેઓને મોહોટા જાહાડો અને ખાડા મલતા હતા, જેને પસાર

કરતાં આપરા બંને મુસાફરોને ઘણી અડચન પડતી હતી. એવી રીતે છેક સાહુંજ થઈ તીયાં સુધી તેઓએ રસતો આગલ માપીયા કીધો. અંતે સુરજ અસત થવાની થોડોક વખત આગમચ તેઓએ આ જાહાડી પુરી કીધી, અને તેને કીનારે એક વેહેતા નાલાં આગલ તેઓ જઇ લાગીયા. તેમને જોઇ કેટલાંએક બગલાં કીનારા ઉપરથી પોતાની માછલી પાછલની સોધ મેલી કઠોર આવાજે બુમ મારતાં ઉડી ગયાં. સાંહુંજનો વખત હોવાથી નાલાં આગલનો દેખાવ ઘણોજ રલીઆમનો દીસતો હતો; ખુરશેદના આડાં કીરનોથી પાણી સુંનેરી બનીયું હતું; અને પવનથી હીલતા તેના નાહાના કરચલીદાર મોજા જાણે આતશની નદીમાં વેહેતા હોય તેવા જહુમકદાર દીસતાં હતા; પીલાં બાવરના ખુશબોદાર ફુલમાંથી મીઠી પણ ભભુકદાર લપટ હવાને પોતાના મેહેકાતથી તર કરતી હતી; અને પોતાના માલા તરફ જતાં પંખેરાનો મધુર શરોદ ફરેશતાઇ જલસાની મીસાલે તે શાંત જંગલને ગજાવતો હતો. જંગી અને બજો આ રમણીય દેખાવ જોતા કેટલોક વાર ઉભા રહયા, અને પછી નાલું પાર કરવાની વેતરનમાં તેના કીનારા ઉપર ફરવા લાગીયા. નાલું ઉંડું હોવાથી તે ઉતરીને પેલે પાર સલામતીથી તેઓથી જવાઈ શકાએ એવું નહીં હતું, અને હવે સાંજનો વખત હોવાથી કોઈ બીજી તરફનો રસતો લેવાનું પણ તેઓએ દુરૂસત વીચારીયું નહીં; તેથી આપણા બંને મુસાફરો નાલાંને કીનારે અંદેશામાં ગરક થઇ ઉભા રહયા. તેમને થંભ ઉભેલા જોઇ ઉડી ગએલાં બગલાં પાછા કીનારે આવી પોતાનો ખોરાક સોધવામાં મશગુલ થયા. હવે સુરજ લગભગ અસ્ત થવા આવીયો હતો, જાહાડોના છાયાં લાંબા પડીયા હતા, અને મધુર પણ ગંભીર સરોદ આ જંગલની એક બાજુએથી નીકલીયો. ચઢઉતરના એક પછી એક મીઠાં સુર આપણા અજબ થએલા જંગી અને તેમના સાથીના કાન ઉપર પડવા લાગીયા; સુંદર અલાપ અને મધુર તાનથી એક અજબ તરેહનો શાંતી તે સુમસામ જગીયા ઉપર ફેલાઈ. પરંદાઓએ પોતાનો સરોદ બંધ કીધો; અને બગલાં પણ માછલી મારવાનુ મેલી દઈ ગોયા તે શીરીન ગાયનની અસરથી મસત થઇ ગયા હોય તેમ એક પગે ઉભા રહયા; પંજઅચેબે કાન ઉંચા કીધા અને આસપાસ જોવા લાગીયો; તથા બજાનો ગરીબ બલદ આંખો વીંચી વગોલ કરતો ગાયનની કેફમાં ચકચુર થયો. જંગીને પણ તે એટલું પસંદ પડીયું કે મનમાંજ પોતે પણ તેના બોલો ઉંચકી લીધા; અને આ મીઠા પણ સાદા ગાયને તેમના ઉપંર એટલી તો અસર કીધી કે તે ગાયનના નીકલતા સુખનો આપણા જંગીએ પોતાની નોધમાં નીચે મુજબ ટપકાવી લીધા.

## પદ. (પીલુ.)

"ગુરૂ કૃપાંજન પાયો રે ભાઈ, રામ બીના કછુ ખાલી નાંહી."—એ રાહ.

નીસ દીન ચીત હયે તોરા લગાયા,
રામ નામ મોહે સાચહી ભાયા.
નીસ દીન ચીત હયે૦

યાદ જપું તોરી પલ પલ સ્વામી,
એક સીવા તોરે સબકો ભુલાયા.
નીસ દીન ચીત હયે૦

દુનીઆ અંધેરા હયે, માગું મદદ મયે,
લોભી એહ બસ્તીમે નાહીં કો માયા.
નીસ દન ચીત હયે૦

સૌંસાર સુખ હયે નામકા ખાલી,
સાચ ન કીસીને કછુ સુખ પાયા.
નીસ દીન ચીત હયે૦

અબ તક સોયાથા ગાફેલ બન મયે,
નીંદરાસે પાપકી કીઉં ન જગાય.
નીસ દીન ચીત હયે૦

નયેના ખુલી મોરી જબ મધમાતી,
દુખ સીવા ન નજર કછુ આયા.
નીસ દીન ચીત હયે૦

સબ મતલબકે થે હમરો ન કોઈ,
જો દેખા કીસીકો વોહ પાયા પરાયા.
નીસ દીન ચીત હયે૦

દેખા અકેલાહી તોહે દયાલુ,
બાકી સભોંકો થા જગને લુભાયા.
નીસ દીન ચીત હયે૦

શાંતી મોરે મનકો દો પ્રભુજી,
ચયેન એહ મનકાતો મયેને ગંવાયા.
નીસ દીન ચીત હયે૦

ખોટે યાંહાં સુખકી ન મોહે ગરજ હયે,
સાચ વોહ **આરામ** દે રાખો છાયા.
નીસ દીન ચીત હયે૦

આ ગાએન રૂપી બંદગી પુરી થતાંજ જંગીએ પોતાના દલેર રખશની લગામ ફેરવી, અને જે તરફથી આ સરોદ સંભલાયો હતો તે તરફ ચાલવા માડીયું. બજો પણ તેમની પાછલજ કાંઇ પણ બોલવા વગર ડોલતો અને હીલતો ચાલીયો. નાલાંની તરફથી એક બાજુએ વલાન લઇ તેવો થોડા વારમાં એક સુતરી અને સાંત જગાપર જઇ પોહોંચીયા. આ જગાથી થોડેજ દુર નાલું વેહેતું હતું, જેના કીનારા ઊપર એક મોહોટા વડના ઝાડ હેઠલ તેમની નજર રોશન કીધેલા આતશ ઊપર પડી; જેમાંથી ધુમાડાનુ કાલું વાદલ તરેહવાર રીતે આકાર પકડી વડના જાડાં પાતરાંઓમાંથી બાહાર નીકલી હવામાં પંથરાતું હતું. આતશની પાસે એક બુઢો, પાકીજેહ અને બુજોરગ સુરતનો જોગી ખાકી રંગના કપરાં પેહેરી, પહલાંથી વાલી તે યજદાંનની શેતાયશમાં મશગુલ થયો હતો. તેની આંખો વીંચેલી હતી અને બંને હાથ બંદગીના આકારમાં જોડાએલા હતા. તેની સફેદ દાહારીથી છાતી ઢંકાએલી હતી; માથા ઉપરના ગુંચવાએલા બાલ ગુંચરા બનીને તેની ખાંધ ઉપર જુલતા હતા. જંગી અને બજો આ દેખાવથી કાંઇએક અજાએબીમાં પડીયા ખરા પણ જોગીને તેના પવીતર કામમાં અડચન ન થાએ એવી મતલબથી દુરથીજ પોતાની સવારીના જાનવરો ઉપરથી ઉતરી આસતે આસતે ચાલી જોગીની સામને જઈ ઉભા. જોકે તેમના પગ હેઠલ સુકાં પાતરાં અને ડાંખલીઓ દબાયાથી કાંઇક અવાજ થતો હતો, તોપન બંદગીની કેફમાં પેલો જોગી એટલોતો મસ્ત બનીઓ હતો કે તેને તે અવાજ સંભલાતો પણ નહીં હતો. મેહેરમસ્ત અને બજો થોડોક વાર તો મુગાજ તેની સામને ઉભા રહયા પણ જીયારે તેઓએ જોયું કે જોગીતો આંખ ઊઘાડતોજ નથી તીયારે તેઓની ધીરજ સમાઈ શકી નહીં. મેહેરમસ્તે પેલા જોગીને કાંઇ સવાલ પુછવાનો વીચાર કીધો. હજીતો તે સવાલ પુછવાની વેતરન કરે છે તેટલાં પેલા ભગતે પોતાનું શરીર આસતે આસતે હીલવવા માડીયું અને નીચલા ધુરપદમાં પોતાને પેદાના કરનારની સેતાએસ શહરૂ કીધી.

ધુરપદ (ભયેરવી.)

"તદનોમ તદનોમ રે—તના દએરના"—એ રાહપર.

ભગવાન! ભગવાન રે!

ભગવાન ભગવાન!

નીત સમરના.

તુ રામ નામ માનવ લગા મનમાં

ગા બાની.—ભગવાન ભગવાન.

હરી ભકતી ભજકે હરદમ—કછુ મુકતી પાલે આદમ,
પરવર ઉપર ભરોસા—નીસ દીન રાખ તા દમ.

તુ રામ નામ માનવ લગા મનમાં

ગા બાની.—ભગવાન ભગવાન.

જોગીએ પોતાની મુનાજાત પુરી કીધી અને બંને હાથ વચે માથું નમાવી થોડોક વખત સુધી વીચારમાં ગરક થયો, પછે આંખ ઉંઘાડી દલેર પેહલવાન અને તેમના વફાદાર નોકરની તરફ જોયું. સીપેહસાલારે તુરત પુરતા દમામમાં તોપણ લાયક માનથી સલામ કીધી. બુજોરગ જોગીએ માથું નમાવી ગમભીરતા અને નમનતાઇથી તેમની સલામનો જવાબ આપીયો, અને હાથની ઈસારતથી પાસે બેસવા કહયું. જંગીએ સર નમાવી તેનો ઉપકાર માનીયો અને બોલીયા કે—"અએ બુજોરગ અને પવીતર ચેહેરાના જોગી, હું ખરેખરજ દલગીર છું કે આવે વખતે તંને તાહરાં પાક કામથી મેં અટકાવીયો; પણ હું તે માટે તાહરાથી દરગુજર ચાહું છું."

જોગી તેમના બોલવાની મતલબ ચેતી ગયો અને બોલીયો કે—"ભાઇ, કછુ ચીંતા નાહી. મયે એક ગરીબ જોગી હું, મુઝસે દાસસે કયા હો શકે. ફરમાવો આપ કૌન હો; કાંહાસે આતે હો; ઔર કીસ તરફ જાના હયે?"

જંગીએ જવાબ આપીયો કે—"હું એક દુનીઆથી છુટો પડેલો અને આફતોમાં ગીરફતાર થએલો કમબખ્ત છું. જેહાનમાં મેહેરમસ્ત ઓલપાડ જંગ બાહાદુરના નામથી જાણીતો થયો છું. જુલમ અને બેદાદી તથા બેર ઇનસાફથી આ દુખી દુનીઆમાં લાચાર થએલાઓનો છુટકારો કરવાની મકશદથી સફરની કંમર બાંધી છે. અહીઆં આવવાની મારી મતલબ એછે કે હું રસતો ભુલી ગયો છું અને આ નાલાંને પેલે પાર જવાના રસતાથી અનજાનીયો છું, માટે ઓ નેક અને બુજોરગ ભગત, જે મીસાલે પુરાતન જમાનાના દલેરોને ફરેશતાઓએ રસતા બતાવી રાહાનુમાઇ કીધી હતી તેજ મુજબ આ વખતે તું મુજને આ જંગલમાંથી બાહાર નીકલી આગલ વધવાની રાહા દેખાડ."

જોગી આ ભાશાણમાંના સરવે બોલ તો સમજીયો નહીં તોપણ જંગી પેહેલવાનની મતલબો પામી ગયો. તેને જવાબ આપીયો કે—"ભાઇ તુ રસતા પુછ્ત હયે તો જાણ કે એહ જંગલ લાજપુરકે નજદીકકા હયે. ઇસ નાલેકો લાજપુરકી ખાડી કેહતે હયેં. યાંહાંસે સીધા જા, ઔર થોડે દુર પર તુઝકો એક બબુલકા ઝાડ મીલેગા. વાંહાંસે અગર તુ નાલેમે

ઊતરેગા તો સલામત પાર હોગા. જા, રાત અંધેરી હયે, ઔર વક્ત થોડા બાકી હયે, જલદી કર નહીં તો રાહા ભુલેગા.—હરી કલીયાણ કરે !"

એમ કહી ફરીથી પોતાના હાથની વચે માથું મેલી વીચારમાં પડીયો. કયે રસતે જવાનુ તે જંગીએ સાંભલી લીધેલું હોવાથી જોગીને ફરીથી મેહેનત આપવાની તેણે કાંઇ જરૂર જોઇ નહીં, અને બજાને પોતાની પાછલ આવવાની ઇસારત કરી મેહેરમસ્ત જે તરફ પંજઅયેબને ઉભો રાખીયો હતો તે તરફ ચાલીયા, અને સવાર થઇ પેલા જોગીએ બતાવેલો રસતો લીધો. બજો પણ પોતાના બલદ ઉપર બેસી તેમની પાછલ ચાલીયો.

સુરજ અસત થયો હતો અને અંધારૂ જહડપથી વધતું જતું હતું; એક પછી એક તારાઓ આસમાન ઉપર પોતાનો દેખાવ દેવા લાગા અને સુરજની ગરમી નરમ થઇ થંડી લેહેરી આવવા લાગી. થોડુએક ચાલીયા પછી જે બાવરના ઝાડની નીશાની જોગીએ મેહેરમસ્તને આપી હતી તે ઝાડ નજરે પડીયું. તીયાંથી આપના બંને બાહાદર મુસાફરો નાલામાંથી ઉતરીને પેલે પાર ગયા.

બજાને ઘણો વખત સુધી મુંગે મોહોડે ચાલતો જોઇ જંગીએ પુછીયું કે—"બજા તું આજે એટલો બધો તે શું વીચારમાં પડીયો છે કે કાંઇ પણ બોલતો નથી ?"

બજાએ પોતાના સેઠના આ સવાલના જવાબમાં એક નીસાસો મુકીયો અને કહયું કે—"અરે બાપા તમે તે હું પુછો, ને ઊંતે હું કેઊં; બહ મારૂં માથું ફરે ને જીવ તરે ઊપર થાએ. મને પુછો નો, નીકર કાંઇ જોવા હરખું થઇ જહે.—ઓ બજા તું મુઓ તું મહાપરી નીકરતો; અમોલો અમોલો ઘેર ભની પડી રેહેતે તો હુખી થતે; અરે તારૂ હતીઆનાહ જાએ—તેં તો હુખનો જીવ દુખમાં લાએઓ; પારકી પીરા ગરે ઓરવી. અવેતો હાતના કીધાં હૈએ વાગે જો !"

જંગી બજાની આ નવાઇ જેવી ભાશાથી અજાબ થયા અને પુછીયું—"પણ ભલા બજા, શું છે જે તું આજે આટલો બધો દલગીર થઇ ગયો છે? શું મેં તાહરી ઉપર કાંઇ જફા પાડી છે કે તું એટલો બધો નારાજી થઇ ગયો છે? બોલ સેતાબ બોલ કે હું તને ખુશ કરવાની તજવીજ કરૂં."

મેહેરમસ્તના આ સખુન સાંભલી બજો કાંઇક નરમ પડીયો અને બોલીયો—"અરે બાપા તમારી હાથે આવવામાં હુખતો બહુજ; કોઇ દીને રાજા કે કોટવાલ—નીતો પટેલ થઇ જાવાનું. પન ભાઇ મારાથી ભુખ ની હોહાતી જો. એકુ બે કુલીયાં બોવરાના, પેઠ ભરતું ધાન દાર કે રોટલી ને તરકારી, ને મન ભરતી ઊંઘ મલી, એટલે મને બીજું કાંઇએ જોઇતું

નીમલે. મને કેહોતો છેક છેક તમારે છે તે—હેલા આપરા હું કીએ તે—છેક પુના ભનીબી આવા. પન એટલું મને પેટ ભરતું ખવારો, મન ગમતું હુવા દીઓ, ને જીવ ભરતો પીવા દીઓ એટલે બહ. જાને આપરે મેહમાંજ છીએ."

જંગી બજાના આ બોલ સાંભલી મુછમાંજ હસીઆ અને ભાખરાને કોલ આપીયો કે—"હું તને તારી મરજી પડે તેમ હવે પછી ખાવા, પીવા અને સુવા દેવસ; માટે તું કાંઇ ફીકર કરતો ના."

આ સાંભલી બજો બોલીયો—"તીઆર આજેજ મુહુરત કરોની. દાહરોબી હારો છે; કાંઇ ખાવાનું હોએ તો આપો; ને દારૂતો મારી પાહેજ છે. જરીક ઊંઘાવા દેજો, એટલે થઇ ચુકું."

સીપેહસાલારે આનો જવાબ એવો આપીયો કે—"બજા હું ખરેજ દલગીર છું કે હાલ તરત મારી પાસે કાંઇ ખોરાક નથી. આજવેર કોઇ પણ પેહેલવાને પોતાની સાથે કાંઇ પણ ખાવાની વસતુ રાખી નહીં હતી, અને જો હું તેમ કરૂં તો પેહેલવાનોની રસમથી ઉલટું ગએલું કેહેવાય. તેથી દલગીર છું કે હાલ તરતજ હું તારી આ માંગની કબુલ કરી શકતો નથી. બાકી જો અહીઆં ઊતારો કરવાનો તારો ઇરાદો હોય તો હું તે કબુલ રાખુ છું; તારે ગમે એટલી ઊંઘ કાહાડજે."

બજો બોલીયો—"ચાલો તીઆર તો ઠીક. આપરે અહીંઆંજ રાત કાહાડીયે, કાલે આગલ ચાલહું. ખાવાનુ ની તો ની, પન એકુ ફુલીયું મોહોવરૂં ટાંકી હુજીએ તો ખરૂ."

જંગીએ કબુલ કીધું અને બંને પોતાની સવારી ઊપરથી ઊતરીયા અને એક મોહોટા ઝાડની હેઠે ઊતારો કીધો. સીરેસતા પરમાણે બજો પોતાના બલદને એક તરફ બાંધવા જતો હતો એવામાં તેને કાંઇ ખુશબો આવવાથી નાખ ઘવડી ફુંફારા મારી તેને મેહેરમસ્તનેપુછીયું કે—"ઓ મેહેરજીભાઇ, ઓ બાપા એ હું ગંધાએ? કાંઇ મોહોવરાં મોહોવરાં વાહ મારે; આપરે મોહોવરાં હેઠલ તો ની આવેલા?"

જંગી બોલીયા—"હા બજા, હું ધારૂંચ કે આ મોહોટું ઝાડ મોહોવરાનુંજ છે, કેમકે મને પણ તેની ખુશબો આવે છે—"

સીપેહસાલાર હજી તો બોલેછે તેટલાં બજો ઝાડની હેઠલ મોહોવરાનાં મીઠાં અને સુગંધી ફુલ ચુંટવા લાગીયો, અને મુઠે મુઠે પોતાના સદરામાં એકઠાં કરી વારંવાર મોહોડામાં મારવા લાગીયો. જંગી, બજાને એ પરમાણે રોકાએલો જોઇ અજબ થઇ પુછવા લાગા કે—"ગાંડા બજા, તું અંધારામાં એ શું માથું ફોરેચ? સંભાલજે કાંઇ જન જાનવર કડસે."

બજો આવતો આવતો બોલીયો—"કાંઇ ચંતા નહીં મેહેરજીભાઇ, ફકર રખે કરતા, ઊં બી ગતમાંજ લોટુંચ તો. આજે બાપા નહીબતો બઉજ પાધરા. મન ભરતું ઊંઘવા મલહે ને વરી પેટ ભરતું ખાવા મલેચ. જો, જો, તમે બી જરીક મોહોવરાં ખાઓ, બઉજ હારાં લાગેચ; ને તાજાંઓ છે તે હવાદમી હાજો છે, ને વરી ટકોરાની ગરજબી ની પરે."

મેહેરમસ્તે બજાને જવાબ આપીયો કે—"તારી સાથે એ મોહોવરાના ફુલ ખાવાને મને બીલકુલ અડચન નથી, પણ હું ધારૂંચ કે પેહેલવાનોને લાયકનો એ ખોરાક નથી."

બજો ડુંઘારો મારી બોલીયો—"અરે મારા હેઠ, ખાલી પેટે હુવા કરતાં એ ખાધેલાં ભલાં. ભુખની આગલ હઉજ હરખું. કકરી લાગે તો કુતરૂંબી વેહેતી લાખવામાં પાપ ની મલે. ભાઇ ની મામાના કાના મામા બી ભલા. તમે અમોલા અમોલા ચાંપવા મંડી જાવો જે હારી ઊંઘ આવહે."

જંગી જરા વીચાર કરી બોલીયા કે—"બજા તું રાસત કહે છે; પણ મને એ અંદેશો આવે છે કે આગલા કોઇપણ દલેરે એક રાતનો ગુજારો મોહોવરાનાં ફુલ ઉપર નહીં કીધો હતો; કેમકે શાહનામામાં અથવા કોઇપણ બીજી મોતેબર કેતાબમાં એ વીશે મારા વાંચવામાં આવીયું નથી."

બજાએ જવાબ વાલીયો કે—"તીને હું થીયું, ને વરી જો તે લોકોએ ખાધેલાં ઓહે તે ચોપરામાં કોન લખે? હું અહલના લોકો ધાનહાખ ખાતાતા કે; ને ખીચરી પાટીયો જાનતાતા કે? તીઆર તમે હું કરવા ખાવો? જો બાપા આપરે તો તમારા હારાને વરે કહીએ પછી તમારી મરજી."

સીપેહસાલારને બજાની આ તકરાર દુરૂસત લાગવાથી તેનાનાએ તેની ઘરમાસ કબુલ કીધી અને ભારે રોબથી થોડાંક મોહોવરાં પોતાના ચરબદાર સાથી પાસેથી માગીયાં. બજાએ તુરત ખોબો ભરીને તેમને હવાલે કીધાં, અને પાછો પોતે ખાવામાં મશગુલ થયો.

શીઆહ રાતનું અંધારૂં હવે પુરતું આશકાર થયું અને રોશન રોજના છેલાં કીરનોનો જલકાટ પશ્ચીમ તરફના આશમાનના કાલાં વાદલાંઓમાં પીગલી ગયો. તમામ આકાશનો ગંજાવર ગુંબજ સીઆહીના ઘેરા છતરથી ઢંકાઇ ગયો અને કાલા મુખડાની રાત પોતાના તમામ થાઠમાઠ અને પુરતાં દમામ સાથે નખરાં અને નાજથી આબદાર તારાના ચકચકીત રંગ બે રંગી ગેહરોનુ ઘરેણું પેહેરી તમામ કાલા પોશાકમાં ભપકાથી હસતીના મેહેલમાં ફરવા લાગી. તેણીની સવારીની આગલ નાજુક લેહેંકીઓ ખુશબોદાર સુગંધોની તબક હાથમાં લઇ ભારે લાડથી લટકતી ચાલે ચાલવા લાગી; આસમાનના પાસબાન સીતારાઓ બેહદ

રોસનીનું લશકર સાથે લઇ પોતાની શેહેનશાહજાદી રાતને મુબારકબાદી આપવા સારૂ મુકરર જગીયા ઉપર દબદબાથી હાજર થયા. આ ખુશાલીની ખબર લઇ વાગલાંના કાસદો તેનીની ફરમાબરદારીમાં હવામાં ઉડવા લાગીયા; ગંભીર ઘુવડો જાને કેટલાએક કામમાં રોકાયા હોય એવા મગરૂર ચેહેરાથી પોતાની મોહોટી આંખો ઉઘાડી ચોતરફ ફેરી મારવામાં મશગુલ થયા; હરખથી ભરેલા દેડકાઓએ પોતાના વજંતરો ઉપર મુબારકબાદીના તીલાંનાના સુરો ભરવા માંડીયાં; અગનીત ક્રીડાઓના તાએફાએ એક આવાજ અને એક સુરે ગાએન શરૂ કીધું; ચાલાક તીડોએ ટીક ટીક કરી તાલ આપવા માંડી; રામશગર આગીઆઓ હવામાં ચાલાકીથી પોતાની મલેકાની હજુરમાં નાચવા લાગીયા; અને તમામ હસતી હરખ અને ખુશાલીમાં ગાજી રહી.

સીપેહસાલાર મેહેરમસ્ત ઓલપાડ જંગ બાહાદર અને તેમના નીમકહલાલ ફરમાબરદાર ચરબદાર બજો ભાખરો, બંને મોહોવરાં ખાવાથી ફારેગ થયા અને સફરની સુસતી તથા પેલાં મસત ફુલોની મીઠી કેફને તાબે થઇ પોતાની તમામ ફીકરના પાહાડને બેફામીના ઉંડા દરીઆમાં ડુબાડી નીંદરાની પીયારી બગલમાં આરામ પામીયા.

બયાનના કરનાર રોશન જેહેન અને ચાલાક કલમના શીરી જબાન તવારીખદાનો મેહેરમસ્તની મુસાફરીની રસીલી કેતાબના સફાઇદાર ગલામાં એવા સુખનોના બેમુલાં મોતીની માલા નાખી ગયા છે કે જેવારે દલેર સીપેહસાલાર અને તેમનો દુનીઆં વરણનો સાથી ખાબમાં પડીયા તે વેલાએ આસમાનની ગરદેશથી એવો બનાવ બનીયો કે પેલો બેહેલો બોગો જે "આબરૂદારના ફરજન" ને સીપેહસાલારે બેડીઓમાંથી ખલાસ કીધો હતો તે, તે જગીયા ઉપર આવી લાગીયો. પોતાને છુટાપણું બખશનાર મરદને જીયારે તેને ઉંગની ગફલતમાં ગોરફતાર જોયો તીયારે પોતે પણ તેની ઉપર કાંઇ તેવોજ ઉપકાર કરવાનો વીચાર કરી તેમની નજદીક આવી જોવા લાગીયો. બીચારો પંજઆયેબ અને બજાનો દુંબો બલદ પાસેજ ચરતા હતા. જંગીનો રખશ તો બેહેલુ બાંગાને પસંદ નહીં આવીયો, પણ બજાના બલદ ઉપર તેની નજર બેઠી. જેથી તે જાનવરના ખરા ધણીનો કાંઇપણ હોકમ લીધા વગર પોતાની સીરેસતાની ચાલ પરમાણે "ભુલમાંજ" તેને નાથ પકડી તીયાંથી નીકલી ચાલીયો.

હવે આખી રાત પુરી થવા આવી અને સહવારની સવારીની ખબર ચલીઆંઓએ આશકાર કીધાથી જંગી અને તેમનો સાથી જાગી ઉઠીયા. બજો સીરેસતા પરમાણે ઉઠતાં વારજ પોતાના બલદીઆ આગલ જવા નીકલીયો, પણ તે બીચારાની અજાએબીથી પુર આંખો આગલ તેનો પીયારો બલદ દીસીયો નહીં. ભાખરાએ ફરી ફરીથી આંખ ચોલી

અને ઘભરાટમાં ચોતરફ નજર કીધી, પણ કેથે તેની સવારીના જાનવરની નીશાન દીઠી નહીં. જેથી બજો દલગીરી અને ગમમાં રડવા લાગીયો. તે ભોલો ગામડીઓ પોતાના વાહાલા જાનવરના ગુમ થવાથી નવધાર આંસુ વેહેવાડવા લાગીયો, અને રડીને બોલીયો કે—"ઓ મારા હીરા, મારી દોલત, મારા ખજાના, મારા પીઆરા બલદ, તું કાંહાં ગીયો; અવે ઊં હું કરા; તુંને કાંથી જોવા; અરે મારાં પોએરાં તારી ખબર પુછહે તીઆર ઊં હું કેવા? અરે મારી ભીખી મને હવાલ કરહે તીઆર ઊં હું જવાબ દેવા? હાએ હાએ, અવે ઊં મુઓ; અરે તારી હાથે મનેબી કોઇ ચોરી જતે તો ઠીક થતે. ઓ બાપા બાપા, આતે હું થાઊં! અવે ઊં એ કેમ હોહા? અરે ઊં ભુખો રેવા તે પરવરહે પણ મારાં જાનવર વગર તો મારો જીવ ની લાગહે. અવે ઊં કીશ જાઊં ને કીફ્રા હોધું?—કોનને કેઊં ને કોનને પુછું?—"

જંગી મેહેરમસ્તે જીયારે બજાને એ પરમાણે કલાપીટ કરતો જોયો તીયારે તેને સમજાવીયો અને પોતાના ઘેરમાંથી એકને બદલે બે બલદ તેને આપવાની કબુલાત આપી, જેથી બજો કાંઇએક સમજીયો અને આંસુ નુછી હાએ અને અફસોસ કરતો નાલાં ઉપર જઇ મોહોડું ધોઇ આવીયો. અને નાસતા તરીકે રાતનીજ મીસાલે થોડાંક ઓહોવરાં ખાઇ બીજા થોડાંક સાથે બાંધી લીધા; અને ગમ ભરેલાં દીલે પોતાના માલેકની પાછલ ચાલવા લાગીયો.

આએ તરફથી આગલ જવાનો રસતો સફાઇદાર અને સીધો હતો, પણ જંગીને તે પસંદ નહીં હોવાથી તેવન જમના હાથની તરફ જંગલમાં ચાલીયા. થોડેક દુર ગયા પછી દુરથી કેટલીક ગામડીઅનો માથાં ઉપર પાણીના બેહેડાંની ચોર ચડાવી હસતી અને રમતી નીચલું સાદું ગાએન ગાતી નાલે પાણી ભરવા આવતી નજરે પડી. જંગી તુરત રસતાની એક બાજુએ તેમને માન આપવા માટે રોબથી ઉભા, અને બજો પણ તેમની પાસે અદબથી હાજર રહયો.

ગરબી.

"માહરારે સ્વામી ભોલોની વાહલા"—એ રાહપર.

ચાલોરે બેહેની જલ ભરવા જઇએ,<br>સુખીરે સઉ સોવાસનો છઇએ.—ટેક.

નદીના નીર નીરમલ છે જેહેવાં,
સખીઓ મન આપણા રે તેહેવાં.—

સુખીરે સઉ સોવાસનો છઇએ.

બેહેડાંની ચોડ માથાં ઉપર મેલી,
ગોરીઓ પાણીલાં ભરવા ચાલી.—

સુખીરે સઉ સોવાસનો છઇએ.

મનમાં કાંઇ ચીંતા નહીં રાખીએ,
સદારે હમો અલબેલીઓ રહીએ.—

સુખીરે સઉ સોવાસનો છઇએ.

નહીં રે શેહરે ઘરે રેહેવા ગમતું,
ગરીબ ગામડે આ દીલડું રમતું.—

સુખીરે સઉ સોવાસનો છઇએ.

ઝુંપડાં આપણા આપંને વાહાલાં,
કરીએ ઘેર મોટાં ને શું કાલાં.

સુખીરે સઉ સોવાસનો છઇએ.

દીલડું રંગીલું આપણું રાજી,
નહીં આ મન જાને કંઇ કાલજી.—

સુખીરે સઉ સોવાસનો છઇએ.

હસીને હરખાતી બેહેનો રમતી,
ચાલીરે ગીતડાં ગમતાં ગાતી.—

સુખીરે સઉ સોવસનો છઇએ.

કદી ન દુખના દીવસો દેખીએ,
"આરામ" સંગ સખીઓ સદા જીવીએ.—

સુખીરે સઉ સોવાસનો છઇએ.

ગાતી ગાતી અને વજનદાર ઘુંઘરીઓને છમછમાવતી એક પછી એક ગામડીઅનો ઊંચી ગરદને નખરાંથી બેહેરાં માથાં ઉપર સોભાવી નજદીક આવી લાગી. તેમને પાસે આવતાં જોઇ જંગી કેઆની રોબ અને પેહેલવાની દમામથી કદાવર પંજઅપેખ ઉપરથી ઉતરીયા, અને પેલી અજાએબીમાં ગરક થએલી પનીઆરીઓને નમાને એક સલામ બજાવી. પેલી ગામડીઅનોએ આવા વીચીતર દેખાવના અને નવાઇ જેવા પોશાકના માનસને આગલ કદી દીઠો ન હતો. તેઓ જંગીને રસતામાં ઉભેલો જોઇ ગાએન અટકાવી અચરતીમાં થંભ થઇ ઉભી રહી. જંગીએ ફરીથી સર નમાવીયું, જેથી તેઓ સરવે હસી પડી અને પોતપોતામાં વાત કરવા લાગી. કોઇ બોલી કે—"અઇ! એ પારહો ઇમ કાએ કરે!" બીજીએ હોઠપર અચરતીમાં આંગલી મેલી ટાહુકો પુરીયો કે—"એ ઓલા તીમની જાતના દહવુર સે દહવુર." કોઇએ કડ્યું—"ના છીપલી, તીને તો ઉજરૂં પાગરૂં ઓએ. ઇતો માથાં પર કાંહીઆ હકું કાએ મુકી આવેલો." વરી કોઇ ડાહી થઇ કે—"ઇ પારહો તો નીમલે બાપા, કોઇ બીજી જાતનો સે; પારહા ઇમ ઢાલરાં ને કોઇતાં ફીદારે બાંધે?" વલી પાંચમીએ પોતાની ચાલાકી દેખાડી કે—"ઇતો ભાઇ, કોઇ મહલબાનની જાત સે." આ છેલીના બોલ સાંભલતાંજ દુંબો બજો જે આટલો વાર સુધી મુગો ઉભો રહી સરવે તમાશો જોતો હતો તેને ફરફરીને કહયું કે—"ઇએ! મહલબાન કોન? આંખ બાંખ ફુટી ગીએલી કે કેમ? દેખાતું ની મલે કે અમે પારહી, બાપ દાદે પારહી છીયે તે? તમારૂં ઇઆં કામ હું રે પોરીઓ? ઉભી ઉભી દાંત હાંના કારો? મારી હહરીઓ તો કેથી જબરી પંચાતીખોર દેખું. અમોલા અમોલા રહતો પકરો નીતો કે માર ખાહો."

દુંબા બજાને તપેલો જોઇ પેલી ભોલી પણ થથાબાજ ગામડીઅનો હસી પડી. ભાખરાનો લાલ તપેલો ચેહરો, તેની જાડી પણ સીસોલીઆંના પીછાં જેવી કાંતાદાર મુછ, રસતાની ધુલ અને મેલથી ખરડાએલા તેના ડેભીઆ, વલી દુનીઆમાં એકકું પપેટા જેવું તેનું ચપતું નાખ, એ સરવેથી તેઓને ઘણીજ રમુજ મલી. બજાને ચીડવવા સારૂ એકે તાપરી પુરી કે—"વાખરે, એ ભેંહનો પ્રારો જુઓરે હું ફુંફારા મારી દોલા કાહાડે!" બીજીએ બજાના નાખ તરફ આંગલી દેખાડી કેહયું કે—"ઓ બાપા! પોરીઓ નાહોરે, નીતો એ પારહો હેલું નાખજ છુટું મારી બેહહેજો!" પેલી ચાલાક ઓરત જેને આપણા મુસાફરોને મુસલમાન તરીકે ડોકી બેસાડીયા હતા, તે હસીને બોલી કે—"ઓઇ ઓઇ, હેઠતો બઉજ ચીડેલા દેખું. નાહોરે, નીતો મારી લાખહે. ઇ બોર જેવા લાલ દોલા કાહડે તે જુઓ કેની? ઓઇ અમને કરડી ખાહે."

પછી એકે હસીને જવાબ આપીયો કે—"ઇનાથી દોડાએ તીઆર પાછલ લાગે કેની! ઇનું પેટ દોડવા તે કીઆંય ઘયે?" ફરીથી પેહેલીએ કહ્યું કે—"ખરેજ પોરીઓ, ઇનું પેટ તો બઉજ મોટું; હેઠનેતો નવમો માસ દેહું!"

પોતાના ઇમાનદાર સાથીની એવી મશકેરી થતી જોઇ જંગીને ઘણુંજ ખોટું લાગ્યું; તેથી તે દલેર દિલના તેહમતન નરે પોતાનો પેહલવાની હાથ પેલી ગામડીઅનોની તરફ સીખામન તરીકે ઉંચકીયો અને ઘંભીર થઇ બોલીયો કે—"અયે ચાલાક બાનુઓ તમારી આજની આ મારા નિમકહલાલ નોકર તરફની ચાલ જોઇ હું ખરેજ શરમીંદો છું. તમો બાહદુરશાહી અને અમીરી ખાનદાનની સાહેબજાદીઓને લાયક નથી કે મરદોની એ પરમાણે ધોરી રસતા ઉપર બેહાઇ અને બેશરમાથી વગર દરકાર કરવે મશકેરી કરો. તમારી આ ચાલ તમામ ઓરત જાતને હીનું લગાડનારી છે. હમો મુસાફરોને લાયક અને શીરીન બોલોથી મુબારકબાદી આપવાને બદલે તમો એવા નીરલાજરા સખુનોથી હમોને નરસું લગાડો છો એ તમોને, તમારી બુલંદ ઓલાદને, તમારા નામીચા ખાનદાનને અને તમારી ભોલી જાતને જેબ આપતું નથી. લાયક છે તમોને ઓ ચંચલ અને જુવાન નારીઓ, કે તમારા શેહરમાં આવેલા હમારા જેવા દરેક મુસાફરને લાયક માન આપો. હું આશા રાખુંચ કે તમો હવે પછી તમારી ચાલ સુધારસો. અલબતાં, તમો નાદાન છો, તમારી ઉંમર ટુંકી છે, અને જુવાનીનો મોસમમાં સદા હુલડાઇના ફુલ દેખાવ દીએ છે. પણ ઓ નાજનીનો એક દીવસે તમોને પોતાના ખાવીંદોને તીયાં જવું છે. દુનીયામાં નામ ઉઠાવી પોતાની બુનીઆદને આશકારા કરવી છે. તીયારે તમોને લાજેમ છે કે એટલી ટુંક ઉંમરમાંથીજ સારી રીતભાત, નેક ચાલ, અને હોરમત ભરેલી વરતનુકના રોશન ચેરાગનું અજવાલું તમારા કુમલા મનના મેહેલમાં દીપાવો. બાનુઓ મેં દુનીયા જોએલી છે; હું બુજોરગી અને જઇફીની અજમાએશ ભરેલી નદીને કાંઠે આવેલો છું; માટે મારી આ નશીઅત કાંઇ પણ મનમાં ખોટું લાવીયા વગર તમારે પોતાના હઇડામાં મોતીની માલાની માસાલે સોભાવવી જોઇએ. અએ નાજનીનો, વખત ટુંકો છે અને મને લાંબી સફર ઉપર જવું છે, માટે હું રજા લેઉંછું. તે સાહેબ તમારો નેઘેબાન થાએ! નેક બજા, ચાલ હવે અહીઆંથી કુચ કરીએ." એમ કેહી જે દમામ અને દબદબાથી ઘોડા ઉપરથી ઉતરીયા હતા તેવાજ ભપકાથી પંજઅયેબ ઉપર સવાર થઇ પોતાના ભાખરાની સાથે પાહાડોની તરફ તે કદાવર ઘોડાની લગામ ફેરવી, અને ગામડીઅનોને સલામ કરી ચાલતા થયા.

પેલો બોરતો જંગી અને બજાની અજાએબી ભરેલી પણ રમુજી ચાલથી હસતી અને મશકેરી કરતો ગાતી ગાતો નદીની તરફ ચાલી. કેટલુંએક ચાલીયા પછી અડચન શહરૂ થઇ. જગે જગે મોહોટા પથરોના કટકા રસતામાં આડે આવવા લાગીયા. રસતા ઉપરના જાનીતા જાહાડોને બદલે ગંજાવર જંગલી દરખતો પોતાના મગરૂર માથાં આસમાનની બુલંદીએ પોહોંચાડી ઉભા હતા. સાફ અને સોધા રસતાને બદલે ખાડા ખબોચીઆ અને ટેકડીઓથી જગે જગે જમીન ઊંચી નીચી બની હતી. તડકું પણ આસતે આસતે વધતું ગયું, અને જંગીને તથા તેમના સાથીને જાહાડોના છાંયાં હેઠલ ચાલવાની ફરજ પડી. લગભગ બપોર સુધી મુશકેલીથી રસતો કાપવા પછી આપણા જંગીને રસતા ઉપર પડેલું કાંઇ દેખાયું, જેથી તેનાનાએ પોતાના પંજઅયેબની લગામ રોકી અને પોતાના ભાલા વડે તે ઊંચકવાની તજવીજ કીધી. બારીકીથી નજર પોહોંચાડતાં તેમને કપરાંની એક ગાંસડી દેખાઇ; પણ તે લગાર ભારી હોવાથી જંગીથી ઊંચકાઇ શકી નહીં. એવામાં ભાખરો જે લગાર પાછલ હતો તે આવી પોહોંચીયો અને ગાંસડી ઊંચકી ખુશી તેમજ અજાએબીથી તપાસવા લાગીયો. મેહેરમસ્તે તેને તે છોડવા ફરમાવી જેથી બજાએ તુરત તેમનો હોકમ બજાવીયો. તે ગાંસડી છોડી જોતાં તેમાંથી ચાર પાંચ સદરા, શેમાલ વગેરે કેટલાક કપડાં મલીયાં, તે સાથે મજબુત ગાંઠથી બાંધેલી એક નાહાની ઠેલીમાં થોડાક રૂપીયા હતા; એ વતરોગે એક જુની પણ ખુબસુરત બાંધનીની ચોપડી કપરાંના પરમાંથી મલી આવી. જેની ઉપર સીપેહસાલારની નજર પડતાંજ ખુશીથી તેનાનાએ તે પોતાના હાથમાં લીધી, અને પેલાં કપરાં તથા રૂપીયા બજાને નવાજેશ કીધા; ભાખરાએ તે તુરત બાંધીને જતનથી પોતાની પાસે રાખીયા અને પેહેલવાનને સવાલ કીધો કે—"મેહેરજી બાપા ઇ પોટરકુ કોનનું ઓહે વારૂ?"

જંગીએ વીચાર કરીને જવાબ આપીયો કે—"હું ધારૂંચ કે લુટારાઓએ કોઇ મુસાફરને અહીઆં લુટીને મારી નાખીયો છે, અને તેનો આ અસબાબ હશે."

બજો ડોકું ધુનાવી બોલીઓ—"પન તીઆર જો લુટારાઓ એ મહાફરને મારીજ નાખેઓ ઓએ તીઆર આ પોટરકુ હાને હારૂ તે રેવા દીએ? ચોર ઓતે તો એ લેઇનેજ જતે તો."

જંગીને બજાનુ આ કેહેવું દુરસત લાગું તેથી બોલીયા—"હા બજા તું રાસત કહે છે. જો ચોરોએ મુસાફરને લુટીયો હોતે તો તેવો આ ગાંસડી રેહવા દેતે નહીં. માટે આ કોઇ બીજી રીતે અહીં આવી હશે. પન સબર, આ ચોપડી હું તપાસી

જોઊં; કદાચ એમાંથી આપણને કાંઇ પત્તો મલસે." એમ કહી જંગીએ પેલી ગાંસડીમાંથી મલેલી ચોપડી ઊંઘાડી. જેના પેહેલાજ પાના ઉપર કાંઇ બેત લખેલી હતી તે ઉપર જંગીની નજર પડી. અને તેનાનાએ બજો સાંભલે તેમ તે મોહોટેથી નીચે મુજબ વાંચી સંભલાવી.

સીતમગર સનમ તું કાંઇ મેહેરબાન થા,
જુદાઇના આતશથી નહીં કર ખુવાર,
ન દુખથી તું મુજના એમ અનજાન થા,
ગજબની તું કર મયાન તાહરી તલવાર.

છે મોહબત ખુદાઇ-ખુદા છે રેહેમ,
તુ મહોબત છે પુર-હું દુખી લાચાર;
ઓ મેહેરવંત નાર થાએચ સંગદીલ કેમ?
છે તું જીંદગી માહારી, તું મારનાર.

કલંમ મારી મંહોતે-છે આયો પેગામ,
થવસ તામે જમને-જો તું ગુલઓજાર
બચાવી ન લેશે-આપી મેહેરની જામ
રેહેમ કર રેહેમ ઓ રેહેમવંત નાર.

આ સાંભલી બજો ડોલા કાહાડી બોલીયો—"એ એ ભાઇ, આ તો કેવું ફાલઙીમાં લખેલું દેહું! એકુ બોલતો હું પન એકુ લીટાબી હમજ પરતી નીમલે. બાપા બાપા, મનીખની તરેહવાર કરતાં દેહું હો મેહેરજીભાઇ!"

જંગીએ જવાબ આપીયો—"નહીં બજા, આ જબાન કે જેમાં આ રંગીન બેત રચી છે તે કાંઇ ફારસી નથી પણ આપની સાદી ગુજરાતી છે. મગર કવેશરે કેટલાએક રંગીન અને બંધ બેસતા ફારસી બોલો એમાં આમેજ કરીને અસલ ગુજરાતીને ગોયા ઉમદા જવાહીરોનો સીનગાર આપીયો છે; અને જે જબાન પોતાની જાતી નાકઉતીથી શાએરના ઊંડા વીચારો અને ઝમકદાર તથા નાદર બયાનને આશકારા કરવાને તદન નાલાયક અને અશકત છે, તેને ફારસી ભાશાની મદદથી ફકત ખુબસુરત અને શીરીન બનાવી છે."

બજો કાન ધવરીને બોલીયો—"ઓહે બાપા ઓહે; પન એ અવરેનું તમારૂં

બોલેલું ઊં પુરેપુરૂં ની હમજેલો જો. એ બેત ને પેત ને છારીન તે ઊં હું હમજ્યું ; મને કાંઇ એમા હમજ પરતી નીમલે."

જંગી ખુશ થઇ બોલીયા—"હા બજા, તને તો એ ભાશા સમજવી કઠન પડે, પન હું તને ખાતરીથી કહુંછું કે જે ધનીએ આએ બેત જોડી છે તે ખરેખર કવી મગજનો હોવો જોઇએ."

બજાએ અજબ થઇ પુછીયું—"તીઆર હું તમુને એ હઉ હમજતાં આવરે કે?"

સીપેહસાલારે રોબથી માથું નમાવી કહ્યું—"અલબતાં, હું સમજી શકુછું એટલુંજ નહીં પન મને શાએરી પન કરતાં આવડે છે. જે વેલાએ હું તાહરે હાથે માહરી દીલબર શેહેરનાજ પર મહોબતનો પેગામ મોકલસ તે વેલાએ કેવી તરેહની જોડનીની બેતો અને ગજલો લખસ, તે ઉપરથી તાહરી ખાતરી થશે કે હું ખરેજ એક કવી છું."

બજાએ કહ્યું—"ઓહે બાપા ઓહે; પન ઇમાં કાંઇ બીજું લખેલું ઓહે તે વાંચોની જોઇએ હું છે તે?"

જંગીએ પાનુ ફેરવીચું અને કહ્યું—"આ સફામાં જે છે તે સાદી ઇબારતમાં લખીયું છે. એમાં કોઇ ઉપર કાંઇ કાગજ લખીયું હોય એવું નજર આવે છે."

બજો બોલીયો—"તીઆર તો કંઇ કામનુ કાગજ ઓહે, વાંચો તો ખરા."

જંગીએ જવાબ આપીયો કે—"નહીં, શહેરૂઆત ઉપરથી એ કાંઇ કામ કાજનો નહી પન મહોબતનો પેગામ દીસે છે, જો સાંભલ"—એમ કહી ભારે દમામથી અને રાગ કાહાડી, ભાર મેલી, બોખરે આવાજે નીચલું કાગજ સીપેહસાલારે પોતાના ચરબદાર સાથીને વાંચી સંભલાવીયું.

"તાહરી બેવફાઇ ભરેલી ચાલ અને માહરાં બરગસતે બખતે અંતે ઓ સીતમગીર ઓરત, મને આએ વેરાનની પનાહ લેવાની ફરજ પાડી છે. ઓ લોભી નાર, મહને તરક કરી માહરાં કરતાં પઇસે તવંગર પણ ખુબીએ કંગાલ શખસને તેં તાહરા ખાવીંદ તરીકે કબુલ કીધો છે. માહરા કરતાં સારા ગુનોના અને ચહડતી પદવીના કોઇને જો તેં પસંદ કીધો હતે તો તહને તાંના મારવાને બદલ હું તાહરી પસંદગીને માટે તાહરી તારીફ કરતે. પણ અફસોસ! કે તું ગુન પર નહીં પન પઇસા પર લોભાઇ, ખરી ખુબી ઉપર નહીં પણ બાહેરના દેખાવથી મોહીત થઇ. તાહરી ખુબસુરતીએ માહરા મનમાં જે વીચારો ઉતપન કીધા હતા, તે તાહરી ચાલે નાબુદ કીધા છે.

તાહરા હોશનથી હું તને એક ફ્રેશતો સમજતો હતો, પણ તાહરી વરતનુકથી તું એક નાદાન ઓરત તરીકે જનાઇ આવી છે. મને બેચેનીના ઊંડા દરીઆવમાં ડુબાડનારી ઓ બેવફા નાર તું આરામથી રેહજે!"

કાગજ વાંચીને જંગી બોલીયા કે—"એમાંથી કાંઇ બીજો વધુ સાર નીકલતો નથી, પન એટલું તો રોશન રોજ જેવું છે કે એ લખનાર કોઇ બરેજ નાશીપાસ થએલો કમનખત આશક છે."

જંગીએ તે ચોપડીના બીજા પાના ઉથલાવી જોયા પણ જયાં જોય ત્યાં તાના, મીનતજારી, દલગીરી, ફરીયાદ, અરજ અને પોતાની માશુકની તારીફ તથા છાતી ફાટે એવા રૂડન સીવાય તેમાંથી બીજું કસું મલીયું નહીં. એ રીતે જે વેલાએ આપણા સુરા સીપેહસાલાર જંગી મેહેરમસ્ત ચોપડી તપાસવામાં મશગુલ થયા હતા તે વેલાએ તેમનો ચરબદાર સાથી બજો પેલી ગાંસડીમાંથી કાંઇ વધારે રૂપીયા મલસે એવી આશામાં તે ગાંસડી ચુથવા મંડી ગયો. તેને આએ અચબુચ બજાંનો મલવાથી તે એટલો તો ખુશી થઇ ગયો કે મુસાફ્રીની તમામ રંજ અને થાક તે ભુલી ગયો એટલુંજ નહીં પણ તેનો બજદ ચોરાવાનો અવેજ પણ પોતાને મલી ચુકેલો તે સમજીયો. આપણા સીપેહસાલાર હવે તે ગાંસડીનો ધની કોણ હસે તે સોધી કાહાડવાને ખંતી થયા. આએ બીઆબાનમાં તે ગાંસડીનો ધની મલી આવશે એવી આસાથી મેહેર-મસ્તે પોતાના રખશને તેની લગામ સોંપી પોતે બીઆલના દરીઆવમાં ડુબકી મારવા લાગીયા. એ રીતે કેટલીક મંજલ કાપીયા પછી જંગીને દુરની ટેકડી પર કોઇ માનસ ખડકના ખડકો કુદાવી નાહાસતો દેખાયો. તેનું અરધું શરીર ફાટાં તુટાં કપડાંઓથી ઢંકાએલું હતું, તથા તેના ગુછા લાંબા પણ ગુંચરાં વલી ગયલાં હતા. વીચારના કાસદે જંગીના ભેજામાં એકદમ પેગામ પોહોંચાડીયો કે પેલી ગાંસડીનો ધની એજ હોવો જોઇએ. જેથી તેવને પંજઅયેબને જોરથી દોડાવીયો ને સેકાર હાથમાંથી છટકી નહીં જાએ તેને માટે પોતે એક તરફ્નો રસતો લીધો ને બજાને બીજી તરફ્થી આવવા ફરમાવીયું.

બજો બોલીયો—"મેહેરજી બાપા, આપરેથી તો એમ ની દોરાય જો. ને નીકરતાં એ ગાંહરીનો ધની નીકરીયો તો પછી બજો તો રરતોજ રઇ જાય કે? બાપા આપરેથી કંઇ એમ દોરાય બોરાય નહીં જો—"

'થંડે કલેજેનો બજો હજી તો ધીરજથી આટલા સખુન બોલેચ તેટલામાં તો જંગી દુર નીકલી ગયા અને સેહેજ વારમાં પેલી તેકડીની ગઢેરમાં આવી પોહોંચીયા.

અહીઆં તેવને પીઠ પર લાવેલી કપરાની ગાદી સાથના એક બલદને મુએલો પડેલો દીઠો. બસ જંગીની તો ખાતરીજ થઇ કે પેલી ગાંસડી તથા આએ બલદનો ધની તે પેલો નાહાસનાર શખ્સજ છે. એવા અંદેશામાં ગરક જઇ જંગી પેલા બલદ પાસે ઉભા હતા તેટલાં બજો જે લગાર પાછલ પડીયો હતો તે હલવે હલવે આવી પોહોંચીયો ને પોતાના સેઠની સાથે તે પણ વીચારમાં મશગુલ થઇ બલદ તરફ ટીકવા લાગો. એ રીતે જંગી તથા બજો બંને જન અંદેશામાં ઉભેલા છે એટલામાં એક ભરવાડ પોતા કરતાં દોહોડ ગજ ઊંચી લાકડી હાથમાં ધરી તે ટેકડી પરથી નીચે આવી જંગીનું મોહોડું જોતો ઉભો. થોડો વાર મુગોજ ઉભો રહી અંતે પેલા ભરવાડે પોતાના સદાના સીરેસતા મુજબ જીભને મોહોડામાં ગબરાવી આવાજ કાહાડીયો કે:—"એ હું જુએ હું? એ કાંઇ તારૂં બારૂં નીમરે ભાઇ; એ તો બલદીયું છે બલદીયું. એ તો છઓ મહીના થીયા એવુંજ મુએલું પરેલું. એના ધનીને દીઠેલા કે ની દીઠેલા?"

જંગીએ રોબમાંજ ડોકુ ધુનાવી ના પાડીયું ને જરા ડોલા હીલવી હાથનો ઇસારો કરીને ધની વીશે વધુ ખબર જાનવાનો ખાહેશ દેખાડી.

ભરવાડે વાત ચલાવી:—"અરે ભાએ તું અને ની ઓરખતો મલે? એ વાત બનેલી તેને બધા આઠ, દહ કે છો એક મહીના થઇ ગીએલા ઓહે. તીવાર કેની—તે હેલું જુપરૂં દીખાએ કેની જુપરૂં—તેની ભની એક જુવાન માટીરો આજ બલદીઆ પર બેહીને આવેલો, ને આ જંગલમાંની નવરી જગા પુછવા લાગેલો. પછી અમે લોકે તેને હેલી જગા બતાવેલી. ફુહી જો, હેલી હોય હેલી તે. જેવી જગા બતવેલી કે લાગલોજ તે તો તીફા નાઠેલો. ને ફરી ની નજર પરેલો. પછી એક દીહે કેથેથી નીહરી જેવો આવેલો ને અમારી જાતમાના એકને તહીં ભરાઇને હુકો ફુમલો ને રોટલો લેઇ નાઠેલો ને હેલી ખીનમાં કેથો ગુમ થઇ ગીએલો. પછી અમે તો તેને બે દી હુધી હોધીયો તીયાર એક પોલાં જાહારમાં ભરાઇ બેઠેલો તેને ધરી કારેલો. ને તેને જોઇએ હું તો હંધા હાલ હવાલ થઇ ગીએલા. લુગરાં ફાટેલાં ને મોરૂં બોરૂં હંધુ તરકાથી કારૂં મારી ગીએલું. અમે તો પેલે એને ની ઓરખતે જો. પણ વરી ભલુ મનીખ અમુ લોકને હાંભું કીએહું કે—'તમુ લોક મારા હાલ જોઇને ધભરાહો રએ; ગુનાના પહતાવા હારૂ એ હાલ મને લેવો પરેલો.'—અમે લોકે તો તેને ઘનો હમજાવેલો ને પુછેલું કે તું કોન છે તે મને કે પન તે તો મુંગોજ રીએલો. પછી અમે લોકે તેને એમબી પુછેલું કે તું કીશ રીએ તે બતાવ કે તારે હારૂ રોટલો પાનીબી લેઇ

આવવા થાએ. તીઆર તીને જવાબ દીધેલો કે—'મને જીયાર ભુખ લાગહે તીઆર આવીને માંગા. ને જે જગાપર હું હોઊં ને ધન ભાંગે તેજ મારી રેવાની જગાયા.'—" અહાંઆ મેહેરમસ્તે વચમાં પડી ભરવાડને 'ધન ભાંગે' નો ખુલાસો પુછીયો.

ભરવાડે જવાબ આપીયો—"હએ તુને તે એટલુંઓ માલમ નીમરે કે? તું આવેલો તે કીફાથી? દારો એટલો એટલોક થાય ને ધન ભાંગે ને હંધુ કાલક થઇ જાય તે જાનતો નીમરે કે?

ભરવાડની આએ ઘેલી ગાંડી સમજાવત પરથી જંગી કાંઇક સમજીયા કે સુરજ અસ પામીઓ ને રાત પડી એવું ભરવાડનું કેહેવું હતું. તેથી પાછો ઇસારો કરી ડોકુ ધુનાવીયું એટલે ભરવાડે તે દાસતાન આગલ લંબાવીયું:—

"એટલું બોલીને તે મનીખ તો રરી પરેલું ને જાને આપુને તો એવું થઇ આવેલું કે એ ભલુ મનીખ હું કરવા રરે. જાને દયા જેવી આવી ગીએલી. કેમકે તેનો ચેરોજ બઉ હોવામનો ને દેખાવે કોઇ હારૂંજ મનીખ દેખાએ. ને તેની ચાલચલનઓ હારીજ હતી. પછી તે તો રરતો સુંગો રીયો ને નીચું વરી ધનો વાર જોયા કીધેલું. આપરે તો જાએનું જે એ ઘેલો થીયો. ને ખરેખર વરી તેમજ થીએલું. એ બાપાએ તો એકદમ કુદકો મારી અમારામાના એક મનીખને તોરી પારી તેને એવાતો એવાતો માએરો કે બાપજી, જો તેને અમો લોક ની છોરવતે તો તેનો જાનઓ લઇ લાખતે. તે તો મારતો જાય તો જાય ને એમજ બોલે કે—એ દગાખોર દુછમન તું હવે મારા હાથમાં છપરાયો. તેં જે મને નોકછાની કીધી તેને વાહતે તારો જાનજ લેવાનો; તારા તુકરે તુકરા કરવાનો—એમ બોલી બોલીને ખુબ મારવા લાગો. પછી જેવો હમે તેને છોરવેલો કે તે લાગલોજ નાડેલો; એવો તો નાડેલો કે ફરીથી દીહેલોજ ની. એ ઉપરથી એવું દીહે કે એને કોઇએ જબરો દગો કીધેલો; ને તીમાંજ એ દીવાનો હરખો થઇ ગીએલો. હવે હમજેલા કીની?"

ભરવાડને મોહોડેથી આએ દાસતાન સાંભલવાથી હવે તો મેહેરમસ્તની ઇનતેજારી વધી. આટલા ભરવાડના બોલવાથીજ તેવણની તો ખાતરી થઇ ચુકી કે જાં છે તાં એ કોઇ ખરેજ કમનસીબ આદમી છે અને તેના દુશમનના દુખથી દીવાનો થઇ ગએલો છે. તેવણ મન સાથ બરબરવા લાગા કે "જયાં સુધી એ દુખીને તેના દુખમાંથી મોકલો નહીં કરૂં ત્યાં સુધી શું કામની આએ પેહેલવાંનગીરી, શું કામની આએ કમરે લટકતી તરવાર અને સીરપર સોભાવેલી કોહોલા? મેહેરમસ્ત ઓલપાડ જંગ બાહાદુર જયાં સુધી આએ

દુનીયામાં જીવતો છે ત્યાંસુધી એવો નર તે આએ દુનીઆમાં કોણ છે કે જે વગર કારને એક નાચાર પડેલા દુબલા શખસને આએ ફજે પોંહાંચારે ? એમ કહી તેવને પોતાના એક હાથની હથેલી ઉપર બીજા હાથની મુક્કી ઠોકીને પક્કો ઠેડાવ કીધો કે—"જ્યાંસુધી એ દીવાના માનસને સોધી કાહારી તેનું દુખ ટાલું નહીં ત્યાં સુધી મારે ભુખ અને ઉંઘ હરામ છે." એવો મજબુત ઠેરાવ કરી હજી તેવન પોતાના પંજઅયેબને જોરથી હાંકવાની તઇઆરી કરે છે, તેટલાંતો પેલો જુવાન કાંઈ બકતો ને ચાલા કરતો પાસેની તેકડી પરથી નીચે ઉતરી આવ્યો. તેને જોઇને મેહેરમસ્તનું દેલ એટલું તો ઉસકેરાયું કે તેનાના એકદમ પોતાના કદાવર રખશ પંજઅયેબ પરથી નીચે ઉતરી પેલા જવાન સાથે બગલગીરી કરી પડયા, ને જાને પોતાનો કોઇ ગુમ થઇ ગએલો એરી અચબુચ મલી આયો હોય તેમ કેટલોક વખત સુધી તેને બગલમાં દાબી રાખીયા પછી બંને જન એક બીજાના ખભાં ઉપર હાથ ટેકાવી, પોતાના સર જમીન તરફ જુંકાવી જાને કાંઈ લાંબા દીવસની ઓલખ યાદ કરતા હોય તેમ વીચારમાંજ ઉભા. મેહેરમસ્ત તથા દીવાનાનો આએ વીચીતર દેખાવ જોઇ બજો અને ભરવાડતો અજાયેબીમાંજ ઉભા થઇ રહેયા.

# પ્રકરણ ૨૪ મું.

## દીવાના શખસે પોતાનુ દાસતાન બોલવું અને મેહેરમસ્તના વચમાં બોલવાથી તેનું છેરાવું; તથા આપણા જંગીએ પોતાની શેહેર નવાજના પીયારમાં ઘેલાપણું એખતીયાર કીધું અને બજા ભાખરા સાથે પોતાની માશુકપર પેગામ મોકલીયો તેનું બયાન.

આએ દુનીયા મધેથી તમામ બદીઓને હટાવનાર અને દુખ અને આફતોને દુર કરનાર આપણા જોરાવર જંગી પેહલવાન સુરા સરદાર સીપેહસાલાર મેહેરમસ્ત ઓલપાડ જંગ બાહાદુરે અંતે ચુપકીદીનો પરદો ખીસાડી એક હાય મારીને દીવાનાનાં ખભાં પરથી આસતેથી પોતાનો હાથ ઊંચકી લઈ તેને સવાલ કીધો કે—"અએ બરાદર જવાન, શું છે તાહારૂં નામ અને કીયાં છે તાહારૂં ઠામ તે બોલ, અને બોલ તારા દુખની વાત કે કોણ દેવજાદે તુને દુખી કરી અંતે આએ પરાગંદે હાલતમાં લાવી નાખીયો છે ?" બતાવ તું મને તાહારો

દુશમન ને પછી તું જો કે હું તેને કેવી શીકસત આપું છું. અએ દુખી જવાન, તારા નસીબ મોહોટાં કે આજે તને જેહાનઆશકાર સીપેહસાલાર મેહેરમસ્ત ઓલપાડજંગ બાહાદુર સાથે ઓલખાન થઇ કે જે બુલંદ દરજાનું નામ હું ધરાઊંછું. બસ હવે તું એમજ જાન કે આજથી તારૂં દુખ ટલીયું. જીયારથી આએ ભોલા દીલના ભરવાડને મોહોડેથી તારી થોડીક હકીકત સાંભલી છે તીયારથી મારૂં દેલ તું વાસતે ઘણુંજ બલે છે. બીરાદર, હું કસમ લઈ ચુકીઓ છું કે જીયાં સુધી તને દુખ અને આપજામાંથી છોડવું નહીં તીયાં સુધી આએ દુનીયાની ભુખ અને ઉંઘ મને હરામ છે. વાસતે બોલ બેફીકર તાહારૂં દાસતાન, અને પછી તું જોકે તાહારો મુદઇ આએ દુનીયામાં દમ લેવા કેમ ઉભો રેહેચ."

પેલો દીવાનો જે અતીયાર સુધી એકી ટગરે મેહેરમસ્તની વાત સાંભલીયા કરતો હતો તેને પોતા ઉપર જંગીને આટલા બધા ખુરબાન દીઠા તેથી પોતાનું સર નમાવી જંગીનો ઉપકાર માનીયો ને જણાવીયું કે—"અએ જઈફીની નોકપર પોંહોચી વલેલા જોરેમન નર, જો તું મારૂં દાસતાન સાંભલવાને આટલો બધો ઇનતેજાર છે તો લાજેમ નહીં મને કે મારા દુખની વાત તું બેગાના આદમથી છુપાઊં. પણ મારૂં દાસતાન ઘણું લાંબું છે, જે સઘલું એકી વખતે સાંભલી લેવું જોઇસે. માટે અએ સુરા સરદાર, મને વચન આપો કે મારી વાતની વચમાં તમે લોકો એક સુખનબી બોલશો નહીં."

તે દેવાનાના માંગવા મુજબ જંગીએ વચન આપીઊં ને બજા તથા ભરવાડને પણ મજબુત તાકીદ કીધી કે કોઇએ વચે પુરાવું નહીં. હવે પેલા દેવાનાનું દાસતાન સાંભલવાને સઘલાઓએ તઇઆરી કીધી. જંગી દેવાનાની સામે જઇ ડાબો હાથ કંમરે લટકતી તરવાર પર ગોઠવી, જમના હાથની એક આંગલી તેજ તરફના ગુછા આગલ લઇ જઇ જમીન તરફ જુકતું પોતાનું સર તે આંગલી પર ટેકાવી, જાને કેવાક ધીઆનથી તે વાત પોતાનાં ભેજામાં સીંચી સીંચીને ભરવાની હોય તેવા ડોલથી અકરમાંજ ઉભા; આપણો બજો મેહેરમસ્તના એક ખીજમતદાર દાખલ તેવણની પાછલ જઇ કમર પછવાડે હાથ જોરી પોતાની માસમાં ડટાઇ ગએલી આંખ ચીમી કરી દીવાના તરફ ટીકવા લાગીયો; ને પેલો ભરવાડ તેઓથી થોડેક છેટે જઇ પોતાના બે ગુઠન વચે લાંબી લાકરી ટેકવી જંગી અને દીવાનાનું મોહોડું જોતો સઘલી વાત સાંભલવા બેઠો. એ રીતે સઘલાઓનો ઇનતેજારી વચે હવે દીવાનાએ નીચે મુજબ પોતાનું દાસતાન બોલીયું :—

"મારૂં નામ જાંહાંગીરછે, પણ લોકો મને જાંહાંગીર જટના નામથી ઓલખેચ. આખા હીંદુસથાનનું નાખ અને તેની સોભા મુંબઇ અલબેલી મારૂં વતન છે. મારૂં કુલ ઊંચું ને મારા માબાપ પઇસાદાર છે તોપન મારી કંગાલીયત એટલી મોહટી છે કે મારાં માબાપની સ-

ઘલી દોલત તેમાંથી મને મોકલો કરવાને અશક્ત છે. મારા વતનમાં મારે મનસે એક બેહેશ-તનું મુકામ હતું જ્યાં એશકે મઘલી ખુશી ખુરમી અને મજાહ જમા કીધી હતી. તે શીરીન હતી ; જે મારા જેવા ઊંચા ખાનદાનની તથા તવંગર હતી. આ શીરીનને બચપનથીજ હું ચાહતો હતો અને તે મને પણ ચાહતી હતી. અમારા માબાપ અમારા એકમેકના પીઆરથી કાંઇ અનજાનોયાં નહીં હતા. જેમ જેમ અમે ઊંમરે વધતાં ગયાં તેમ તેમ હમારો પીયાર પણ વધતો ગયો ; તે એટલા સુધી કે એક વખતે મારી માશુકના બાપે તેના ઘરમાંથી મારો મગદંડો ઓછો કરવાને દુરસત વીચારીયું. આ આંકોશથી હમારા એશકના આતસે વધારે ને વધારે ભડકો લેવા માંડીયો. કેમકે હમારાં મોહોડાં બંધ કરવાની શકતી તેઓમાં હતી પણ હમારી કલમના તેજ રખશને કાગજના મેદાનમાં દોડાવતો અટકાવવાની તાકાત તેઓમાં નહીં હતી, કે જે રખશ દીલના સંધા ઉંડા ભરમો મોહોડાં કરતાં પણ ઘણી સરસ રીતે બાહાર પાડે છે. કારણકે જારે માશુકની હાજરીમાં જીભ તેની ફરજ બજાવવાને ધ્રુજી કાંપી પડે છે તારે કલમ વધારે સરસ કામ બજાવે છે. ઓ મારા માહાતાબ ! મેં તેનીપર કેટલા બધા પીઆર પતરો લખીયાં હતાં ! કેવા શીરીન, કેવા દીલ હરખાવનારા જવાબો મને મલતા હતા ! કેટલી બધી બેતો મેં લખી હતી ! પણ આખરે મારો સબરનો સંધો ખજાનો ખાલી થઈ જ-વાથી શીરીનને તેના બાપ પાસેથી મારી મોહોરદાર તરીકે માંગી લેવાનો મેં ઠેરાવ કીધો અને તરત મેં તેમ કીધું. જવાબમાં તેણીના બાપે મારી વાજબી માંગની માટે મારો ઉપકાર મા-નીયો અને જણાવીયું કે જીઆરે મારો બાપ જીવતો છે તીઆરે તો મારા જેવા જવાને એ કારજને માટે માંગની કરવા કરતાં મારા બાપે તે માંગની મોકલવી વધારે લાયક છે. કારણકે મારા બાપની રાજી ખુશી વગર એ કામ અનઘટતું અને બે કાયદે ગનાય. આ જ-વાબ ઉપરથી હું લાગલો મારા બાપ પાસે ગયો. એ વેલાએ મારો બાપ કાગજ વાંચતો હતો, જે મારા હાથમાં મુકી કહયું કે—"જાંહાંગીર આ કાગજ ઉપરથી તુને માલમ પડશે કે, નાના-ભાઈ નાનાવટી તારી પર કાંઈ મેહેરબાંની કરવા ધારે છે. કદાચ તમો લોકો જાણતા હશો કે નાનાભાઇ નાનાવટી કરાંચીનો રેહેવાસી છે, જીઆં એની ઘણીક જાગીરો છે. મેં તે કાગજ વાંચીયું, જે એટલીતો સાફસાફ અને માયા ભરીયું હતું કે તેમાની માંગની નાકબુલ રાખવાને કાંઈબી કારણ ન હતું. તે માંગની એ હતી કે મને તરતજ તેને તીઆં મોકલવો, જીઆં તેના વડા છોકરા સાથ રાખવા અને મારે લાએકની સારી જગા અપાવવા કબુલ કીધું હતું. મારે તેને તીયાં જવાનો વખત નજદીક આયો. જવાની એક રાત આગમચ મેં શીરીન સાથ વાત ચીત કીધી ને જે બનીયું હતું તે બધું જનાવીયું. વલી મેં તેનીના બાપનેબી કાલાવાલા કરી સમજાવીયું કે જીયાં સુધી હું નાનાભઇની શું મરજી છે તે જાનીને પાછો આઉં નહીં

તીયાં સુધી શીરીનને કેથે પરનાવવી નહીં. તેને તેમ કરવાનું વચન આપીચું અને મારી માશુકે હજારો આંસુ અને સોગંદોથી તે બાહાલ રાખીયું. હું નાનાવટીને તીયાં આવી પોહોંચોયો જેને મારી એવીતો બરદાસ કરવા માંડી કે સઘલા નોકરોના પેટમાં દુખવા માંડીયું. પણ મારા આવવાથી જે ઘનો મઘન થતો હતો તે તેનો વચલો છોકરો નામે નવલશાહ હતો. નવલશાહ નાનાવટી ઘણો ચબરાક, બાહાદુર, સખી, અને માયાલુ જવાન હતો. જેની સાથે મને એટલીતો મોહબત પડી ગઇ કે સઘલા તેથી ધુજવા લાગા. તથા જોકે તેનો વડો ભાઇ મારી ઉપર ઘની પરીતી દેખાડતો હતો તોપણ તે નવલશાહના જેટલી નહીં હતી. આ મોતરાચારી એટલીતો વધી કે રફતે રફતે નવલશાહ પોતાનો ભરમ મને જણાવવા લાગીયો. તેમાં અસુસ કરીને એક બાએડી જેનીપર એ લોભાઈ પડીયો હતો અને જેને લીધે તે ઘણીવાર બેકરાર રેહતો, તે બાબત પણ તેને મને જનાવી. તે એક ગામરેની લોંડી ઉપર આશક પડીયો હતો, જે છોકરીનો બાપ નવલશાહના બાપ કરતાં ઘણા ઉતરતા દરજજાનો હતો. તેનીના માબાપ કાંઈ છેક કંગાલ નહીં હતાં અને તેની પોતે ઘણી ખુબસુરત, ડાહાપન વાલી અને શરમાઉ હતી. નવલશાહ એના એશકમાં એટલોતો મસત થઇ ગયો કે તેને તો તેની સાથે પરનવાનો મજબુત થરાવજ કરી રાખીયો. તેના સાચા સાથી તરીકે મારેથી જેટલું બનીયું એટલું સમજાવી એ તેનો ઠેરાવ રદ કરવાની મેં તેને ભલામન કીધી, પણ તે કાંઇ તેને સાંભલી નહીં. સેવટે મેં તેના બાપને એ વાત જણાવવાનો વીચાર રાખીયો પણ નવલશાહ પકકો અને હીકમતી હોવાથી પામી ગયો કે હું તેના બાપનો વીસવાસુ નોકર હોવાથી એ વાત છુપી રાખશ નહી, તેથી તેને મને ઠગવાની એક હીકમત સોધી કાહાડી; તે મને કેવા લાગોકે જે માશુકના હોશનપર તે ગીરફતાર થયો હતો તે કામ તેને ઘણું ખોટું કીધું હતું, પણ હવે તે બધા વાસતે પસતાય છે; માટે એ ખેઆલ થોડોવાર દુર કરવા સારૂ પોતાના બાપની રજા લઇ વેપાર કરવાને મસે મુંબઇ જઈ રેહવાનો ઇરાદો દેખાડીયો. નવલશાહની આ યુકતી મનેબી ઘણી પસંદ આવી, કેમકે એથી મારી પીયારી મેહબુબ શીરીનને મલવાની મને ઘણીજ સરસ તક મલી. માટે મેંબી તેને તેમ કરવા હા પાડીયું. નાનાભઈ નાનાવટીએ તેને જવાની રજા આપી, ને નવલશાહની સાથે જવાનો હુકમ કીધો. હું અને નવલશાહ મારે ઘેર જઈ પોહોચીયા, જ્યાં મારા બાપે તેના દરજજા પરમાણે તેને આવકાર દીધો. હું તરતજ શીરીનને જઇ મલીઓ. મારો જુસસો પાછો ઉસકેરાઈ આવીયો અને એક ખરા મીતરથી તે વાત છુપાવવી નહીં જોઇએ માટે મેં મારી શીરીનની વાત નવલશાહને જનાવી. મેં તેનીના હોશન, ખુબસુરતી અને ડાહાપનનું બયાન તેની આગલ એટલું તો વીસતારીને કહયું કે મારી વખાનથી આવી સુંદર નારને જોવાને તેનું દીલ ઉસકેરાયું. માઠા ભાયગે મેં તેની

અરજ બાહાલ રાખી અને એક રાતના તેના ઘરના ઓરડાની બારી આગલ હું શીરીન સાથે પીયાર ભરી વાતો કરતો હતો તે વખતે દુરથી દીવાની રોશનીથી મેં તેણીનું મોંહ જોવાની તેને તક આપી. આએ દુનીયાવરનની મારી માશુકને જોઈ નવલશાહતો છકજ થઈ ગયો. વલી એક દીવસે તક લઇ મારા પુશકલ કાલાવાલા કરી તેને મારી અને શીરીન વચે ચાલેલા કાગજ પતરો વાંચી લીધા, જે ઉપરથી તેને બાહારથી પોતાની ઘણી ખુશી દેખાડી. પણ હવે તે જારે તારે શીરીન વીશેજ વાતો ચલાવતો ને કાંઇ પણ સંબંધ વગર તે જેમાં તેમાં શીરીનની વાત વચમાં લાવતો જેથી મને તેના ઉપર કાંઇકે શક આવવા લાગો. હવે એવું બનીયું કે શીરીને મારી પાસે નામાંની એક કેતાબ માંગવાથી—જે વાંચવાનો તેણીને ઘણો શોખ હતો તથા જેનું નામ બાનુ ગોશસ્પ નામુ કરીને—"

અહીઆં મેહેરમસ્ત વચમાં નીકલી આવીઆ. અતીયાર સુધીતો તેવને આતુર ચેહરે સઘલી ચુપકીદીથી જાંહાંગીર જટનું દાસતાન સાંભલીઆ કીધું પણ જેવું જાંહાંગીરને મોહોડેથી નામુ અને બાનુ ગોશસ્પનુ નામ નીકલીયું કે આપણા જંગી ચુપકીદીની જંજીરને એકદમ તોડી બોલી ઉઠીયા કે—"બસ, બસ ઘણું થયું; જો તમે તમારા દાસતાનની શરૂઆતમાંજ મને જનાવીયું હોત કે તમારી માશુકને નામાઓ વાંચવાનો શોખ હતો તો તેનીના ઉમદા મગજની ખાતરી કરવાને માટે મને બીજું કાંઇજ નહીં જોઇતે. હું તેનીને દુનીયામાં સઉથી ખુબસુરત અને દાહાપન વાલી કહું છું. તમારી વાતની વચમાં બોલવાથી મેં જે વચન તોડીયો છે તે મને માફ કરજો, પણ જીયારેબી નામાઓ અને પેહેલવાનો વીશે વાત નીકલે છે તીયારે મને વચમાં બોલીયા વગર ચાલતું નથી; તેટલા માટે હું તમારી દરગુજરો ચાહું છું, અને હવે તમે તમારૂં દાસતાન આગલ ચલાવો કેમકે આપનને તેની સાથે વધારે કામ છે."

આ બધો વખત જાંહાંગીર જટ સર નીચું નમાવી જાને કાંઇ ઊંડા વીચારમાં મશગુલ હોય એમ દેખાવા લાગીયો; અને જોકે મેહરમસ્તે વાત આગલ ચલાવવાને સારૂ બે વખત તેને કહયું પણ તે એક હરફ બોલીયો નહીં એટલુંજ નહીં પણ નીચેથી ઉપરબી જોયું નહીં. થોડોવાર રહી તેને પોતાનું માથું ઊંચું કીધું ને બાનુ ગોશસ્પ નામુ બનાવનારની સામે બરબરવા માડીયું. તે બોલીયો કે:—"અબલા જાતીમાં એવું તે શું જોર હોય કે સંબીયા બંધ મરદોને એક સેતરંજીપર બેઠેલા જાટકી નાખે! બાનુગોશસ્પ એવા તે કયા દલેર બાપની બેઠી ઉતી કે જેનામાં આએ રીતનું ભારે કુવત હતું? જોઇએતો તે રૂસતમની બેઠી હોય કે બરજોરની, પણ અબલા જાતીમાં આવું ભારે કુવત હું કદીબી માનુ નહીં. રૂસ્તમ તે એવો કયો જોરાવર પેહેલવાન પડીયો કે જે તારના જાહાડોજ ઉપારીને દાતન કરે! છટ, છટ, એ

સઘલું શહરાગાત છે. રૂસતમ જેવો કોઇ પેહેલવાન થયોજ નથી ને બાનુ ગોશરપ સરખી કોઈ નારખી દુનીયામાં હતીજ નહીં; એ સઘલી બનાવટ છે જે ભોલા લોકોને સમજાવવાની છે."—

જાંહાંગીરનું બબરવું હજીતો આગલ લંબાતે પણ મેહેરમસ્તથી તે સઘલું કેમ સંખાય? પોતે પેહલવાન થઇ આગલા પેહેલવાનો વીશની આએ રીતની તાનાજાની તેવન કેમ ખમી શકે? નામાઓ વીશે કોઇ જરાબી શક બતાવે કે તેવણનો તો જીવજ નીકલી જાય. તો પછી જાંહાંગીરને આટલો બધો અલાપ તેવન કેમ લેવા દેય? અતીચાર સુધી જાંહાંગીરને માટે જે સારો વીચાર તેવન ધરાવતા હતા તે એકદમ હવાપર ઉડી ગયો અને તેવન ગુસસાથી એટલાતો તપી ગયાકે જાંહાંગીરને બદલે જો કોઇ નબલો શખ્સ હતે તો તેવન એકુ બે ઠોંસા તેના ડાચાંમાં એવાતો લગાવતે કે આવા બેઅદબી ભરેલા બોલવાને માટે તે જનમનો પસતાવો કરતો રહીજ જાય, પણ હમના જાંહાંગીરને તેવો સવાદ ચખાડવાની તેવનની હીંમત ચાલી નહીં; તોબી લુચો, જુઠો, ઠગ, દગલબાજ, પાપી, ચોર, નીમખહરામ ઇતીયાદી વીશેશનોથી તેવણે જેહાંગીરને ધોઈ નાખીયો ને સેવટે પોતાની સાબેતીમાં બોલીયા કે:—"હું સોગંદ ખાઇને કહુંછું કે તારૂં બોલવાનું તમામ રાસતીથી ઉલટું છે. ફકત તારૂં આએ બોલવું અનીતી ભરેલો—અરે ફીનોજ નહીં પણ લુચાઇ ભરેલું છે. જે કોઇ એ પરમાને બોલે તે તમામ મરગરજાની ગુનાહમાં પોતાને ગીરફતાર કરે છે. યજદાંપરસતી ધરમથી એ બોલવું સરતાપા ઉલટું અને મુરખાઇ ભરેલું છે. તું કોઇ ખરોજ દેવજાદો દેખાય છે. તને અને તારા જેવા બીજા જેબી બેવકુફો નામાની ઉપર સુખન લઇ જાય તેને હું સાબેત કરી આપવાને તઇઆર છું, પછી શું હાથો હાથ કે ઘોડાપર, બખ્તરો અને હથીયારો સાથે કે તે વગર, રાતે કે દીસે અથવા તેને જેમ ગમે તેમ અથવા ગમે તારે સાબેત કરી આપશ કે તેઓનું તે બોલવું સરતાપા દેવાનગી શીવાય તેમાં કાંઇજ વુજુદ નથી."

જંગીએ જાંહાંગીરપર લુચો, ઠગ વીગેરે જે વીશેશનો લાગુ પાડીયા હતા તેથી જાંહાંગીરનો મીજાજ ગીયો. તેના મગજમાં પાછી દેવાનગીની ધુંધ ભરાઇ આવી તેથી કાંઇપણ બોલીયા વગર તેને પાસે પડેલો એક મોહોટો ફતર જમીન પરથી ઉંચકી જંગીના દીલપર એવાતો જોરથી ફેંકીયો કે તેના આચકા સમેત જંગી જમીન પર લાંબા થઇ તુટી પડીયા. બજાએ જીયારે પોતાના મુરબીને આવી કફોરી હાલતમાં આવી પડેલા જોયા તીયારે પોતાની માસથી ભરેલી મુકકીઓ એક પછી એક ડપાડપ જાંહાંગીરને લગાવવા માંડી. પણ એ "સોનીના સો" ને બદલે જાંહાંગીરનો જોરાવર લુહાર સરખો એકજ મુકકો બજાની બોચી પર પડયો એટલેબજાજીતો પોતાના "બાપજી" ને મોહોટેથી યાદ કરી બોચી દાબતા જમીન પર પડીયા. જેવો બજો જમીન પર પડીયો કે આટાની ગુંડની માફક જાંહાંગીરે બીજી લાત મુ-

ફકીઓથી તેને ખુબ ગુંદીયો. બીચારા ભોલા ભરવાડેબી બજાને છોડવવા જતાં જાંહાંગીરને હાથનો થોડોક મલીદો ખાધો. એ પરમાને પેલો દેવાનો તરતડે જતને બોખરા કરી પોતાના પાહાડી રેહેઠાન તરફ વંજો માપી ગયો. થોડે વારે મેહેરમસ્તનો ફુંઓ સાથી જેમ તેમ કરી ગુસસામાં ને ગુસસામાં જમીન પરથી ઉઠીયો ને પોતાને મલેલી કેસરીનું મુલ ભરવાડને ડેડવી પોતાનો ગુસસો ભરવાડપર ખાલી કીધો. તે બોલીયો કે :—"એ જંગલી ભરવાર, એ હંધો વાંક તારો છે. જો તું એ અગાઉથી અમુને જનાવીયું હોતે કે જાંહાંગાંર તો ગાંડો મુએલો છે તો અમો લોકો અમારી હાઉચેતીમાં રેતે, ને અમારા આએ હાલ ની થાતે."

ભરવાડ બોલીયો :—"એ હું કીએ હું ? એ કાં મરે ? તારા કાનબાન ફુટી ગી-એલા કે હું, હંભલાયું ની તે ? મેં તો તુને પેહેલેથીજ કઇ રાખેલું કે એતો કોઇ દીવાનો હરખો લાગે."

પણ બજાએ તે વાત નાપાડી ને ભરવાડે હુજત કરવા માંડી કે મેં તો અગાઉથી કયું હતું. અરસપરસ એ રીતની હુજાતુજી કરતાં ગાલાગાલી પર ઉતરીયા ને સેવટે હાથચાલાકી થઇ. બજાએ ભરવાડની બોચી પકરી આચકો મારી તેને નીચે તોડી પારવા માંડીયો. આચકાથી ભરવાડની પાઘડી ઉડીને જમીનપર પરતાંજ છુટી ગઇ ને ભરવાડની ચોટલીના બાલ તેની આંખ પર જુલી પરીયા ; એટલે બજાએ તે ચોટલી પકરી જોર કરવા માંડીયું. તેટલામાં ભરવાડે તરતજ સાહુચેતી રાખી પોતાની લાંબી લાકરી એવી રીતે આરી ધરી કે બજો તે લાકરી પરથી જોલાન લઇ જોરથી જમીનપર જીખાયો. પણ તરતજ પાછો ઉઠી ભરવાડની ગપચી પકરવા જતો હતો તેટલાં મેહેરમસ્ત વચમાં પડીયા ને ઘણીક મેહેનતથી બજાને સમજાવી થંડો પારીયો ને જનાવીયું કે એમાં બીચારા ભરવાડનો કસો વાંક નથી. આ ઉપરથી બજો નરમ પડીયો. જાહાંગીર દીવાનાનું દાસતાન અધુરૂં રહી ગયું તેથી મેહેરમસ્તનો જીવ ચટપટ થવા લાગો ; તેવને ભરવાડને પુછીયું કે "અએ ભોલા મરદ, શું જાહાંગીર હવે મલશેજ નહીં ને આએ અગતનું દાસતાન અંધારામાંજ રહી જશે કે ?" ભરવાડ જવાબ આપે તેટલાં બજો વચમાં બોલી ઉઠીયો કે—"એ મેહેરજી બાપા તમુને તે હું ગાંડું લાગેલું કે દેવાનાની દોહતી કરતા ફરો. એવા કામમાં પરી પોતેઓ ઠોકાએ ને બીજાઓનોબી હાથે લાગો ગુન રોટલો કરાવતા ફરો તે."

મેહેરમસ્તે જોયું કે હમણા બજાનો મીજાજ ઠીક નથી તેથી તેવન ઠંડે કલેજેથીજ બોલીયા કે—"એતો હોય ; બરગસતે સીતારાથી એવું બને ; આએ વાંકી પીફના ફરતા આસમાને કોઇને સદાના સુખ સાથે બરકરાર રાખીયા નથી તો તે આપણને કેમ રાખશે ?

સંકટના વખતમાં સબર એખતીયાર કીધા સીવાય આપણો બીજો ચારો નથી. તે સરવ શકતીમાન સાહેબ કાલે એ બરગસતે દાહાડો દૂર કરી પુર જલકાટ ભરેલો રોશન સીતારો બખશી તમામ આશા પુરી પાડશે માટે બજા તને બેસબર થવાનું કશું કારન નથી. વારૂં એ ભોલા ભરવાડ, શું પેલો જાહાંગીર અહીંઆં ફરીથી આવશે કે નહીં?"

ભરવાડે જવાબ આપીયો—"એતો વરી ફરતો ફરતો કોઇ વાર આવી લાગહેજ તો." એટલું બોલી ભરવાડ હુર્રર્રર્ર, તુર્રર્રર્ર, ટહ, ટહ, ટહ એવા પુકારા કરતો પોતાના છુટા પડી ગએલાં બકરાંઓને એકઠાં કરી પાસેની ટેકરી પરથી પોતાનો રસતો લીધો. જંગીએબી પોતાની મુસાફરી આગલ લંબાવવાના વીચારથી પંજઅયેબ પર સવાર થઇ બજાને પોતાની પાછલ આવવા ફરમાવીયું.

ટેકરીની વાંકી ટીકી અને ઊંચી નીચી કઢનોમાંથી મેહેરમસ્તે પોતાના રખશને હંકારીયો અને બજાને પણ જંગીની પાછલ ઘસડાવું પડીયું. આપણા સરદાર પેલા દેવાના જાહાંગીરને સોધી કાહાડવાના વીચારથી જેમ જેમ આડો રસતો લેતા ગીયા તેમ તેમ બજાને વધારે ખીજવાટ લાગતો ગયો, ને તે બબરવા લાગો એટલે જંગીએ તેને ખુબ ખખરાવી કાહાડીયો ને પોતા પાછલ મુંગો મુગો ચાલવાને ફરમાવીયું. પણ ઉસકેરાયલો બજો તેથી તો વધારે ઉખરીવો. તે બોલીયો કે—"બાપા આપરેથી તો તમારી ચાકરી ની થાય જો, એતો કોઇ દારે જીવ જવાનો હોદો. બાપા આપરે ગરીબના પોઅરાંને એ ઉબરીયાંની રમત ની જોયે. તમારી મહાપરી તેમજ કરો, ને રાજના ધનીઓ તેમજ થાજો. આપરેથી તો એવું રાજ બાજ નો થાયજો. નફામાં પોએરાં ઘેરે વાટજ જોતાં રઇ જાહે. હારો દારો ભુખે ડોકાવું, ને જાં જોઇએ તાં કલેજાં હેકાવવા, ને વરી મોઢેથી તો બોલાય ની. એ દુખતો ની વેઠાય જો."

"બજા હું સમજીયો. તુને સઘલું દુ:ખ બોલવા નહીં દીધો તેનું આવેછ. ચાલ ઘડીભર હું તુંને બોલવાની છુટ આપુંચ, બોલ બેલાસક બોલ. જીયાં સુધી આપને આએ ડુંગરની કઢનોમાંથી આપણો રસતો કાપીયે તાં સુધી હું તારૂં સઘલું બોલવું સાંભલસ માટે હવે મારી સાથે બેફીકર ચાલ." એમ બોલી પેહેલવાને પોતાના સાથીને ટાહારો પારીયો.

બજો બોલીયો—"તીયાર હું તો મેહેરજી બાપા, તમારીઓ ચાલ પાધરી નીમરે. પેલો ગાંડો પોતાની વાત ભોંહી મરતોથો તેમાં તમે હું કામ જીપલાવીયું? પેલું હું તેનું નામ બરી ગીયું તે—બાનુ ગોસાય—કે હું કીયે, તે વરી તમારી તે કોન હગી વાલી લાગે કે તેની તરફથી તમે લરવા નીકરેલા તે? નકામા બીજાને કુટાવી માએરા."

મેહેરમસ્તે જવાબ આપીયો—"શું તારે બાનુ ગોશસ્પ સરખી ડાહી, શીઆની અને લડાએક બાનુને તે તરેહવાર બોલે ને હું સાંભલીયા કરૂં કે? બજા તું સારી પેરે જાનેચ કે આએ જેહાંનઆશકાર બાનુને નરસ બોલનાર માનસના ભેજાનું ઠેકાણું કાં હતું?"

"હંઅ: હઓ તેજ કેહતો. કે તેતો ઘેલો હતો; પન તમે હું કરવા ગાંડા થાવો? ને હજીઓ વરી કંઇ ઓછ્છુ પરેલું કે હું—કે તમે તે ગાંડા મનીખનેજ હોધતા ફરો તે? હીધે હીધે રહતે જવાનું મુકી દેઇને એવા આરા તીરા રહતા હું કરવા ધરો?"

"બજા મુંગો રેહ," આપણા જંગી બોલીયા, "અને જેમાં તુને કાંઇ લાગે વલગે નહીં તેમાં માથું ના માર. તું ખાતર જમે રાખેજે કે જે મેં કીધુંચ, કરૂંચ અને કરસ તે સંધુ તદન વાજબી તથા અકલપસંદ છે. અને તે સઘલું પેહેલવાનગીરીના કાયદાને અનુસરતુંજ છે. કે જે કાયદાઓ દુનીઆના બધા પેહેલવાનો કરતાં હું સારી રીતે સમજુંચ."

બજો બોલીયો—"તારે મેહેરજી બાપા મને કીઓની કે આ બીઆબાનમાં કાંઇ હીધા પાધરા રહતા વગર પેલા દેવાનાને હોધવા ભટકવું એ તમારી પેલવાનગીરીના કીઆ કાયદામાં છે? ને નીકરતાં જો તે ગાંડો પાછો મલહે તો તેને જે હરૂ કીધેલું તે પાર ઉતારહે ખરો.—તેની વાત બાત બીજો; પન તમારૂં માથું ભાંજવાનો ને મારી તલલી હેકવાનો."

મેહેરમસ્તે જવાબ આપીયો—"હું ફરીથી કેહુંછું કે બજા તું મુંગો રેહે. તું જાનેચ કે આ જંગલમાં આવવાની મારી મકશદ ફકત પેલા દીવાનાને ઢુંડી કારવાનીજ નથી પણ આએ બીઆબાનમાં એક એવું કામ બજાવવાની મારી મકશદ છે કે જેથી મારૂં નામ આગે દુનીઆમાં જાવેદાંન તુલીક સુનેરી હરફે વખતના સરા ઉપર કોતરઇ રેહશે; અને જેથી આવતી ઓલાદ મારૂં નામ પીઆર અને મગરૂરી સાથે યાદ કરશે. કરી મગજના તવારીખદાનોને અને શાયરીના ચમનમાં શેહેલ કરનારાઓને એક નવોજ કીસસો બનાવવાનું બયાન હાથ લાગસે જેથી એ કામ સરંજામ ઉતારી તેઓ પોતાની વખાન આએ જગતમાં જગે જગે મુકી જશે;—"

આપણા જેહાં પેહેલવાન પોતાના તુરંગની લેહેરમાં હજી તો કંઇ વધારે બોલતે પણ બીચારો ભોલો બજો એટલું સાંભલવાથીજ છક થઇ ગયો તેથી વચે બોલી ઉઠીયો કે—"તારે એ કામ તો બઉ ભારી ઓહે જો બાપા."

જંગી બોલીયા—"નહીં; જો આપણા કમનસીબે પાસો ફેરવાઇ જાય તો કોન જાને. પણ એ સઘલું તારા ઉમંગ ઉપર આધાર રાખેચ."

બજો અજાએબીથી બોલીયો—"હું મારા ઉમંગ પર?"

જંગીએ જવાબ દીધો—"હા; સબબ કે અગરજો જે જગાપર હું તને મોકલવા ધારૂંછું,

નાંથી જો તું જલદીથી પાછો આવશે તો મારી મુશીબતો તરત ખતમ થઇ ફીરતી ને વાખવા-ખીનું રાજ શહરૂ થસે. વફાદાર બજા હવે વધારે વાર તને ઇનતેજારીમાં રાખવો જોઇતો નથી માટે કહુંછું તે સાંભલ. પેલા ફીસસા કાહાનીમાં સારી પેઠે વખાનાયલા આશકમાશુકના જોડાં યુસફ અને જુલીખાં તથા લએલી અને મજનુના બયાનથી તો તું માહેર હોસે. જેમ યુસફ જુલીખાંના પીઆરમાં જુહુરતો હતો ને જેમ લએલીના પીઆરમાં મજનુ દેવાનો થઇ જંગલે જંગલ ભટકીયો હતો તેમ હું બી મારી દીલનવાજ માશુકના પીયારમાં અહીં જુહુરાપો કરસ તથા તેની મોહોબતમાં દીવાનો બની જઇ સંધે ફરીઆદનો શોહોર મચાવી નાખસ. જેથી હમારા પીઆરનો એક નવાજ ફીસસો દુનીઆને હાથ લાગસે; અને આશકોની વફાદારીમાં લોકો અજાએબીથી યાદ કરશે કે—'મેહેરમસ્તનો જોરો દુનીઆમાં મલવો કઠન છે.'"

ભોલા બજાને મેહેરમસ્તના આએ બોલવાની કાંઇજ સમજ પડી નહીં તેથી તેને પુછીયું કે—"મેહેરજીભાઇ, એ તમે હું કરવા માંગો તે આપરે તો કાંઇ હમજતા નીજો."

મેહેરમસ્તે ફરીથી સમજ પાડી કે—"મેં તુને કયું કેની કે આએ બીઆબાનના દરમીઆનમાં મારી માશુકને માટે હું ઘેલો ગાંડો બની જઇ મારી ફરીઆદનો પુકાર આએ આકાશના બલુ ગુંબજ પર મોકલી તેના બેહેરે બહેર ફારી નાખશ."

બજાએ પુછીયું—"પન બાપા વરી એ નવું ગાંડું હાનું લાગું? કોઇને તો ઘેલા ગાંડા થવાનું કારન ઓહિ પન કઇ પરીએ રાંડે તમુને ડગો દીધેલો; હું પેલી હુખલી તમારા હાથમાંથી છટકી ગઇ કે અમથાંજ તમેઓ ઘેલાં કારો?"

જંગીએ જવાબ દીધો—"મને ઘેલા બનવાના ઘણા કારન છે. કારનથી તો સઊ કોઇ ઘેલા થાય, પણ વગર કારને ઘેલા થવામાંજ ફીરતી છે. એથી મારી જાહાન રોશન મેહેબુબ જાનસે કે હું તેના એશકમાં કેટલો ગીરફતાર થએલો છું કે જારે કારન વગર આટલો દીવાનો બનીઓચ તારે કારન હોતે તો હું શું કરી શકતે તે કેવાતું નથી. બસ; મારા દીલ અને મરજી પર સરદારી ભોગવનાર શેહેરનવાજથી આટલા બધા લાંબા વખત વેરની દુરી ને જુદાઇ મને દીવાનો કરવાનુ પુરતું કારન છે. માટે મારા સદાના વીસવાસુ સાથી, એવા નેક અને તોફા કામથી હાથ ઊઠાવવાને મારી સાથે હુજત ના કર. હું દીવાનો બનીયો છું અને જાં સુધી જે કાગજ તારી મારફતે મારી પીઆરી દીલઆરામ પર મોકલવા હું ધારૂંછું તેનો જવાબ લઇને તું પાછો ફરસે નહીં તાં લગી હું દીવાનોજ રેવાનો. જો તું જવાબ ઠીક લાવસે તો હું પાછો મારી અકલ અને હોશમાં આવસ, નહીં તો દીવાનોજ રેહવસ, અને તેમાંજ મારી બદબખતી બેમાલુમ નીકલી જશે."

આએ પરમાણે વાતો કરતાં તેઓ એક બુલંદ પાહાડને તલીએ આવી પુગા. તે પાહાડ

આસપાસના બીજા પાહાડોમાંથી કાપી કાહાડીયો હોય એમ છુટો ને એખલોજ ઊભેલો દીસતો હતો. તે પાહાડના તલીઆંની નજદીકથીજ એક નદી પોકાર કરતી વેહેતી હતી જેના પાની પાસેની એક લીલોતરીવાલી અને ફુલદરૂપ ખીનમાંથી પસાર થતાં હતાં, જે એક આડા અવલા સરપના સરખા દીસતા હતા. પાસેના મેદાનમાં ઊગેલા દરખતો પોતાના બુલંદ સર આસમાને લગાડી તે દાદગરની દરગાહમાં દુઆ કરતાં ઊભાં હતાં; અને નાહના છોડવાઓ તથા રંગબેરંગી ખુશબોદાર ફુલોએ પોતાનો સુગંધી વાસ હવામાં ફેલાવી તે જગાને દીલકસ બનાવી દીધી હતી.

પોતાની માશુકની જુદાઇમાં જુહુરાપો કરવાને માટે અને તેની દુરીમાં દીવાનાનો અવતાર ધારન કરવા માટે આથી સરસ જગીયા આએ બીઆબાનમાં મલવી કઠન છે એવું જનાવાથી મેહેરમસ્તે એકદમ પોતાના તેજી રખશની લગામ ખેંચી જાને ચાન સુરજને શાબસી રાખતા હોય તેમ આકાશ તરફ ઊંચું જોઇ બુલંદ અવાજે પોકાર મારી બોલીયા કે—"અએ આફતાબ અને માહાતાબ! ને રેઓ સોલે સીતારાઓ! જે બદબખતીમાં હું સખત ગીરફતાર થયો છું, અને જે છાતી ફાડનારા હાંદેશામાં નસીબના ચકરે મને લાવી મેલીયો છે તેનો શોહેર અને ફરીયાદ ઊઠાવવા માટે હું આએજ જગા પસંદ કરછું અને મુકરર કરૂં છું. આએ સાફ બીલોરી ઝરાને માહરી ચશમોમાંથી વેહતો આંસુનો ઝહરો આએજ જગાપર આવી મલશે; તથા મારૂં રંજીદા દીલ જે મુશીબતો અને આફતોનો સેકાર થઈ પડેલું છે તેના સદાના હાય અફસોસના પુકારા આએ બુલંદ પાહાડને મથાલે અથરી પાસેની ખીનમાંથી તેનો પરઘો આસપાસના બીઆબાનમાં ફેલાસે, જેથી માનવી નહીં તો હેવાનોબી જાનસે કે કોઇ દુખી શખસ આએ વનમાં વસી એકાંત જુહુડાપો કરેછે. માટે રેઓ તમો માનસ જાતના રેહેઠાનથી દુર વેરાનમાં રેહનારી જંગલની દેવીઓ! તમો ગમે તેવી હોવો પન એક બરગસતે બખતના આશકની ફરીઆદ સાંભલવાને કાન ધરો! જેને લાંબા વખતની દુરી અને જુદાઇના દરદે આ વેરાનમાં પનાહ લેવાની ફરજ પાડી છે; અને તે બેવફા નાર, જેનુ હોશન આખી દુનીઆની સઘલી પરીઓને સરમાવેછે તેના સીતમની ફરીઆદ સાંભલવાને તઇઆર થાવો! અને તું માહરા ફરમાબરદાર બજા—મારા સુખ અને દુખના હંમેશના સાથી, જેબી આ વેરાનમાં હું કરૂં અને બજાઊં તે સઘલાનો છાપ તું તારા મગજપર સંભાલથી મારજે, કે જે માશુક આ તમામ મુસીબતોનું મુલ અને સબબ છે તેને જઇને કેહવા અને સમજાવવા કામ લાગે."

એટલું બોલી મેહેરમસ્ત પોતાના પંજઅયેબપરથી નીચે ઉતરીયા, અને જડપથીજ તેની ઊપરનો સઘલો સામન છોડી નાખી પોતાના કદાવર રખશની પીઠ ઠોકી બોલીયા કે—"અએ મારા જાની પંજઅયેબ, ગમે એવા બરગસતે તાલેનો તોપણ તું ખુબીથી ભરપુર છે; જે ધણી પોતેજ બંદમાં ગીરફતાર થએલો છે તે તને છુટાપણું બખશે છે, જા જાં તુને

ગમે તાં જા; તારેથી જવાય તાં જા ; કેમકે તારા કપાલ ઊપર સાફ લખેલું છે કે અશફંદીઆરના "શબ રંગની" ખુબશુરતી તારી ખુબસુરતી આગલ કુચ નથી ; ને કદાવર પીલતન તેહેમતન રૂસતમના "રખશ"ની ચાલન તારી ચાલન આગલ વટાવમાં છે. વાસતે જા મારા વાહલા પંજઅયેબ હમણા હું તને છુટાપનુ આપું છું પછી જીવતા હોઇસું તો કોઇ વખતે જોઇ લઇશું."

બજો અતીઆર સુધી ચુપ ઊભો રહી સઘલો તમાશો જોતો હતો તે બોલીયો—"છાબાછ તેને, કે જેને મારા બલદી આપરથી સામન ઊતારવાની મેનતમાંથી મને બનચાવીયો; નીતો મારા બલદીઆની તારીફ કરવાને ઓ ઊં ની ચુકતે; પન મેહેરજીભાએ એ ઘોરૂં તમે હું કરવા છોરી મેલો. તમે મને કેથે મોકલવાના દેહુ તે ઊઓ એનીપર બેહીનેજ જાઊંની કે વેલો વેલો પાછો ફરૂં નીતો ભાએ તમેતો વાટજ જોયા કરહો જો."

જંગીએ જવાબ આપીયો—"જા તારે ગમે તેમ કર ; તારૂં બોલવું હું નાપસંદ કરતો નથી. હું તને કેહુંછું તે સાંભલ, કે તરન દાહાડા પછી અહીંથી મારી શેહેરનવાજ પાસે જજે અને એ અરસામાં હું જેબી કરૂં અને બોલું તે બરાબર જોઇ તથા સાંભલી લઇ મારી મેહેબુબને વીસતારીને કેહેજે."

બજો બોલીયો—"મેહેરજી બાપા, પન હવે બાકી હું રએલું ? મેં તો હંધુ દીઠેલું."

મેહેરમસ્ત બોલીયા—"પણ હવે તો હું જે કરસ તે તાજુબી સાથે તું જોસે કે મારા આંગપરના તમામ વસતર ચાક ચાક કરી, ઇહાંથી તાં અપરાવસ ને આએ પાહાડ સાથે મારૂં માથું ફોરસ."

બજાએ ટકોરમાંજ કહયું કે—"ઓ મારા હેઠ, પન તમે કોઇ નરમ રૂની પુની જેવી ચીજ હાથે માથું અફારજો હો ; પન તમે કંઇ ફકર રએ કરતા, તમે જુઓતો ખરા કે તમારી હુબલીને જઇને ઊં હું કેઊં તે, કે હેઠે તો પથર કરતાં કઠન પાહાર હાથેજ માથું ફોરીયું !"

જંગી બોલીયા—"વારૂં તારી રૂડી સુચનાને માટે તારો આભાર માનુછું; પન તું જાનકે એ કાંઇ સંધુ ઠઠા મસકેરી નથી પન ખરેખરૂંજ છે."

બજો એકદમ વચમાં બોલી ઊઠીયો કે—"વારૂં એતો ઓહે પન તે તમે તન દારા હુધી તમારા ચારા જોવા કીઓ તે થકીને ઊં તમુને કુઊંકે તમે તો જાને પોતાને ગુજરીજ ગીએલા હમજોની; કે એ હંધુ ખરેખરૂં બનેલું ઊં હમજું. ને પછી તાં કેવાનું તો હંધુ મારા હાતમાંજ છેતો. હુબલીબાઇને હમજાવતાં કેટલો વાર. પન વારૂ તમે પેલું કાગજ લખી આપવા કીઓ તે લખોની કે જલદીથી તેનો જવાબ લાવી આએ નવા દુખમાંથી તમુને છોરવું.

જંગીએ હવે કાગજ કેમ લખવું તેનો વીચાર કરવા માંડીયો. પેહેલાંતો તેવનને વીચાર

સુઝીયો કે જેમ "ફરહાદે" જાહારને પાતરે પાતરે શીરીનનું નામ લખીયું હતું તેમ જાહાડના પાતરાંપર લખવું; પન તરતજ બીજો તુરંગો ઊઠીયો કે જેમ અસલી પેહેલવાનો જરૂર પડવે પોતાનાજ શરીરને જખમ કરી લોહીથી લખતા હતા તેમ લખવું; પણ નહીં એટલો કઠન ઇલાજ કરવાનું તેવણને તુરત વેલાએ દુરૂસત લાગું નહીં તેથી પછવાડેથી એજ ઠેડાવ કીધો કે પેલા દીવાના જાહાંગીરની જે ચોપડી તેવનને મલીછે તેમાંજ પોતાની માશુકનો રૂકો બી લખવો. રૂકો લખવાનુ જેવું નકી ઠરીયું કે લાગલીજ બજાએ યાદ આપી કે—"મેહેરજી બાપા તમે મને પેલા તમારે ઘેરના બલદીઆ આપવા કએલા તેઓ હાથે લાગા લખતાજ ઊઠજો."

સીપેહસાલારે જવાબ દીધો—"બજા, મને યાદ આપવાની કાંઈજ જરૂર નહી હતી, કેમકે મને તે યાદ છે. હું આએ કાગજમાં લખુંછું એટલે મારી ભતરીજી કુમલી તુને જરૂર આપશે, માટે બેશીકર રેહ. પણ જો, આએ જંગલમાં મને પુરતો અસબાબ નહીં મલવાથી જાહાડના રસને શાહી તરીકે કામે લગાડવાથી અક્ષર બરાબર આયા નથી માટે પાસેના ગામમાંથી કોઇ મેહેતાજી પાસે તેની બીજી નકલ કરાવીને મારી દીલનવાજ પાસે એ ખત તું પોતે જઇ તમામ મારી હકીકતો સાથે તેને હાથોહાથ બાઇજત પોહોંચાડજે. ને એ મારી રોશન ચેહેરેની માશુક જે પેગામ મારે માટે મોકલી આપે તે લઇને તાકીદે નીકલી આવજે. પન વરી સંભાલ રાખજે કે એ મારા મોહોબતના પેગામની નીચે લખતંગમાં એમ લખાવજે કે—મોહોત સુધી તાહરો, સીપેહસાલાર મેહેરમસ્ત ઓલપાડજંગ બાહાદુર—એ રીતે મારી સહી પન કરાવજે; કેમકે મને યાદ છે કે દીલઆરામ શેહેરનવાજે પોતાની આખી જીંદગીમાં એકબી ખત યા દસખત મારે હાથનો જોયો નથી તેથી એ કાંઇ પારખવાની નથી."

બજો બોલીયો—"મેહેરજી બાપા, એ તમારી હંધી વાત છોરી દીઓ ને મને કાગજ આપો કે ઊં લઇને ચાંલતો થાઊં."

જંગી બોલીયા—"વારૂ બજા આએ નામું હું તુને વાંચી સંભલાઊં કે મબાદા મંજલને દરમીઆન એ રૂકો ખોદા ના કરે ને કેથે લુટાઇ જાએ અથવા જતો રેય તો એ મધેની હકીકત તારા ધીઆનમાં રેહેવાથી મારી દીલનવાજ પાસે જઇ તું મોહોડેથીબી કહી સકે."

બજો બોલી ઊઠીયો—"ની બાપા, તે ભરોહે રેતા રખે; મને કંઇ ફામ બામ નો રીયે. હું તો એવું મનીખ છેઊં કે વખતપર મારૂંજ નામ ભુલી જાઊંચ તો તમારૂં કાગર આવરૂં મોટું તેની મને કાંથી ફામ રેવાની? તમારે જોઇએ તો એજ ચોપરીમાં બે ચાર વખત લખી મેલોની કે પંચાતીજ નો થાય. પન વારૂ બાપા જરા એ વાંચી તો હંભરાવો કે હું લએલું તેતો મને જનાય." પોતાના વફાદાર સાથીની માંગની તુરત કબુલ રાખી પોતાની દીલનવાજપર લએલું કાગજ ખુબ રાગથી નીચે પરમાને જંગીએ વાંચી સંભલાવીયું :—

**નામવર સરફરાજ બાનુ,**

તે શખ્સ, જેનું જીગર જુદાઇના આતસથી જલેછે, અને જેનું દીલ એશકના તીરથી વીંધાઇ ચાક ચાક થાએચ, તે એ દીલઆરામ શેહેરનવાજ તુને ઘણી ઘણી દુવા મોકલેછે, અને તારી તનદરૂસતી ચાહેછે; જેથી તે પોતે બેનસીબ છે. જો તારી ખુબશુરતી મારીપર મેહેરબાન નહીં થાય, તારી સરફરાજી મને નાપસંદ કરે, તાહરો ધીકાર માહરી પુઠેજ લાગેલો રહે તો, જે દુખ-જે સખત છે એટલુંજ નહીં પણ હંમેશ સુધીનુ છે તેની અંદર, હું કે જેને ખમવાની આદત પરેલી છે તે પણ તકવાનો નથી. એ સીતમગર સનમ તથા એ અતી પીઆરા દુશમન, મારો વીસવાસુ નોકર બજો તુને કેહશે કે તારે લીધે હું કેવી હાલતમાં આવી પડીઓછું ! જો એ સખતીમાંથી મને મોકલો કરવાની તાહરી મરજી હોય તો હું તાહરો છું, નહીંતો તુને જે સારૂં સુજે તે કરજે. સબબ કે માહરાં મોહોતથી તારા સીતમને તથા માહરા જુસસાને હું એકી વખતે ખુશી કરસ.

મોહોત તુલીક તાહરો,

**સીપેહસાલાર મેહેરમસ્ત બોલપાડજંગ બાહાદુર.**

બજો જે આ સંઘો વખત ભોંયપર ફસરાઇ બેસી લાંબી ડોક કરી, કાન ધરી સાંભલતો હતો તે બોલી ઊઠીયો કે—"ઓ બાપા ! આવું તો મેં કેથેઓ હમજેલુ ની; તમે તો કંઇ બઊજ મજેનુ લખેલું. ને વરી લખનારમાં તો પેલું તમારૂં લાંબુ નામ નાખેલું. ખરેખર મેહેરજીભાઓ તમે તો દુનીઆંની હંધી હંધીજ ચીજ જાનતા દેહું."

જંગીજી જરા ફુલીનેજ બોલીયા—"જે ઊતંમ અને માહાભારત કામો મેં માથે ઊથાવીયા છે તેને માટે સઘલી ચીજનું ગનીઆન ધરાવવું અને જાનવું જરૂરનુ છે."

બજો બોલીયો—"વારૂં બાપા એ હંવુ તો રીયું પન મારા બલદીયાનું કેમ થાય? તમે કાંઇ બલદીયા આપવા હારૂ તો લખેલું નીમરે."

જંગીએ જનાવીયું કે તે બાબે તેવને તેજ ચોપડીમાં બીજો રૂકો પોતાની ભતરીજી કુમલીપર લખેલો છે માટે બજાએ બેફીકર રેહેવું.

હવે બજાએ પોતાના શેઠને જનાવીયું કે—"આપરે તો કાંઇ હવે વધારે વાર થોબવાના નથી; આએ ઓએ લેતાકે ચાલીયા." એમ કહી પંજઆયેબપર સામન તઇયાર કીધો પણ તેટલામાં તેને વરી એક વાત યાદ આવી તેથી બોલીયો કે;—પન મેરજીબાપા હું પાછો આવા તાં ઉધી તમે ખાહો હું ? કાંઇ વખતે મલે કે વખતે નીઓ મલે. પેલા જાંગીર જટની કાની તમેઓ ભરવાડાઓને બુમ પરાવાના કે હું ?"

મેહેરમસ્ત બોલીયા—"બજા, તેની તુને સાની પંચાતી ? તમારા સરખા ખુલીઆ

માનસોને ખાવાની ફીકર હોય. આજસુધી કોઇબી પેહેલવાને ખાવાની ફીકર કે કાલજી રાખી હોય એવું માલમ પડતું નથી. વખત બે વખત જે મલીયું તેપર શુકરાના કરવા, ને ખાનાની ફીકરમાં કદીબી રેહેવુ નહીં એજ પેહેલવાની ધરમ છે. જે આશક પોતાની માશુકની જુદાઇમાં જુહુરાપો કરતો જંગલે જંગલ ભટકે તેને ખોરાકની ફીકર કેવી? જંગલી કન મુલ એજ મારો ખોરાક થસે, ને પાનીની નીઆમત તો અહીઆં તઇઆર છે. માટે બજા જા, બેફીકર જા, ને કામ સરનજામ ઊતારી આવજે."

પોતાના શેઠનો આવો ઠેરાવ સાંભલી બજો ચુપ રહયો ને મેહેરમસ્તની રજાથી હવે તે પંજઆયેબપર સવાર થઇ ઘર તરફ જવાને રસતો લીધો. દલગીર ચેહરે તેઓ એક બીજાથી છુટા પડયા ને જીયાંસુધી બજો દેખાયો તીયાંસુધી મેહેરમસ્તે પોતાની આંસુ ભરી આંખે એકી ટગરે તેની તરફ જોયા કીધું.

---

## બજા ભાખરાનું શેહેરનવાજ ઊપર પેગામ લઈ જવું; તથા તેનુ મોઠીદારૂ અંધીઆરૂ અને ભીમ ભેસાનીઆ સાથે મલવું.

જાહાન જોઇ વલેલા અને ફરતા આશમાનના ચકરના દાવપેચ ને બેન કોતકથી માહીતગાર થએલા કાબેલ મગજના દાનાવ અખબાર નવીસો એવું બએઆન ફરમાવી ગીઆચ કે ચરબદાર બજાના પેગામ લઇ જવા પછી બાહાદુર મેહેરમસ્ત પોતાના કોલ પરમાને ઘણાએક ઘેલાં ચેરાં કાહારવા મંડી ગયા. અને આકાશને પોહોંચી વલેલી એક બુલંદ તેકરીપર ચહડી પોતાના ખીઆલો તેજ ચાલના ઘોડાપર સવાર થઇ તેને અહીંથી તહીં દોડાવવા અને પોતાની માશુકને ધેઆન ધરવા લાગીયા. પન એવામાં તેવનને યાદ આવી કે આગલા નામીચા પેહેલવાનો હરએક મુશકેલ કામ શેહરૂ કરવા આગમચ ઇશવરની બંદગી કરતા હતા માટે તેવનેબી તેમ કરવું વાજબી વીચારીયું. પન નીઆએશો અને ઇઅશતો તેવણને મોહોડે નહીં હોવાથી તેને બદલે ઇઅથાઅહુવેરીઆ ભનવા સારૂ એક જાતના જંગલી સુકા ફલને જાહાડની વાખમાં પોઇ તેની હારડી બનાવી. તીઆર બાદ ચશમાના પાનીએ મોહોડું હાથ ધોઇ કુશતી પાદીઆબ કરી લીધા ને ટેકરીની ટોંચ પર બેસી ઇઅથાઅહુવેરીઆના બુજોરગ એજમતી અને ફતેહમંદ કલામો બુલંદ અવાજે પઢતા ગયા ને હારડી ફેરવતા ગયા. થોડો વખત પછી બંદગી પુરી થઇ એટલે નવો અવતાર ધારન કરી બેઠેલા આપણા મેહેરમસ્ત અહીં તહીં ફરવા લાગીયા. ફરતા ફરતા આપણા દીવાના બનેલા જંગી પોતાની માશુકની ખુબશુરતી અને હોશનપર ફીદા થઇ પોતાના દીલના જુસસા શાયરી ઢબે બાહાર કાઢતા ગયા ને તે બેતો

પોતાના પગ નીચે પડેલી રેતીમાં તેમજ જાહાડના પાતરાંઓપર લખતા ગયા. પાછલથી ભારે શોધ કરતાં આએ બએઆનના લખનારને, દરખતોપર મેહેરમસ્તે લખી રાખેલી અગનીત બેતો મધેથી આખી અને વાંચી શકાય એવી જે બેત મલી છે તે નીચે બયાન કીધીછે.

૧

ઓ આ બીઆબાંનનાં દરાજ દસત દરખત,
આ શેરાહની પનાહ ને આબરૂ ઇજત;
ઓ કંતારી બાવલ ને વરશેરી ખુશબોદાર,
ચાલેછે હીઆં જેનાં કીરતી સાથ કાર!
ઉપજે રેહમ જો તમને મુજ ફરીઆદ થકી,
સાંભલજો મુજ એશકની ગમખાર કાંહાંની.
જો દીસતો હોઉ તમને હું એવો કમબખત
કે સાથી થતાં, કરમાવી ગુમાવતો હોઉં વખત,
તો આપશ તમને થંડાં ઝાપટાંની રૂસવત,
સીંચી આંસુ પાણી, કરશ માવજત.
ચશમોથી દુર, પણ ખયાલથી નહીં ગુમ,
એવી મારી શેહરનાજનું કરૂંછું રૂદન.

૨

હમેશગીની કીરતી હાંશલ કરવા
ધરીછ મેં નેકીની કાંતાદાર રાહ,
આપેછ સનીસચર આવી રંજનું ઇનામ,
માશુકની બેપરવાહી ને બેશુમાર ગમ.
ઉજડ ખડકપર એમ થયોછું ખુવાર,
શરાપ દઈ જીવને, કરૂંછું દીલબર પર દુવા.
કરી જખમ, એશકના શરપો ખુનખાર,
દીવાનાં શમ દોડે છે બદનપર બેદરકાર.
દંબેચ ને કરડેચ હર ભાગને,
બનાવી દીવાંનો ખુદ ગુલામ ને.
ચશમોથી દુર, પણ ખયાલથી નહીં ગુમ,
એવી મારી શેહરનાજનું કરૂંછું રૂદન.

માશુકની જુદાઇમાં જુહુરતા આપણા જંગીને આંએજ મેદાનમાં પડતા મુકી આપણે લગાર તેવણના વફાદાર સાથી બજા તરફ હવે નજર ફેરવશું. બજો જેવો બીઆબાન છોડી ગધેરમાંથી બાહાર પડી સાફ રસતાપર આયો કે તેને પંજઅયેબને પોતાના ગામ તરફ ડપટાવીયો. બાપડો પંજઅયેબ પન જાને પોતાના સેઠની ઊપર આંએ અચાનક આવી પડેલી આફત સમજી ગીયો હોય તેમ પોતાની પીઠપર આ ી પડેલા સોરેસતા કરતા આંએ ભારી બોજાને જેમ તેમ ઊંચકી રાખી પોતાથી બને એટલી જડપ કરી દોડવા લાગો, ને પરસેવે ગરકાવ થયો તથા મોહોડાની બાહાર ફીનના ડુચા નીકલવા લાગા તોબી આંએ અસરાફ ઘોડો પોતાના સેઠને ખાતર સઘલું સનતોશથી સેવવા લાગો. એ રીતે કેટલીક મંજલ કાપીયા પછી એક મુસાફરખાના આગલ બજો આવી પોહોંચોયો. કે જે મુસાફરખાનાને ગંજાવર કીલલો સમજી મેહેરમસ્તે ઘોડ ફેરા દુબગાઓ સાથે જંગ કરી શીકસત ખાઇ જખમી થઈ આવીયા પછી તીયાં ઉતારો લીવો હતો, અને જીયાંથી પાછા ફરતાં બજાએ રામસીંગ ભઇઆને હાથથી પીંક જીલી હતી; જે સઘલું બજાને આંએ મુસાફરખાનું જોવાથી પાછું યાદ આયું. મધીયાન બપોર થવાથી આફતાબ પુર તેજથી પરકાશતો હતો અને ભારે ભુખથી ભાખરાનું પેટ પોતાની જગા પરથી ખીસતું ખીસતું બરડા સાથે વાત કરવા જતું હતું. મુસાફરખાનામાં ડાખલ થાય તો ખાવાનું મલે જેથી બજાને મનસે દુનીઆં પાછી તાજી થાય, તથા વલી રસતાની થાકબી દુર જઇ આશાયસ મલે. આંએ સઘલી લાલચ તેને મુસાફરખાનામાં ડાખલ થવાને ઉસકેરતી હતી પન બીજી તરફથી તેને વીચાર આવતો કે એક વખત તો તે જેમ તેમ જીવ બંચાવી અહીંથી નાઠોચ પણ વલી બીજી વખત જો તે તાં જાની જોઇને ગીયો ને જો ઓલખાઇ આયો તો તેની કમબખતી થવાની. એ રીતે સામસામેના બે તરેના વીચાર તેના મગજપર ઢોલાતા હતા માટે હવે શું કરવું ને શું નહીં તેના ભારે અંદેશામાં ગરક થઇ મુસાફરખાનાથી થોડેક દુર બજાએ પંજઅયેબને અટકાવી રાખીયો હતો. તેવામાં મુસાફરખાનામાંથી બે શખસો બાહાર આયા જેઓએ દુરથી બજાને ઓલખીયો. તેઓ પોતપોતામાં વાત કરતા કરતા ભાખરા પાસે આવી પોહોંચીયા:—"અરે જાંકે તાં એ તેજ છે આંએ ઘોરંખી મેહેરજીભઇનુંજ છે. એની પાસેથી આપનને બધો પતતો મલશે."

એ રીતે બજાને તેઓએ ઓલખીયો તેમાં નવાઇ કાંઇ નથી; કેમકે તેઓ બીજા કોઇ નહીં પણ તેને ગામના બુજોરગ મોઠીદારૂ અંધીઆરૂ ને દાનાવ ભીમ બેંસાનીઆ હતા; જેઓએ આપણા સુરા સરદાર મેહેરમસ્તના કેતાબખાનાની બારીક તપાસ કરી તેમાંની કાહાની કીસસાઓની અને નામાની ચોપડીના મોહોટા જડાને આતસને સવાધીન કીધાં હતા. હવે એ બંને જનાઓની ખાતરી થઇ કે એ બજો ભાખરોજ છે તેથી તેની પાસેથી મેહેરમસ્ત વીસે

કાંઇ વધુ ખબર મેલવવાની ઉમેદથી મોઠીદારૂ લગોર આગલ વધી બજા પાસે આયા. આની તરફ બજાએ પન મોઠીદારૂ અને ભીમ ભિસીઆને ઓલખવાથી પોતાના ગામના માનસો મલીયા એવું જાની ઘનો ખુશી થયો. અવારનવાર ભેટ લઇ ખેરઆફીયત પુછવા પછી મોઠીદારૂએ જે પેહેલો સવાલ ઉઠાવીયો તે મેહેરમસ્ત કીયાં છે તે જાનવાનો હતો કેમકે તેઓ તેનેજ સોધવા નીકલેલા છે. પન બજાના મનમાં એવું આયું કે ધણીના એક નીમખ્હલાલ નોકર તરીકે તે વાત તેઓને જનાવવી નહીં જોઇએ તેથી વાત ઉડાવી બોલીયો કે:—"આપરા મેહેરજીભાઇ તો એક મોટાં ને ઘનાજ અગતના કામમાં રોકાઇ ગએલા છે."

તે કામ શું તે વીશે મોઠીદારૂએ જાનવા માંગીયું પણ બજાએ ખોદાને ખાતરખી તે વાત જનાવવાને નાપાડી. એટલે ભીમ ભિસાંનીઆએ લગાર ધાંધલ કીધી:—"નહીં નહીં આએ તારી વાત ને ધરપચ હમારી આગલ ચાલવાની નથી. તારો સેઠ કાં છે તે વીશે જો તું હમોને નહીં કેહશે તો હમો ખાતરીથી એવું માનશું કે તેં તેનુ ખુન કરી તેનો સામન સરંજામ તું લુટી ચાલીયો છે. સબબ કે જે ઘોડાપર તું સવાર થએલો છે તે ઘોડો મેરજીભાઇનો છે એમ સરવે કોઇ ઓલખેચ. માટે ચાર આએ ઘોડાના ધનીને પેદા કર નહીં તો જાન કે તારી કમબખ્તીજ આવી."

ભીમ ભિસાંનીઆની આએ સુકી ધરપચથીજ બીચારા બજાના હોસ કોસ લેવાયા ને તેને જાનીયું કે સેઠને છુપાવવા જતાં તે પોતે આપદામાં આવી પરસે માટે મેહેરમસ્ત હાલ કેવી હાલતમાં અને કાં છે તે તથા પોતે મેહેરમસ્તની માશુક સુખલીને પોતાના સેઠનો પેગામ પોહોંચાડવા જાય છે તે સઘલી વાત કહી દીધી.

બજાને મોહોડેથી આએ વાત સાંભલીને તેઓ ઘણા અજબ થયા. ને જોકે તેઓ મેહેરજીભઇના મગજની ખાહી ને દયા ઉપજાવવા જોગ હાલતથી બીન વાકેફ નહીં હતા તોપન તેવનના ઘેલાપનાના નવા નવા ડાખલાઓ સાંભલી તેઓ તાજુબ થયા. તથા સુખલીપર જે પેગામ પોહોંચાડવાને મેહેરમસ્તે તેને મોકલીયો હતો તે પેગામ તેઓને દેખાડવાને કાલાવાલા કીધા. બજાએ જનાવીયું કે તે પેગામ એક ચોપરીમાં લખેલો છે ને પાસેના ગામના મેહેતાજી પાસે સારે દસખતે તે લખાવી લઇ જવાનો મેહેરજીભઇનો હોકમ છે. એ ઉપરથી મોઠીદારૂએ બજાને કહયું કે જો તે ખત તેને દેખારે તો સોજા અક્ષરથી તે પોતેજ લખી આપશે. બજાને એ વાત પસંદ પરી તેથી ચોપડી કાહારવાની ધારનાથી તેને પોતાના જોહોલાંમાં હાથ નાખીયો પન ચોપરી હાથ નહીં લાગવાથી તેનું મોહોડું ઉતરી ગયું. થોડો વાર સુધી તે નીચી ડોકે વીચાર કરતો ઉભો ને પછી જાને કાંઈ યાદ આયું હોય ને તેનો પસતાવો કરતો હોય તેમ

પોતાને હાથેજ પોતાના મોહોડામાં તમાચા મારવા લાગો. જેથી મોઠીદારૂએ પુછીયું કે:—
"કાંએ બજા, એમ કાંએ કરેચ ?"

બજાએ મોહોડું કવરૂં કરી જવાબ દીધો :—"મારા હાતમાંથી હુંના જેવા તન બલદીઆ જતા રહેલા ને વરી કાંએ હાનું પુછોચ ? બરી ગીયું તે ચોપરૂં કેયું તાંજ રહી ગીએલું કે હું તે મલિઓ ની."

ભીમે પુછીલું :—"પન એ બલદીઆ શું ને વાત શું ? બજા, હમે કાંઇ તારૂં બોલવું સમજતા નથી."

બજાએ ઉતર વાલીયો—"જુઓની, આપરા મેહેરજીભાઇએ કેની તે કેયું તેજ ચોપરીમાં કુમલીબાએપર કાગજ લખેલું કે ઘેરની ગાએના બે વછેરા બજાને આપે. પન બરીયું મારૂં કરમ; અવે તે કાંથી મલવાના." એમ કહીને પોતાનો બલદ ચોરાયો તેની સઘલી હકીકત તેઓને કહી સંભલાવી કપાલ કુટી ફેકે ફેક રડવા લાગીયો. મોઠીદારૂએ તેને દીલાસો દઇ મુંગો રાખીયો તથા પોતા તરફથી ખાતરી આપી કે કુમલીને કહીને તે તેને મેહેરમસ્તના ફરમાવેલા બલદ અપાવશે માટે ફીકર કરવી નહીં. આથી બજાને સધીયારો મલીયો ને કેહેવા લાગો કે "હુંખલોબાઇ પરનું કાગજ જતું રયું તો ફીકર નહીં તે તો ઘનું ખરૂં મારે મોઢેઓ થઇ રએલું એહે."

ભેસાંનીઆ ભીમે કહયું—"તારે તો મોહોડે બોલી જાની, જરા સાંભલીયે તો ખરા કે મેહેરજીભઇએ સુખલીપર શું પેગામ મોકલીઓચ ; પછી હમે તે ફરમાને તુને લખી આપશું. માટે ચાલ બોલ જોઉં."

બજો માથું નીચું કરી, કપાલપર કરચલી લાવી, જમના હાથના બે આંગલા વતે ઘવરતો પોતાના મગજમાં કાગજની યાદ તાજી કરવા લાગો ; તે જરા વારમાં જમના પગપર ભાર દઇ ઉભો રેહેતો ને ઘરીમાં ડાભા પગપર ; કોઇવાર નજર સ્થીર રાખી નીચી ડોકે જમીન તરફજ ટીકીયા કરતો, ને કોઇવાર દોલા ફાડી આકાસ તરફજ ઉંચું જોયા કરતો ; પછી બોચી ખજવાલી, આલસ ખાઇ પોતાના સાંભલનારાઓને લાંબો વખત સુધી ઇનતેજારી રખાવીને બોલીયો કે—"ઊ ધારૂં કે પેહેલાં કાંઈ એવું લખેલું ઊતું કે—'નામવર સર ફરી ગએલી બાનુ'—"

ભીમ વચે પુરાઇ બોલીયો કે—"છટ છટ, એમ હોયજ નહીં. 'નામધેર સરફરાજ બાનુ' કરીને હોસે."

બજો બોલીયો—"હા હા, એવુંજ કંઇ ઊતું તો ખરૂં પછી કેની તે કંઇ એમ લખેલું ઊતું–'આજુરદે થએલો, જાગતો અને વીંધાઇ ગએલો, તમો નામવર ખાનુના હાથો પર બોસો લે છે. ઓ સીતમગર ને બેપરવાહ માશુક, ને પછી તો કેની, તે હું જો; કંઇ યાદ બી ની મરે. હં—'તનદરોસતી ને બીમારી મોકલે છે'—એવુંજ બીજું કંઇ આગલ લખેલું, ને વરી હેવટે લખેલું કે—'બોહોત તુલીક તારો, સીપેહસાલાર મેહેરમસ્ત ઓલપાડજંગ બાહાદુર."

બજાના આવા કટકા કટકાના બોલોથી તેઓને બહુ રમુજ મલી. ને ફરીથી બે તન ચાર પાછું બોલાવવાથી અઠાવીસ ઘણું હુમેર સુમેર કરીને બજાએ કહયું; જે ઊપરથી ઘણીજ મુશકેલીથી મેહેરમસ્તના લખાનની મતલબ તેઓએ ઊપજાવી કાહાડી. વલી બજાએ પોતાના સેઠને લગતી કેટલીક બીનાઓબી તેઓને જનાવી, પન તેમાં પોતાને મુસાફરખાનાના માલેક તથા રામસીંગ ભઇઆને હાથથી જે કેસરીપાખ મલીયો હતો તે વાત તદનજ ઊડાવી. બધો વાત કરો રહયા પછી સેવટમાં બજાએ કહયું કે એ [illegible] તેનો સેઠ મેહેરમસ્ત કોઇ દારે સેહેનશાહ નહીં તો ઓછામાં ઓછા રાજા તો થશેજ [illegible] જે મેહેરમસ્તના પેહેલવાની જોર, હીંમત અને કદ તરફ જોતાં ઘણું સેહેલ છે. બજાએ આ સઘલી વાત એવી તો સલુકાઇથી, ગંભીરાઇ અને પુરતા વીસવાસથી કીધી કે માઠીદારૂ અને ભીમ ભેસાનીઆએ ખાતરીથી જાનીયું કે મેહેરમસ્તની દીવાનગીના પવને બજાના ભેજામાં પન જરા જરા વાસ કરવા માંડીયો છે. પન બજાની ભુલ દેખાડવાને બદલે તેઓએ સામો તેને ચહડાવીયો કેમકે બજાની વાતથી તેઓને ગમત મલતી હતી.

માઠીદારૂ અંધીઆરૂએ દાહાડીપર હાથ ફેરવી બજાને કહયું કે—"ચાલ બજા એ ઠીક અશે, પન હજી તો પેલા માહાભારત આગલની વાત કરવાની તો બાકી રેહી ગેઇચ તે એકે આવી રંજ ને આપદામાંથી મેહેરમસ્તને ઘેર કેમ લેઇ જવા તે વીશે આશનો વીચાર કરવાનો શે, તેથી ચાલ આએ મુશાફરખાનામાં આપરે જાઇએ ને તાં નીરાંતે મશલત કરીએ ને વરી બપોરબી થાયાશ તેથી જરા કોશાબો ભરીયે."

ઘની બોહોંસ કરવા છતાં બજાએ મુસાફરખાનામાં જવાને ના પાડીયું અને કયા કારનસર તે મુસાફરખાનામાં ડાખલ થવાને નાપાડે છે તે કારન પછવારેથી કોઇ વખ્ત જાહેર કરવાને કબુલ થયો પણ પરથમ તો તેને પોતા સારૂ કાંઇ ખાવાનુ તથા પંજઆયેબને માટે ઘાસપાની અંદરથી લઇ આવવાની અરજ કીધી. જેથી તેઓ અંદર ગીયા ને બજો દરવાજાની બાહાર થોડીક વેગલાઇએ ભીમ, ભેસાંનીઆએ, તેને ખાનુ લાવી આપીયું તે ખાતો ઉભો રહયો.

હવે આની તરફ મુસાફરખાનાના એક એકાંત ઓરડામાં, મેહેરમસ્તને કહી યુકતીથી

ઘેર લઇ જવો તેનો વીચાર કરવા મોઠીદારૂ અને ભીમ ભેસાનીઆના કાબેલ મેજાં રોકાયાં અને ઘણીએક જોસતેજો કીધા પછી જમાને ખાપેલ મોઠીદારૂના કીમતી ભેજામાંથી એક વીચાર બાહાર પડીયો તે બંનેએ એક મતે કબુલ રાખીયો. તે ડોવ એ હતો કે, મોઠીદારૂએ પોતે થોડો વખત સુધી એક દુખી ને હારમાર થએલી ભટકતી નાજનીનના વેશે પરદેપોશ રહી ભીમને પોતાના વીસવાસુ નોકર તરીકે સાથે લઇ જંગલના જે ભાગમાં મેહેરમસ્ત હોય તીયાં જઇ પોતાપર આવી પડેલું દુખ અને સીતમ ટાલવાને મેહેરમસ્તને અરજ કરવી, અને જનાવવું કે એક નીરદય અને બેવફા પેહેલવાને તેની સાથ અઘટીત ચાલ ચલાવીય માટે જીયાં સુધી તે નાપાક મુદઇ પર વેર લઇ તેની બદ ચાલનો બદલો વાલી આપે નહીં તીયાં સુધી તેનીના ચેહેરાપરનો બુરખો દુર કરવાને તથા તેનીની હાલત પુછી માહીતગાર થવાને તેને મોકુફ કરવું.

મોઠીદારૂની ખાતરી હતી કે એ હીકમતથી આપણા સુરા સરદાર પાસે તે જે કરાવવા ચાહાસે તે થઇ શકશે. અને એ રીતે બીઆબાનને પાહાડો તરફથી તેવનને પાછા પોતાના ગામડા તરફ લઇ આવવાને બનશે. જીયાં તેવનની અજબ દેવાનગીનો કાંઇ ઇલાજ કરવાને તેઓ પોતાની બનતી મેહેનત કરવાને ચુકશે નહીં.

## પ્રકરણ ૨૬મું.

### મોઠીદારૂ અને ભીમ ભેસાનીઆએ તેઓની હીકમત કેમ આગલ ચલાવી તે વીશે; તથા દીવાના જાહાંગીર જટના અધુરા રહેલા દાસતાનનું ખતમ થવું.

મેહેરમસ્તને પાછા ઘેર ઘસડી જવાની આપણા બુજોરગ મોઠીદારૂની હીકમત ભીમ ભેસાનીઆને ઘની પસંદ પડી જેથી તે તરતજ અમલમાં લાવવાને માટે તેઓ કામે વલગીયા. મોઠીદારૂએ મુસાફરખાનાના માલેકની ધનીઆની શુનાબાઇ પાસે જઇ એક ઇજાર, માથાબાનુ, સારી અને સપાટનો માંગની કીધી. મોઠીદારૂની માંગની ભોલી સુનાબાઇ પુરી પાડવા જતી હતી તેટલાં તેવનની ચાકરડી ભીખી ભેંસ આવી લાગી. તેવને કપાલપર કરચલી લાવી, ભવાં ચહરાવી સઘલી દાનાઇના ડોલથી મોઠીદારૂને સવાલ કીધો કે :—"બાવા ઓઠાંરા મનીખને સારીનું શું કામ?"

મોઠીદારૂએ જાનીયું કે અહીઆં પાટલો ફોરીયા વગર કામ થવાનું નથી તેથી મેહેરમસ્તની દેવાનગો તથા તેને ઘર તરફ પાછા ઘસડી લઇ જવાને તેઓએ કરેલી યુકતીનું ટુકમાં બયાન કીધું. મોઠીદારૂને મોહોડેની હકીકત સાંભલી ભીખાઇજી ભેંસ પોતાનું ભારી ડોકું ધુનાવી જાને કેવીક જહડપથી સઘલી વાત પોતાની દાનાઇના બલે સમજી લીધી હોય તેમ સુનાબાઇ સેઠાનીને સમજાવવા લાગીયાં કે એતો પેલા સેઠને ચાકર માર ખાઇ હારકા ભંજાવી આયાથા ને પઇસા આપીયા વગર જતા રહયાથા તેઓને વાસતેની એ વાત છે. સુનાબાઇએ પેહેલેથી છેલે સુધીની મેહેરમસ્તની સઘલી વાત મોઠીદારૂ અને ભીમ મેસાનીઆ આગલ કહી સંભલાવી. જેમાં મેહેરમસ્તની માદી હાલતમાં તેઓએ તેની કેટલી બરદાસત કોધી હતી તાંથી વાત શહરૂ કરી રામસીંગ ભઇયાને હાથનો બજાએ માર ખાધો તે જનાવી વાતનો છેરો લાવી મુકીયો.

બજાએ પોતાના સેઠનું દાસતાન કેહેતાં જે વાત ભારી જેહેમતે શરમને ખાતર છુપાવેલી તે વાત વગર માંગવે એ રીતે તેઓને જાહેર થઇ તેથી બને જન ઘણા ખુશી થયા. વાત કરતાં સુનાબાઇ અને ભીખાઇજી ભેંસે મોઠીદારૂને સારી બરાબર પેહેરતાં નહીં આવડવાથી તથા સારીની કલલી ઘરી ઘરી છુટી પડવાથી ભીખાઇજીને ભારી મેહેનત પડતી; પોતાને માથેની સફેદ પાઘડી ઊતારી બઇરાનુ માથુંબાનુ બાંધતાં મોઠીદારૂ ઘણો કચવાયો, ને સારીની સોરથી માથાબાનુ ખસી ખસી જવાથી મોઠીદારૂને જબરો કંતાલો ઉપજતો, પણ બીચારો કેય કોણને? એ રીતે લાલ કાંદાભાતી સારી પેહેરી, માથાબાનું ખુબ નીચે વેરથી ટાઇટ બાંધી, માથાંપર સોર લઇ, ટુકા પંજાની સપાટ પેહેરી લટકો મટકો કરતા મોઠીદારૂ આનીગમથી પેલીગમ ઓરદામાંજ ચાલી જોઇ પોતે કેવા લાગેચ તે નીહાલવા લાગા. એવામાં સારીનો કલલી જરા નીચી થઇ પગમાં ભરાવાથી પગે ફેરબો લઇ મોઠીદાર બઇરાંજીને ઘરમ દઇને જીખી નાખીયા.

ભીખાઇજી ભેંસ અને સુનાબાઇ મોઠીદારૂના ચાલા જોતા એક પેઠી પર બેઠાં હતાં તેઓ, મોઠીદારૂ જેવા જમીનપર પરીયા તેવાજ—"ઓ બા, તમુને જી, જી." કરતા દોરી આયાં ને હાથ પકરી ઊઠારવા જતા હતા તેટલામાં મોઠીદારૂના પરવાનો અવાજ સાંભલીને ઊપરથી ચાનજી ચેકેપાઇ પોતાના ગુછા વાલતો "એ કોન પરીયું, કોન પરીયું" પુછતો નીચે ઊતરી આયો; પન જારે તેને મોઠીદારૂ અંધીઆરૂને બઇરીને વેસે જમીનપંર પડેલો જોયો તારે તેની અજાએબીનુ શું પુછવું? એક તરફ ભીખાઇજી ભેંસ "ઓ વાએ, એ સા ફાટકા"? એમ બોલી પોતાના નાહાના શરીર પરમાનેજ હા, હા, હા, કરી હંસવા લાગીયા. ભીમ મેસાનીઓ જો કે મોઠીદારૂનો સાથી હતો તોપન આએ વખતે તેનેથી હસવું થોભાયું નહીં તેથી એક ખુનામાં ઊભો રહી કલેજું પકરી હસવા લાગીયો, ને સુનાબાઇ સેઠાનીએ હસવું દાબવાની ઘનીબી વેતરન

કીધી પણ હસીયા વગર થોભાયુંજ નહીં.

એ રીતે સરવેની હંસાહંસ વચે મોઠીદારૂ કંમર દાબતા ને કોપરીયું જોતા જમીન પરથી ઊઠી સારીને લાગેલી ધુલ પખોરી નાખી ને પોતાની ફજેતીનો સઘલો ગુસસો મેહેરમસ્તપર લાવી મુકીયો. તેવન બરબરવા લાગા કે—"શતીઆ નાશ જાએરે એનું; એ ગોલામ બશચાને લીધે આવી મારી રેવરી કરાવવી પરેશ. એ દેવજાદો મારો શું ગુન જાનશે."

મોઠોદારૂના આવા કોતક જોવાથી ચાનજી ચેકેપાઇનું ઊભાઇ આયું; તે બોલીયો —"કેમ રે એ જોકટા, વરી એ કહી દદાનો અવતાર લીધો? કોઇને ચીરવા જાએચ કે શું? ને તારી દારી દેખાએચ તેનુ શું કીવું? લાવ બોરી નાખું."

મોઠીદારૂ પરી જવાથી ચીરડાઇ તો ગએલાજ હતા, તેમાં ચાનજી ચેકેપાઇને એ રીતે આગમાં તેલ હોમાવતો જોઇ એકદમ ઊસકેરાઇ બોલી ઊઠીયા કે—"નાપાકબશચા મુગુ મુગુ ઊભુ રેહેવાએચ કે નહીંતો તારા દાંતજ તોરી પારશજો."

ચાનજી ચેકેપાઈને મારામારીમાં ઊતરવાને મોઠીદારૂના આટલાજ સખુન બસ હતા. તેને મોઠીદારૂપર દોરા ગુરકી બાંહે ચહરાવવા માંડી. ને તેઓ બંને વચે જબરી મારામારી સલગ-તે પન સારા ભાયગે ભીખાઈજી ભેંસે વચે પરી વધી જતી વાતને અટકાવી, ને મોઠીદારૂની દાહારી છુપાવવા માટે એક લાંબો બુરખો તેના મે હોડાં પર નાખીયો. જેથી મોઠીદારૂ પરદેદાર અસતરીના જેવા દીસવા લાગા.

હવે મોઠીદારૂ અને ભીમ, સેડાની અને ચાકરના લેબાસમાં ઘોડે સવાર થઇ મુસાફર ખાનામાંથી બાહાર નીકલી બજા પાસે આવી, મેહેરમસ્તને ઘેર લઇ જવા માટે તેઓએ જે તલાવટ કીધી હતી તેનો સઘલો ખુલાસો કીધો. જે બજાને ઘણો પસંદ આયો. અને બજાએ મેહેરમસ્તની નજીક તેઓને લઇ જવાની કબુલાત આપી. પણ સુખલીબાઇને કાગલ પોહોંચારવા તે તો આવેલો છે માટે પાછો કેમ ફરાય તેનો તેને અંદેશો પડીયો, પન મોઠીદારૂએ તેને તરત સમજાવી લીધો કે મેહેરમસ્ત પુછે તો તારે સાફ કેવું કે કાગલ તો પોહોંચારીયો પન તેનીને લખતાં નહીં આવડવાથી મોહોડેથીજ જવાબ કેહેવારીયોચ કે, જંગીએ કાંઇ પણ ઢીલ કરીયા વગર જલદીથી નીકલી આવવું નહીં તો તેણી તેવન પર રીસે ભરાશે ને પછી મોહોડું બી જોશે નહીં. બજાને એ તાલમેલ ઠીક લાગી ને હવે તેઓ તરેહવાર વાત ચીત કરતાં જંગલ તરફ નીકલી ચાલીયા. થોંડુંક ગીઆ પછી મોઠીદારૂને બઇરીના લેબાસમાં મુસાફરી કરવાનું પસંદ પડીયું નહીં તેથી એક મતે તેઓએ ભીમ ભેસાનીઆને બઇરીનો લેબાસ પેહેરાવી મોઠીદારૂએ તેના નોકરનો અવતાર ધારન કીધો.

એ રીતે તેઓએ કેટલીક મંજલ કાપીયા બાદ બજાએ જનાવીયું કે તે એપ્પલો આગલ વધી મેહેરમસ્તને તેની દીલઆરામે આપેલો જવાબ કહી સંભલાવશે. એથી જરૂર તેવન કાંઇબી આનાકાની કરીયા વગર પાછા ફરસે અને પાછા ફરતા તેઓ તમોને આએ જગીયાપર આવી મલસે માટે જાં સુધી તે મેહેરમસ્તને લઇ પાછો ફરે નહીં તાં સુધી તેઓએ અહીંજ થોભવું. બજાની આ સુચના વાજબી લાગવાથી તેઓએ તે બાહાલ રાખી તાંજ પડાવ નાખીયો ને બજો તેઓને છોરી પાહાડો ને ખીનો કુદાવતો આગલ વધીયો.

આદર મહીનાનો હીંગામ હોવાથી ગરમીનું જોર જબરૂ હતું, ને બપોરનો તડકો સીતલ સાંહાંજને પોતા પાછલ મુકી વીદાયગીરી લેતો હતો. સુરજના તાપથી તપી રહેલા ડુંગરાઓ તરફથી આવતી પવનની લેહેરી પોતા સાથે સેહેજ ગરમી લઇ આવતી હતી જે બલતી બપોરના તરકાથી કંટાલી ગએલા જીવડાને ઘણી દીલપસંદ લાગતી હતી. જંગલમાં ઊગેલા સુકા ઘાસ પર નરમ તડકું પરવાથી આસપાસનો દેખાવ સુનેરી થઇ રહયો હતો; ઝાહાડોના થંભ પાતરાં હમનાંજ જરા જરા હીલવા માંડીયા હતાં, ને તેનો છાંયો લાંબો વધીયો જતો હતો; ઝરાનું જીવતું પાની બુડબુડ કરતું જમીનમાંથી નીકલી આવી પોતાની પીઠપર નાજુક પરપોટાઓને તેરવી પાસેના ખેતરમાં પસાર કરતું હતું, અને તે પાનીથી પુર બનેલા ખબોચીઓમાં જે નાહાની માછલીઓ તરતી હતી તેનો ભક્ષ કરવાને સેંકડો રંગબેરંગીન પક્ષીઓ તે પાનીની તરફ સુંદર સરોદ કરતા ખેંચાઇ આવતા હતાં. આવો દીલપઝીર દેખાવ જોતા આપણા બંને મુસાફરો મોઠીદારૂ અને ભીમ ભેંસાનીઓ બેઠા હતા તેટલાં આએ એકાંત જંગલમાં કોઇ માનસનો સાદ તેઓને કાને પડયો. થોડા વારમાં તેઓની સઘલી અજાએબી વચે એક રંજીદા અને પરેશાન થએલો જુવાન શખ્સ તેઓની આગલ આવતો દેખાયો. એ અનજાનો શખ્સ કોન છે તેનો ખીઆલ કરતાં તેઓને લાગ્યું કે બજાએ તેઓ આગલ જે જાહાંગીર જટનું બયાન કીધું હતું તે એજ શખ્સ હોવો જોઇએ. અને અલબતાં તેઓની તે અટકલ ખરી હતી.

આવા એકાંત જંગલમાં અનજાના બે માનસોને જોવાથી જાંહાંગીર કાંઇ પન અજાએબ થવાને બદલે વોચારમાં ને વીચારમાંજ જમીન તરફ ડોક નમાવી ઊભો. માઠીદારૂ અંધીઆરૂ જેવન બોલવે બાહાદુર હતા તેવન તેની આગલ જઇ એક ટુક પણ અસરકારક ભાશણમાં જાંગીરને સમજાવવા લાગીયા કે આવી હેવાનીયત ભરેલી રીતે જીંદગી ગુજારવાથી તેને હાથ ઊથાવવો; તથા જરથોશતી ધરમ મુજબ મનુશીય જાતને ઊપીયોગી તથા નેકીને મારગે ચાલનારા થવાને બદલે, ખોદાની સઊથી ઊતંમ બખશેસ જે જીવ, તેનો ગેર ઊપીયોગ કરી જીંદગી ગુમાવી નાખવામાં કેવો મરગરજાની ગુનાહ છે તે દરસાવીયું. સારા ભાયગે જાહાંગીરની ખુન આ વેલાએ ઊતરેલી હતી અને તેનું મગજ શાંત હતું, નહીં તો મોઠીદારૂનુ કોડું રંગાવાની

વાત નકીજ હતી. તેને મોઠીદારૂને એક દસતુર તરીકે સઘલું માન આપી તેની વાએજી પુર ધીઆનથી સાંભલી જવાબ દીધો કે–" અએ બુજોરગ મરદ તારૂં કેહવું રાસત વ દુરૂસત છે પન મારી મુસીબત પારવનાની છે. તું આએ મુશીબતમાંથી મને છોડવવા ધછેચ પણ ભલા મરદ તુને ખબર નથી કે આએ બીઆબાનમાંથી પાછો ફરવાથી મારી મુસીબત ટલે એમ નથી. સબબ કે આએ આફત જારે મને યાદ આવી દંબે છે તારે કોઈ વાર હું ફતરની મીસાલ લાગની વગરનો થઇ જાઊંછું. જે મકશદથી બીજાઓ અહીં આવીયા હતા તેજ મકશદથી જો તમો પન અહીં આવીયા હોવો તો મુજની ગમખાર અને માહિતમ ભરી કાહાની સાંભલવાને હું તમોને અરજ કરૂછું જેથી તે દરદ કે જેની દવાઇ યા મલમ નથી તેનો ઉપાય સોધી કાહાડવામાં તમોને અમસથી મેહેનત અને માથા દુખવન કરવી નહીં પડે."

મોઠીદારૂને અને ભીમ બેસાનીઆને જાંહાગીરનું દાસતાન સાંભલવાની આએ ઠીક તક મલવાથી તેઓ ખુશી થયા ને તેનું દાસતાન તેને મોહોડેથી સાંભલવાની ખુસી દેખાડી તથા તેઓથી બની શકતી મદદ પન તેઓ કરવાને તઇયાર છે એવો દીલાસો દીધો. આ કમબખત જવાને પોતાની દુખદાયક કાહાની શહર કીધી. ને જે રીતે થોડા દીવસની વાત પર તેને આપણા સુરા સરદાર મેહેરમસ્ત આગલ તથા તેમના ચરબદાર સાથી બજા અને ભરવાડ આગલ કહી હતી તેજ રીતની હતી પન તે વેલાએ બાનુ ગોશસપનુ નામ નીકલવાથી મેહેરમસ્ત વચે પુરાયા, ને વાત અધુરી રહી હતી તેમ આએ વખતે થયું નહીં. પોતાની માશુક શીરીન તથા તેની વચે ચાલેલા પીઆર પતરોની બાબદ પર આવતાં તે આગલ બોલીયો કે:—

"બાનુગોશસપનામું જે શીરીન હંમેશ વાંચતી હતી તે ચોપડીના પાનામાં તેને હાથનો લખેલો એક માયા અને મેહેરબાની ભરીયો પતર જેમાં એ માહરી દીલનવાજ માશુકે મારો ખાર કબુલ કીધો હતો તથા હવે વધારે વખત નહીં થોબતાં તેણીની માંગનીને માટે તેણીના બાપને અરજ કરવાને મને ફરમાસ કીધી હતી તે પતર તે ચોપડીના પાનામાં ભુલથી રહી ગયો હતો. જે પાછલથી નવલશાહે તે ચોપડી વાંચવા લીધાથી તે છુપો પતર તેના હાથમાં ગીયો. આ કાગજથીજ શીરીનને મારી હકદાર મોહોરદાર તરીકે તેનીના બાપ પાસે માંગવાનો મેં ઠરાવ કીધો. પણ આએ મારી ભલી મકસદ હાંસલ થાય તે આગમચ નવલશાહ નાનાવટીએ મારૂં સતીયાનાસ કરવાનો ધરાદો કરી રાખીયો. મેં નવલશાહને જનાવીયું કે શીરીનના બાપની એવી મરજી છે કે એ માંગની મારા બાપ તરફથી કરવામાં આવે. પન કેટલાક કારનોને લીધે મારો બાપ હાલ એ માંગની મોકલે એવું મને લાગતું નથી માટે મારી હીંમત ચાલતી નથી કે મારા બાપ આગલ એ વાત છેડૂં. આના જવાબમાં નવલશાહે મારા બાપને સમજાવી શીરીનના બાપ પર તે માંગની મોકલવાનું માથે લીધું.—ઓ નાપાક, બદશીકલ દેવજાદા! ઓ શેહતાને એબલીસ! ઓ

લોભી, લુચ્ચા, ધાટકી, પાપી, કીનાખોર, દગલબાજ, ગલા કાંસુ, રાહામાર, નીચ, નીમકહરામ દેવ! એક બીચારો ગરીબ બાપડો જેને પોતાના દીલના સંધા ભરમો ભોલાપને તારી આગલ ખોલીયા તેને તુંને શું નુકશાન કીધું હતું ? મેં તુને કીઆરે ઇજા કીધી હતી ? હંમેશ તારા લાભ અને આબરૂમાં વધારો કરવાને મેં શું કશુર કીધી હતી? પણ હવે ફરીયાદ સામાટે? કંગાલ, રંજીદા થયોછું! સબબકે જારે સેતારોજ બરગસતે હોય તારે માનસનું શું ચાલે? સપનામાંબી એવો ખીઆલ કોઇએ કીધો હશે કે મારા હેશાનો અને આભારો તલે દતાઇ ગએલો નવલશાહ મારી પાસેથી મારૂં અમુલીય ગોહેર છીનવી લેવાને આવી નીચ તદબીર કરશે? બસ, હવે હું મારી ગમભીર કાહાની આગલ ચલાઊંછું.—નવલશાહને તેની નીચ મતલબ હાંસલ કરવામાં મારી હાજરીથી ઘણી અડચન નડે માટે કવાબમાંથી હારકું દુર કરવાની પોતાની દોજખી ધારના સેહેલાઇથી પાર ઉતારવા સારૂં દુર દેશાવર માલની ખરીદીને માટે મને મોકલવાનો ઠેરાવ કીધો. મેં ખુશીથી તરતજ જવાનો ઇરાદો કરી તેજ રાતે મારી દીલ-આરામ શીરીનને મલી મારી અને નવલશાહ વચે જે ગોઠવનો કરી હતી તે જનાવી તથા ઊમેરીયું કે મારી ખાતરી છે કે એમાં ફતેજ થશે. તેનીએ મને જલદીથી પાછો ફરેલો જોવાને ઇછીયો કેમકે હવે હમારી ખાહેશનું પાર પડવું ફકત મારા બાપના માંગની મોકલવાપરજ રહ્યું હતું. હું જાનતો નથી કે શા કારનથી આ બોલતી વખતે તેણીની આંખોમાં આંસુ ભરાઇ આવીયા, અને ગલામાં જાને કાંઇ આવી અટકી પડીયું હોય તેમ તેણી એકુબી બીજો બોલ મોહોડેથી કાહાડી શકી નહીં. મેં નવલશાહનો હોકમ બજાવીયો. દેશાવર ખાતે નવલશાહની ઓલખાન વાલાને તીયાં ઊતરીયો તેને મારી અછી બરદાસ કીધી, પન મને જલદી રૂખશદ આપી નહીં. જે પેલા નાપાક નવલશાહની ફુસલવની હતી. અહીંઆં સરવે પાંતીના સુખ છતાં શીરીનની જુદાઇથી જીવ ઊદાસ રેહેતો હતો. થોડા દીવસ નહીં ગયા એટ-લામાં એક દીને એક કાસદ મારે નામનું કાગજ લઇ આવીયો. સરનામાં પરથી હું તરત પામી ગીયો કે તે શીરીનનું છે. ધ્રુજતે હાથે ને ચીંતા ભરેલા દીલે મેં તે કાગજ ઊખેરીયું ને ઊખેરતાં તેના લાવનારને પુછીયું કે તે તેને કોણે આપીયું. એક અનજાની અસતરીએ ઘણી આજુજીથી તે મને પોહોંચાડવાને સારૂ તે કાગજ તેને આપીયું છે એવું જારે તેને મોહોડેથી સાંભલીયું તારે તો મારી ખુશાલી અને ઘભરાતનો પાર રહયો નહીં. મારા પગ ધ્રુજી એક એક સાથે એટલા તો અથડાતા કે માન માન હું ઊભા રહી શકીયો. છેલે હીંમત કરી કાગજ ઊખેડીયું પન તેમાં શું વાંચ્યું! હાઆ! નાપાક નવલશાહે અંતે મને દગો દીધો. તેને પોતે પરનવા માટે શીરીનના બાપને માંગની કીધી અને મારા કરતાં નવલશાહ કુલવંત ને માલદાર છે એવું જાની ઘણી ઊતાવલથી શીરીનનો બાપ નવલશાહ સાથે શીરીનના

લગન કરી આપનાર છે માટે આએ અનગમતા લગન થાએ તેની આગમચ કંઇબી કરીને આવી મલવાની શીરીને મને તે કાગજમાં અરજ ગુજારી હતી. કાગજ વાંચતાંને વાર કાંઇ પન કામને માટે થોભીયા વગર હું તો એકદમ તાંથી નીકલી પડીયો, સબબકે હવે નવલશાહની લુચાઇ વીશે મારી પુરતી ખાતરી થઇ હતી. નાપાક નવલશાહ ઊપર જે મારો ક્રોધ ઊસકેરાયો તેથી અને અથાગ મેહેનત અને રંજથી મેલવેલું અમુલીય ગહવેર મારા હાથમાંથી છીનવી લેવાયાની ધાસતીથી મને પાંખ મલી અને ઘણી ઊતાવલે હું મારે વતન આવી શીરીનને જઇ મલીયો. મેં તેના ઘેરના દરવાજા આગલજ તેના દરશન લીધા પન તે કેવી હાલતમા ? દુનીઆની અંદર એવો કોન માએનો પુત છે કે જે છાતી ઠોકીને કહી શકે કે અસતરીના ફેલ અને ચરીતરથી તે પુરે પુરો માહીતગાર છે ? ખચીત કોઇજ નહીં. જેવો મને જોયો કે શીરીન બોલી—'જાંહ-ગીર હું તારેજ માટે બેઠી છું. દગલબાજ નવલશાહ, મારો લોભી બાપ અને બીજાઓ માહારા લગન કરતાં માહરૂં મોહોત જલદી જોસે. જાહાંગીર તું દુખી ના થા; લગન વેલા તું હાજર રેહજે. જે વેલા મારા કાલાવાલા અને તકરારથી તેઓ ન સમજશે તો આ ખંજર જે હું મારી સાથેજ લઇ ફરૂં છું તે મારો જાન ખતમ કરી તેઓને નરમ પાડશે, તથા જે બેહદ પીઆરથી હું તને ચાહુંછું તેની તારી ખાતરી કરી આપશે'.—મેં ગગલતા સાથે કહયું કે—'મારી વાહાલી તારા કેહવાની સચાઇ તારા કામથી સાબેત કરજે; તું તારી આબરૂના બચાવ ખાતર ખંજર લઇ ફરેચ તો હું તારો બચાવ કરવા યાતો નશીબ યારી નહીં આપે તો મારૂં ખુન કરવા સારૂ તલવાર લઇ ફરછું'.—હું નહીં ધારતો કે આ મારા સંધા બોલો તેણીએ સાંભલીયા હોય. સબબ કે પેલો નાપાક પરનવા સારૂ આવી પુગેલો હોવાથી તેણીને જલદી બોલાવવામાં આવી. ગમનાં કાલાં વાદલાંઓથી મારી રાત તદન શીહા ને અંધકાર થઇ ને મારાં સુખનો સુરજ હવે અસત પાંમીયો; મારી આંખે અંધારા ફરી વલીયા ને મારૂં મગજ ખસી ગયું. તેણીના ઘરમાં ડાખલ થવું યા નહીં એ વીશે હું ગુંચવાડામાં પડીયો; ને જાને મારા ગુરામાં ચાલવાની તાકાતજ નહીં રહી હોય એવું મને લાગું. પન મારી હાજરી તાં કેટલી અગતની છે તે યાદ આવવાથી જેમ તેમ કરી હું ઘરમાં અલકસે એક ખુનામાં ભરાઇ બેઠો. બીજી સઘલી તઇયારી થઇ રહયા પછી મે દસતુરોએ શીરીન તથા નવલશાહને આશરવાદ નાખવા માંડીયાં ને જારે દસતુરે શીરીનને 'પસંદ કરદમ' બોલવા કયું તે વેલાની મારી આતુરતાનુ કોન બયાન કરશે !—ઓ ! તેજ ઘડીએ બાહાર નીકલી આવી બાંગેબુલંદ મેં એમ કાંએ નહીં કહયું કે—શીરીન યાદ રાખજે કે તું માહરી છે, ને કોઇ બીજાની થઇ શંકનાર નથી—અરે હું કેવો બેવકુફ ! હવે હું ખસતે બેવાર થઇ, દાંતમાં આંગલા કરડી, પસેમાન થઇ દીવાનો બની જાઉં એમાં શું નવાઇ ?—શીરીનનો જવાબ સાંભલવા દસતુરને

કેટલોક વખત ખોબવું પડીયું. મેં વીચારીયું કે શીરીન હવે ખંજર કાહાડીને પોતાની ઇજત સાંચવશે અથવાતો મારી તરફેનમાં કાંઇ બોલશે પન તેને બદલે ધીમે સાથે શીરીન બોલી કે 'પસંદે કરદમ !' થોડા વારમાં શીરીન બેહોસ થઇને પોતાની માએના દીલ પર પડી. આ ઉપરથી ઓરડામાં ગભરાટ થઇ ગયો. ગરમી કમ કરવાની મતલબથી તેની માએ છાતી ખુલી કરવા જતાં ગજવામાંથી એક કાગજ બાહાર નીકલી આવેલું જનાયું જે નવલશાહે જહડપથી ઊંચકી લીધું ને દીવા આગલ વાંચવા ઊભો. વાંચી રહી એક ખુરશી પર તે બેસી ગયો ને શીરીનને હુશીઆર કરવાને જે ઊપાયો ચાલતા હતા તે ઊપર કાંઇ પન ધીઆન આપીયા વગર કાંઇ ઊંડા વીચારમાં પરેલો દેખાયો. આએ ધભરાટ ચાલતો હતો તેટલાં હું ઓરડામાંથી બાહાર નીકલીયો ને કાંઇ પણ આગલ પાછલ જોયા વગર આએ જંગલ બીઆબાનનો રસતો લીધો. મેં શીરીન તથા નવલશાહને લબો કદુવા દીધા. શીરીનને સીતમગર, બેવફા, નીમકહરામ ઊપરાંત ભાડુતી જેવૂં વીશેશન લગાડવાને પણ હું ચુકીયો નહીં. જારે હું વીચાર કરૂંચ તારે મને સુજ નથી પરતું કે હું તેનો વાંક કાહાડું કે તેના માબાપનો ? પન નહીં માહરી ખાતરી થઇ કે તેણીમાં લોભ કરતાં પીઆર કમી હતો. અને વચનો તથા કોલો આપી મારી મોહોબત વધારવાને બાહાને ખાલી મને ફસાવી હેરાન કીધા હતો. આવી પરેશાન હાલતમાં હું ભટકતો ભટકતો અહીં આવી પુગોછુ, ને બાકી રહેલી જીંદગી હું અહીંજ ખતમ કરવા ધારૂછું. એ પરમાને રસતાની થાક અને ભુખની કાંઇ પણ દરકાર કરીયા વગર હું ભટકીયા કીધા જેથી હું જમીન પર લાંબો થઇ પડીયો ને એવી બેફામ હાલતમાં કેટલો વખત રહયો તેની મને શુધ નથી. પન જારે હું ઊઠીયો તારે ભુખબી નહીં ને કાંઇ નહીં, પન મારી પાસે મેં કેટલાક ભરવાડોને ઊભેલા જોયા. તેઓએ જે હાલતમાં મને દીઠો હતો તે જણાવી તે હાલતમાં જે બકબકારો ને ગાડું ગાડું હું બોલીયો હતો તે કહયું. એથી મારી આગરી ખસી ગએલી સાફ દેખાઇ આવી. મને યાદ છે કે તાર પછી મેં હજારો ને લબો પેલાં કાહાડીયા હશે. જારે મારો સુધ ઠેકાને આવેચ તારે હું એટલો તો થાકેલો ને પટકાઇ ગીએલો હોઊંછું કે મારામાં ચાલવાનીબી શકતી હોતી નથી. મારૂં રેહાન ઘણુ ખરૂં જુના ને પોકલ થએલા દરખતોમાં છે. એ પરમાને હું મારી કંગાલ જીંદગી હીઆં ગુજારૂછું ને જાં સુધી મોહોત મને એમાંથી છોડવે, યાતો શીરીનની ખુબશુરતી ને બેવફાઇ તથા નવલશાહની નીચ લુચાઇ મારા મગજમાંથી ભુલાઇ નહીં જવાય તાં સુધી હું એ કંગાલ હાલતમાંથી છુટવાનો નથી."

અહીઆં જાંહાંગીર જટે પોતાનું ગમખાર દાસતાન ખતમ કીધું; અને હવે જેવા મોઠીદાર દાહાડી પર હાથ પસવારી ગંભીર પણ ધાહરા અવાજે તેને દીલાસો આપવા જાયેછે તેવામાં પાસેની ટેકરીની પાછલથી કોઇ માનવી જાતની ફરીઆદનો તીનો અવાજ તેઓને કાને પડીયો, જેથી મોઠીદાર તાં વધારે બોલતા અટકી પડીયા ને સરવેનું ધીઆન તે તરફ ખેંચાવાથી તેઓ વીયાં દોડી ગયા.

# પ્રકરણ ૨૭મું.

## મોઠીદારૂ અને તેના સાથીઓને એક દુખીઆરી અસતરી સાથે થએલી મુલાકાત; તથા તેણીએ પોતાની કાહાનીનું બયાન કરવું.

---

જેહાન આશકાર તેહેમતન પેહેલવાન મેહેરમસ્ત ઓલપાડજંગ બાહાદુરના ખરી ખુબી વાલા ખુશ જમાના ઊપર બેહદ આફરીન હોજો, સબબ કે, આખી આલમમાંથી ગુમ ને નાબુદ થઇ ગએલી પેહેલવાનગીરીને આપણા હાલના કંગાલ અને બતંગ વખતમાં પાછી સજીવન કરવાની તેઓની નહીં તારીફ થઇ શકે એવી શુભ નેમથી માથે ઊથાવેલા ભારી કામો, તથા બેહદ રંજ અને મુશીબતોનું બયાન જાનવાથી આપણને ધડો તથા રમુજ મલે છે.

જાહાંગીર જટના દાસતાનની આખેરીએ આપણા મોઠીદારૂ અને તેના સાથીને જે અવાજ સંભલાયો તેની ખોલમાં તેઓ નીકલી પડયા. તેઓએ જાનીયું કે કોઇ બીજું દુખીયારૂં આદમી આએ જંગલની વચમાં આવી પડેલું છે માટે તે કોણ છે તે સોધવા માટે તે અવાજ જે તરફથી આવતો હતો તે તરફ તેઓ ગયા. થોડા આગલ જાયછે તેવામાંજ ખડકોની હેથાનમાં એક ગંજાવર દરખતના છાંયા હેઠલ ભરવાડના વેસમાં કોઇ માલમ પડીયું. પણ તેઓ તેને ઓલખી શકીયા નહીં, કેમકે પાસે વેહેતા જહરામાં તે પોતાના ચાંદી જેવા સફેદ પગ વાકું વલીને ધોતું હતું. પગ ધોઇ તે પોતાની ચુંથાએલી પાઘડીમાંથી પગ નુછવાનો રૂમાલ કાહાડવા જાયેછે તેવામાં માથા પરથી કાજલ જેવા કાલા લાંબા કેસ જુલાઇ પરીયા તે ઊપરથી તેઓ પામી ગયા કે જાંછે તાં એ કોઇ અસતરી છુપા લેબાસમાં છે, માટે મોઠીદારૂએ પોતાના બંને સાથીઓને દાંય બાંય થઇ જવાની ઇસારત કીધો ને પોતે ઘણાજ ધીમે પગલે તેનીના ચાલા જોતા આવીયા. જારે તેઓ નજીક ગયા તારે ભરવાડની એબીઅલ પાઘડીની નીચે તેનો રૂપેરી મુખડો છુપાયલો જોયો તારે તો બસ તેઓની પકીજ ખાતરી થઇકે એ જાંછે તાં કોઇ વાખાની મારેલી અસતરીજ છે. એ અસતરીની સંધી હકીકત સાંભલવાની તેઓની આરજુનો પાર ન રેહવાથી ઘોંઘાટ કરી તેઓએ પોતાને જાહેર પાડીયા. તેણી પાછલ ફરીને જોય શું કે તરન મરદોને પોતા પાછલ આવતા જોવાથી તેણીએ તાં પડેલી પોતાની એક નાધલી ગાંસડી ઊચકી

જેમ દોરાયુ તેમ દોરવા માડીયું.પણ અફ્સોસ! હજી તો થોડા પગલાં જાય એટલામાંજ તુટી પડી, સબબ કે તેના નાજુક પગોને જમીને યારી આપી નહીં. જેથી જે ધનીઓથી બીહીને તે નાહાસતી હતી તેઓજ તેની મદદે દોડીયા. મોઠીદારૂએ તેના હાથ ધરીને ઊઠારી ને તેની અસતરી હોવા છતાં આવા મરદના લેબાશમાં આએ રીતે જંગલવાસો શું કરવા લીધોચ તે જાનવાની ઘનો ખાહેસ દેખાડી, તથા તેને ઘણાક દીલાસાના સુખનો કહીને તેના દુખનું નીવારન કરવાની કબુલાત આપી. ઘણો વખત સુધી તો તે અસતરી કસુ બોલી નહીં ને ટગર ટગર સરવેના મોહોના જોવા લાગી પણ આખેરે મોઠીદારૂના હઠીલા કાલાવાલાથી તેણીને બોલવાની ફરજ પડી.

તેણીએ કહ્યું કે:—"જીયારે આએ બીઆબાનમાં પણ હું છુપી રહી શકી નથી તીયારે હવે તમોને ઊડાવવા બેજા છે. અને જારે તમો માહરી કાહાંની સાંભલવાને હઠ લઇ બેઠાછો તારે હું તમોને ના પાડી શકતી નથી. પણ મારી વાત ખુશી કરીયાને બદલે સામા તમુને ગમગીન કરશે, સબબ કે મારા મરજનો ઇલાજ નથી." એટલું બોલી તેણી જમીનની ઊપર પીઠ પાછલથી હાથના ટેકા દઇને બેઠી, ને મોઠીદારૂ, ભીમ બેસાનીઓ તથા જાહાંગીર જટ તેના મોહોડા સામે તેણીનુ દાસતાન સાંભલવાની આતુરતાથી તેનું મોહોડું જોતા ઊભા. થોડા વારમાં તેણીએ પોતાની આંખમાંના આંસુ લુછી નીચે પરમાને પોતાનું દાસતાન શરૂ કીધું:—

"માહરૂં નામ ચાંદન છે, કરાંચી શેહેર માહારૂં વતન છે જીયાં મારો બાપ એક મોહોટા જાગીરદારનો ક્રમાબરદાર છે. એ જાગીરદારના બે છોકરા છે જેમાનો વડો છોકરો તેની દોલતનો વારેસ છે. તે ધારવા મેલે પોતાના બાપના સારા ગુનોનો પણ વારેસ છે. નાઘલો છોકરો મારી જાન પરમાણે લુચાઈ અને ઠગાઇનો માલેક છે. હું મારા બાપની એક પુરી છોકરી હોવાથી તેઓનો મારી પર અતીશય ચાહા છે. ઘરનો સઘલો વહીવટ મારા હાથમાં હોવાથી બાહાર મારો આવજાવ થોડો હતો તોપણ માઠા ભાયગે મારી ખુબસુરતીની આખા ગામમાં હોહા થઇ રહી હતી. આગલ જનાવીયા પરમાણે જાગીરદારના બીજા છોકરા નવલશાહ નાનાવટીએ મહને જોઇ—"

નવલશાહ નાનાવટીનુ નામ સાંભલતા વારજ જાહાંગીર લાલ ને પીલો થઇ ગયો તથા એટલો તો ઊસકેરાયો કે મોઠીદારૂ ને ભીમબેસાનીઓ બીહીવા લાગા કે રખેને તે પોતાની આગલી દેવાનગીમાં આવે. પણ સારા ભાયગે તેવા કસા પન ચીનહ બતાવવા વગર તે પેલી અસતરી તરફ-ટાકી ટીકીને જોવા લાગો, ને તે કોણ છે તે પોતે મનમાંજ સમજી ગીઓ. તેણીએ જાહાંગીરની કાંઇ પણ દરકાર કરીયા વગર પોતાનુ દાસતાન હાંકીયું કે:—

"મહને જોતાંને વાર મોહોબતનો આતસ તેના દીલમાં સલગાયો. મારા બાપને ઘણીક રીતે તે ઊપીયોગી થઇ પડવાનો લાલચ દેખાડતો અને મારી ઊપર મોહબત ભરીયા પતરો લખતો. આએ તેની ચાલથી મને સાંખો તેની પર ગુસો ઊપજતો હતો, સબબ કે મારા ધારવા પરમાને હમારી બેઊની હાલત જુદી હતી. મારા બાપનો પણ એજ વીચાર હતો, જેથી એક માયાવંત પેદર તરીકે મારે ગમે તેની સાથ પરનવાની મને રજા આપી. મેં તેનો ઊપકાર માની નવલશાહનો પગ કાહાડવાની એવી તો પેતરન કીધી કે તેને મારી સાથ વાત કરવાની બી તક મલે નહીં, આથી તો તેનો જુસસો વધારે ઊસકેરાયો. ટુંકમાં મારો બીજા સાથ પરનવાની મતલબ તેને જાહેર પડવાથી એક રાતના હું મારા ઓરડામાં સુતેલી હતી તાં નવલશાહ અચબુચ આવી ઊભો. તેને આવી રીતે આવી ઊભેલો જોઇ હું બેહોશ થઇ પડી ગઇ. જેવી મારી આંખ ઊઘરી ને મારી સુધ ઠેકાણે આવી તેવી હુંજોઊં શું કે નવલશાહ મારી સામે ઊભો રહી મને પંખો નાખતો હતો. ને એવી તો મીઠાસ ભરી અને લલચાવનારી વાતો કરી સમજાવવા લાગો, તથા વાત કરતાં જરા જરામાં દીબા તાની આંસુઓ વરસાવવા લાગો કે તે આંસુઓને હું તેની ઇમાનદારીના સાહેદી સમજી. હું નાદાન વયની તથા ફરેલ નહીં હોવાથી, તેમજ દુનીયાદારીનો કાંઇ પણ માહીતી નહીં હોવાથી હું તેના મકરમાં ફસી પડી. અને આસતે આસતે તેની પર માયા દેખાડવા લાગી. ટુકમાં તેના કાલાવાલા ને આજુજીથી હું તેની સાથ છુપી રીતે પરની. પન થોડીજ મુદતમાં તે મને છોડી મને જનાવીયા વગર કેથે જતો રહયો. દાહડા પર દાહડા ને મહીના પર મહીના વહી ગયા પન તેની ધન નસલ જનાઇ નહીં. મારી બદબખતીનો સીતારો હવે પુર જલેહથી ચલકતો હતો; મારા માબાપોથી મારી કંગાલ હાલત છુપાવવાને હું ઘણી જેહેમત ખેંચતી, પન જારે મને ખબર પડી કે નવલશાહ એક ખુબશુરત ને કુલવંત અસતરી શીરીન સાથ પરનીયો છે તારે આબરૂ જાલવવાનો મારી તમામ હોંસ તુટી ગઇ ને સબુરી નાહાસી ગઇ.—"

જાહાંગીર શીરીનનું નામ સાંભલતાં ગુસે થઇ તપી ગયો પન થોડા વારમાં તેની આંખો માંથી નવધાર આંસુ ટપકવા લાગા.

તેણીએ પોતાની વાત આગલ ચલાવી કે :—"જારે એ માઠા સમાચાર મારા કાન પર આયા તારે હું એટલી તો ચીરડાઇ ગઇ અને મારો જુસસો એટલો તો ઊસકેરાઇ આયો કે એ બેવફાની લુચાઇ રસતે રસતે જાહેર કરવાને તતપર હતી, પન તે જુસસો નરમ પડવા પછી મેં એક બીજી તદબીર કીધી. મારા બાપના એક નોકરને મારો સઘલો છુપો ભરમ કહી તેની પાસેથી મરદનો પોશાક લઇ થોડાક મારા અગતજોગ કપરાં તથા દાગીના આએ ગાંસડીમાં બાંધી ગુપચુપ હું રાતોવાઇ તાંથી નીકલી પડી ને નવલશાહને સોધી કારવાનો ઠેડાવ

કીધા. પરથમ મેં શીરીનના માબાપ કાહાં રેહેચ તેની તપાસ કીધી. જે માનસ મને પેહેલ વેહેલો મલીયો તેને હું જે માંગતી હતી તે કરતાંબી વધારે ખબર આપી. તેને મને વધુ એટલું જનાવીયું કે જે રાતે શીરીન સાથે નવલશાહના લગન થતા હતાં તે વેલાએ 'પસંદે કરદમ' બોલીયા પછી શીરીન બેહોશ થઇ પડી અને તેને હુશીઆર કરવા માટે છાતી ખોલતાં તેમાં એક કાગજ છુપાવી રાખેલો નવલશાહને મલીયો હતો જેમા જોસથી જનાવેલું હતું કે શીરીન નવલશાહની ધનીઆની થઇ શકતી નથી કેમકે તેણીનું દીલતો એક જવાન જાહાંગીર સાથે મલી ગએલું છે. અને તેણીએ પોતાના માબાપની જાસતીને તાબે થઇ નવલશાહ સાથે નેકા કરવા હા કહયું હતું. તે મરદના કેહવા પરમાણે જાહાંગીર જટ તેજ ગામનો વતની હતો. વલી એ કાગજમાં તેણીએ વધુ એમ જનાવેલું હતું કે લગનની કીરીયા પુરી થવા પછી પોતે આ-પઘાત કરી મરી જસે, જેની સચાઇ તેનીની છાતીમાં સાંતી રાખેલા એક ખંજરથી મલી હતી. નવલશાહ નાનાવટી આવી રીતે ફજેત થવાથી અને તેનીએ તેનો ધીકાર કરવાથી એજ ખંજરે શીરીનનું ખુન કીધું હતે પણ ઘરના લોકોએ વચે પડીને તેને બચાવી લીધી; ને નવલશાહ તો લાગલો તે જગો છોડીને ચાલી ગયો. જારે શીરીન હુશીઆર થઇ તારે તેણીએ જાહાંગીરને આપેલો કોલ પોતાના માબાપ આગલ કબુલ કીધો. એવો શક છે કે જાહાંગીર એ વેલાએ તાં હાજર હતો પણ પાછલથી નામુરાદીનો મારીયો ગામ છોડી નીકલી ગયો. આ વાત સંધા ગામને ખબર હતી અને લોકોમાં તેની ચરચા ચાલી રહી હતી, પન જારે પાછલથી ખબર પડી કે શીરીનબી પોતાના બાપીકા ઘરમાંથી કેથે જતી રહીછે તારે તો ચરચા વધી પડી. શી-રીનના ગુમ થવાથી તેના કુટુંબમાં ભારે ગમગોની ફેલાઇ, પન તેથી મારી આશા તાજી થઇ કે ખોદાએ નવલશાહને બીજી વાર પરનતા અટકાવીયો હતો જેથી તેનું દીલ તેને ડંખે ને પોતાની ફરજ ને આબરૂ શું છે તે સમજે. આવી કફોડી હાલતમાં શું કરવું તે જાનીયા વગર હું એકદમ ગામબાહાર નીકલી પડી અને રાતે આ બીઆબાનમાં પનાહ લીધી. અહીંઆં એક ભરવાડની ચાકરીમાં હું રહી, ને કેટલાક મહીના આ જંગલમાં ગુજાગીયા. હું કોન છું તે જનાઇ આવશે એવી બીહીકથી હું ઘણી ખરી બાહારની બાહાર ફરતી હતી. મારી ધાસતી ખરી પડી કારણ કે પેલા ભરવાડે મારો ભરમ પારખીયો. મેહેરમતીમાંથી બનચવાને મને હંમેશ તક નહીં મલશે એવા ખીઆલથી નાહાસવું મેં દુરૂસત વીચારયું ને હવે આ ખડકોમાં હું ભરાઇ રહુંછું. આ બીઆબાનમાં બેશુમાર ગમ અને આંસુઓથી હું તે દાદગર દાદારની દરગાહમાં અરજ ગુજારૂછું કે—રે ઓ દાદગર, મારી પર રેહેમ કરો, યાતો મારૂં દુખ કમી કરો, અથવા તો જંગલમાં મારી હઇયાતી ખતમ કરો! જેથી આવા એક કંગાલ જીવડાની કાંઇ પણ નીસાન આએ દુનીયામાં રેહે નહીં."

"અહીઆં માહારી ગમખાર કાહાની પુરી થાએચ. હવે તમે જોસો કે મારી મુસીબતો ઇલાજ વગરની છે, માટે હું તમોને અરજ ગુજારૂંચ કે આ જંગલમાં મને કોઇ નહીં ઓળખે એવી રીતે રેહેવાની તદબીર બતાવો; કેમકે માહારા માબાપ મને પાછી જોવાને ઘણા ઇનતેજાર છે અને હવે શરમને મારી તેઓને માહારૂ મોહોડું દેખાડવા ગમતું નથી."

એટલું બોલી ચાંદન મુગી રહી ગઇ; તેના દીલના જુસાઓ એકબીજા સાથે કેવા અથડાતા હતા તે તેના મોહોડાં ઊપરથી ખુલું માલમ પડતું હતું. ચાંદનની કાહાનીએ સઘલાઓના મનપર ભારે અસર કીધી ને સીરેસતા મુજબ મોઠીદારૂ પેહેલે બોલવા જતા હતા તેટલાં જાહાંગીર જટ બોલી ઊઠીયો કે:—"બાઇ તારે તો મેં તમુને ઓલખીયાં; તમે પેલા કાહાનજી ફીકાની દીકરી થાવોની"? ચાંદન જાહાંગીરને મોહોડે પોતાના બાપનુ નામ સાંભલી અજાએબ થઇ, ને તે તેને કેમ ઓલખી શકીયો તથા તે પોતે કોણ છે તે વીશે પુછીયું.

જાહાંગીર બોલીયો:—"હુંજ પેલો બદબખત જાહાંગીર છું; જે તમુને ઠગનાર નાપાકની લુચાઇથી ઇજા ખમુ છું અને આવી કંગાલ હાલતે પોહોંતો છું; તે સાથે દીવાનો સરખો થઇ ગયો છું. ચાંદનબાઇ, મેં 'પસંદે કરદમ' બોલ શીરીનને મોહોડે સાંભલીયો હતો, અને તે દુખ નહીં ખમી શકાયાથી હું લાગલો તાંથી નીકલી ગયો, તારથી અતીયારસુધી આએજ પાહાડો ને બીઆબાનમાં મારી જીંદગીના દાહાડા ગુજારતો હતો, પન તમે જે હેવાલ હમના કહી સંભલાવીયો તેથી ઊમેદના કીરન પાછા દેખાવા માંડેછે અને હવે આપન બેઊને માટે કંઇ સારૂંજ ભવીશ દેખાયછે. શીરીને મને કબુલીયો છે તો બીજા સાથે હવે તે પરનશે નહીં; નવલશાહ તમારો જાન હોવાથી તેને સમજાવટથી અથવા તો બલજોરીથી તમારે તાબે કરી આપસ, માટે બાઇ બેફીકર રેહેજો મારી ઊમેદની સાથે તમારી ઊમેદબી પુરી પડશે ને તે બોહોલી બખશેસના સાહેબનો ભલી રેહેમથી ફરી એક વાર આપણે સુખી જીંદગી જોઇશું."

આએ દીલાસાના સખુનોને માટે ચાંદન જાહાંગીરને પગે પડવા જતી હતી પન જાહાંગીરે તેમ કરતાં તેને અટકાવી. મોઠીદારૂ તેની વખાન ગાવા લાગા. તેઓની આવી હાલતમાં શું ઊપાય કરવા તે માટે તેઓને પોતાને ગામ આવવાને મોઠીદારૂએ કાલાવાલા કીધા ને તેઓએ તે વાત બાહાલ રાખી. ભીમ ભેસાંનીઓ જે અતીયાર સુધી મુગો મુગો સંધુ જોયાં કરતો હતો તેને પણ તેઓની આવી શુભ નેમની વખાન કીધી ને પોતે તથા મોઠીદારૂ તાં કેમ આવી લાગા તે ટુકમાં કહી સંભલાવીયું. અને જારે મેહેરમસ્તની અજબ જેવી દેવાનગીની વાત કહી તારે જાહાંગીરના મનમાં આપણા જંગી સાથે કીધેલી જપાજપીની સેહેજે યાદ આવી.

આએ ગોષ્ટગો ચાલેચ તેટલાં બન્જો તેઓને હાક મારતો સંભલાયો. તેઓ તરત તે

બારક દોડી ગયા ને મેહેરમસ્ત વીશે ઇનતેજારીથી સવાલ કીધો. બજાએ જનાવીઉં કે—"મેહેરમસ્ત પોતાની માશુક શુખ્બલીની યાદમાં ખાધા પીધા વગર અધમુવા સરખા થઇ રહયા છે, અને સુખલી જલદીથી તમુને બોલાવેછે એવું કેવા છતાં એકુ બીજું ભારે કામ પાર ઊતારી ફીરવી મલવીઆ વગર ઘેર જવા ના પાડે છે, માટે હવે કરવું કેમ"?

મોઠીદારૂએ બજાને દીલાસો દીધો કે "તારે કશી ફીકર કરવી નહીં; હમો એને ઘેર લઇ જવા વગર રેહેશું નહીં." એમ કહી મોઠીદારૂએ પોતાના બે નવા સાથી જાહાંગીર તથા ચાંદનને મેહેરમસ્તને પાછા ઘેર લઇ જવાની તેઓએ કરી રાખેલી તદબીર જનાવી. એ ઊપરથી ચાંદને પોતે બઇરીનો ભાગ બજાવવાને તેઓ પાસેથી માંગી લીધું, તથા જનાવીઉં કે પોતે બઇરી હોવાથી તથા નામાઓ ને કીસસા કાહાનીની ચોપડીઓથી માહીતગાર હોવાથી તેની એ કામ બજાવવામાં કસુર રાખશે નહીં. સઘલાઓએ એ વાત ખુશીથી કબુલ રાખી, ને ચાંદને તરતજ પોતાની ગાંસડી છોડી તેમાંથી એક ભપકાદાર રેશમી સારી પેહેરી લીધી તથા એક દાબરો ઊઘાડી પોતાના જવાહેરો કાહાડીને પેહેરીયાં. જેથી તેનો ભપકો કાંઇ ઓરજ ફરી ગયો. તેની ખુબશુરતી, જવાની, ચાલવાનો લેહેકો તથા મીઠાસ ભરી બોલવાની ઢપછપથી સરવે દંગ થઇ ગયા. એ રીતે ચાંદનને શાહાજાદી બનાવી બીમ બેસાનીઆએ નોકરનો અવતાર ધારન કીધો ને ઘોડાપર સવાર થઇ સરવે કોઇ બજાની સાથે મેહેરમસ્તની મુલાકાતે ચાલીયા. રસતામાં ચાલતાં મોઠીદારૂએ બજાને ભનાવી રાખીઉં કે તેને જંગીની આગલ પોતાને તથા બીમ બેસાનીઆને ઊંધાડા પાડવા નહીં. ચાંદને મેહેરમસ્તની આગલ કેમ બોલવું અને શું કરવું તે વીશે આપણા શીઆના મોઠીદારૂ તેણીને પણ પાઠ ભનાવતે પણ ચાંદન એવી ચગોર હતી કે સામી મોઠીદારૂની ભુલ બતાવે, માટે તેને પાઠ કરાવવાની તો મોઠીદારૂને જરૂર પડીજ નહીં. કેટલેક છેટે ગયા પછી પાહાડોની બીનમાં હથીઆર વગર આપણા સુરા સરદાર મેહેરમસ્ત બાહાદુર ખુબ ધીઆનમાં એક ટેકરી ઊપર એખલા બેથેલા દેખાયા. ચાંદને પોતાના ઘોડાને ચાબક ફેરી ખુબ જોરથી હાંકીઓ. જેવી ચાંદન આપણા જંગી આગલ આવી પુગી કે લાગલો બીમ નોકર તરીકે પોતાના ઘોડાપરથી કુદી પરી, હાથ આપી પોતાની સેઠાનીને સંભાલથી નીચે ઊતારી. ચાંદન નીચે ઊતરતાં વાર મેહેરમસ્ત આગલ જઇ ગુડન મંડીએ પડી તેના પગ આગલ માથું મુકીઉં, ને જંગીએ તેનીને ઊઠાડવાની ઘણીખી કોહોસ કીધી પણ ચાંદન સર નમાવી પડીજ રહી, ને બોલી કે:—"રે ઓ દલેર જેહાન આશકાર સુરા સરદાર, જાંબગી મારી ઊપર તમો એક મેહેરબાની ભરેલી નવાજેશ નહીં કરો, કે જે કરવાથી તમારી આબરૂ અને દલેરીમાં હમેશેશ થાય, ને જેથી આ તનોમંદ દુનીયામાં એક ઘણીજ આજુરદે ને કમબખત અબલાને જાવેદાન સુધીનો ફાયદો થાય તાં સુધી તમારા પગ આગલથી હું મારૂં

સાર ઉંચકનાર નથી. તમારી અમરગ કીરતીની સારી આલમમાં જે વાત ફેલાઇ રહીછે તે જો ખરી હોય તો મુજ જેવી હારમાર થએલી એક નારને મદદ આપી બંચાવવાને તમો નામવર પેહેલવાન ફરજથી બંધાએલા છેવો. સબબ કે તમારી દલેરીની ખુશબોઇનો સોહોરમ મારા નાખમાં આવીયાથીજ તેની પર લલચાઇ તમારેથી મદદ ચાહી મારો બરગશતે થએલો સેતારો ફરી એક વાર રોશન કરવાની ઊમેદમાં ઘણી દુરદરાજથી તમારી સોધ કરતી અહીં આવી લાગી છું; માટે જાં સુધી તમો તેહેમતન મારા દુખનુ નીવારન કરવાના કસમ લેવો નહીં તાં સુધી આ એ દુખમાં ગીરફતાર થએલી નાતવાન અબલા પોતાનુ સર ખાક પરથી ઊઠાવનાર નથી."

અબલા જાતીને પોતાની આગલ સર નમાવી આએ રીતે આજીજી કરતી જોઇ, તથા તેને મોહોડેથી પોતાની બાહાદુરીની આટલી બધી વખાન સાંભલી આપણા જંગી સો ખુબ ખીલી ગયા ને ભારે રોબમાં બોલીયા કે—"અએ બુલંદ દરજજેની શાહાજાદી, શું કામ તું તારા દેલને એટલું બધું આજુરદે કરેચ? તુંએ જે માહરી તારીફ સાંભલીચ તે રાસત અને બરહક છે. કોઇબી અરજદાર પોતાની મુરાદે પોહોંચીયા વગર મારી આગલથી પાછું ફરીયું નથી. તો પછી તું તારી મુરાદે કાંએ નહીં પોહોંચશે? તું સરખી શાહાજાદીના દુખનું નીવારન હું નહી કરૂં તો પછી જેહાનમાં મેં પેહેલવાનગીરી એખતીઆર કીધેલી શું ખપની? હું તારા દુખનુ નીવારન કરવાને સોગન લઊંછું પણ તે એવી સરતે કે મારા હા કેહેવાથી મારો પાદશાહ, મારૂં દેશ, તથા જે ધણી મારા દેલની કુંચી તથા ભરમ રાખેછે તેને કાંઇ પણ જાન ન થાય તો."

ચાંદન બોલી—"મેહેરબાન જંગી એ વાત સતે માનજો કે એમાના કોઇનેબી ઇજા થવાની નથી."

જંગીએ જવાબ આપીયો—"જા એમજ હોય તો પછી મારે કબુલ છે."

ચાંદને આગલ ચલાવીયું કે—"તારે મારી અરજ એછે કે હું તમોને જાંબી લઇ જાઊં તાં તશરીફ ફરમાવવી. એક નાપાક દેવ જેને કાંઇબી હક ઇલાકો વગર મારૂં રાજપાટ છીનવી લઇ મને આએ હાલતે પોંહોંચાડીચ તેની પર કીનો લીધા વગર કોઇબી બીજા કામમાં તમો મસગુલ નહીં થાવો એવો મને કોલ આપો."

પેહેલવાને તેને વચન આપીયું, ને પોતાના હાથનો ટેકો આપી ચાંદનને ગુંદનમં ડીએ પડેલી ઊઠાડી, ને તે કયા મુલકની શાહાજાદી છે તથા તેનું મુલક કાં આવુંચ તે વીશે જાનવા-ની ખાહેશ કીધી.

ચાંદન જે અસલથીજ ચતુર હતી તેને તરતજ પોતાની કલપનામાં એક નામ ઊભુ કરી જનાવીયું કે—"કોહેકાફના પરવતની પેલી મેર કુદુકુમાની હું શાહાજાદી છું."

મેહેરમસ્ત ઘણા ગંભીરપને ચાંદન તરફ જોતા હતા તેવન આએ નવું નામ સાંભલીને અજાએબીથી બોલીયા કે—"અએ ચેહરે નમુન શાહાજાદી, કોહેકાફના પરવત વીશે મેં નામાઓમાં ઘણી તરફ વાંચીયુંછે પન કોઇબી દીવસે કેયેબી કુદુકુમા શેહેર વીશે મારા સાંભલવામાં કે જાનવામાં આવીયું નથી. પણ ફીકર નહીં તું શાહાજાદી મને જાંબી લઇ જસે તાં હું ખુશી સાથે આવસ, કેમકે એક વખતે મેં તને વચન આપીયુંચ તે હવે ફરવાનું નથી. જે બદખસલતના હેરેમને તારૂં તખત છીનવી લીધુંચ તેને શીકસત આપી એક વાર ફરીને તારા આબાદ રાજની હાકમી હું તારે સવાધીન કરસ. હવે એ કામમાં ઢીલ કરવી લાજમ નથી માટે બજા જલદીથી તું મારા બાહાધુર રખશ પંજઆયેબને મુસાફરીને માટે તઇયાર કર."

ભીમ ભેસાનીઓ જે અતીયાર સુધી પોતાનું હસવું જેમ તેમ દાબી રાખી ગુડન મંડીએ પડી રહયો હતો તેને હવે ઊઠીને પોતાની સેઠાનીના ઘોડા પરનું જીન સરખું કીધું ને પોતાના બદનનો ટેકો આપી બાઇને ઘોડાપર બેસાડી, તથા પોતાના ઘોડાપર પોતે ચહડી બેઠો. મેહેરમસ્ત પન એટલામાં પોતાના હથીઆર લટકાવી તઇયાર થયા ને પંજઆયેબપર સવાર બનીયા. બજા ભાખરાને પગે ચાલવાનું હોવાથી તેને પોતાનો ચોરાએલો બલદીયો પાછો યાદ આયો ને તેના ચોરનારને હજારો કદ્વા દેતો ને બરબરતો ચાલીયો. મોઠીદારૂ ને જાહાંગીર જટ જેઓ સંતાઇને આ સઘલું સાંભલતા હતા તેઓ હવે બાહાર નીકલી મેહેરમસ્તની પાસે આવી ઊભા, ને એક બીજાને ટીકી ટીકીને જોવા લાગા. અરસ પરસ સલામ અકરામ થતાં મેહેરમસ્તે મોઠીદારૂને ઓલખી પાડીયા ને પોતાના આએ બુજરગ સાથીને ઘને દીવસે જંગલ વચે આવેલા જોવાથી તેને સઘલી અજાએબીસાથે પોતાનો પંજઆયેબ ઉભો રાખી નીચે ઊતરવા માંડીયું, પણ મોઠીદારૂએ તેમ કરતાં તેવનને વારીયા, પન મેહેરમસ્તે હુજત કરી રખશપરથી નીચે ઊતરી મોઠીદારૂને કોટી કીધી, તથા થોડીક ખબર અંતર પુછી. જે બાદ મોઠીદારૂને બેસવા માટે કોણનો ઘોડો આપવો તે વીશે ભાંજગડ ચાલી. સેવટે મેહેરમસ્તે ચાંદનને અરજ કરી તેના નોકર ભીમ ભેસાનીઆનો ઘોડો મોઠીદારૂને બેસવા માટે અપાવીયો.

એ રીતે મેહેરમસ્ત, મોઠીદારૂ તથા ચાંદન શાહાજાદી ઘોડાપર સવાર થઇ ચાલીયાં ને તેની પાછલ જાહાંગીર જટ, ભીમ ભેસાંનીઓ તથા બજો ભાખરો પગે ચાલતા થયા. રસતે ચાલતા-આગમજથી કરી રાખેલી ગોઠવન મુજબ મોઠીદારૂએ ચાંદનને કુદુકુમાની શાહાજાદી તરીકે ઓલખી, જેથી મેહેરમસ્ત ઘણા ખુશી થયા ને પોતે હાલ કાં જાય છે તેની સરવે

હકીકત કહી ઘણી મગરૂરીથી જનાવીયું કે—"આએ શાહાજાદીનું કામ સરનજામ પોહોંચાડી આપવાથી મારૂં નામ તવારીખના અમર સફા ઊપર સદા સુનેરી હરફે કોતરાઇ રેહશે."

મોઠીદારૂએ મેહેરમસ્તની બાહાદુરીની જબજ તારીફ કીધી ને કહયું કે—"જો તમોને આએ ભારે કીરતીનું કામ કરવા સારૂ કુટ્ટકુમા જવુંજ હોય તો તે શેહેર પોહોંચવાને સારૂ આપણા ગામમાં થઇને જવું પડશે."

મેહેરમસ્તે પુછીયું—"વારૂં એ તો હોસે, શાહાજાદી જાં લઇ જાય તાં જવાને માટે હું વચને બંધાઇ ચુકોચ, પણ બુજરગ સાથી તમોને આએ જંગલમાં એકાએક કેમ આવવું થયું ?"

આએ સવાલનો જવાબ પાધરો આપવાને બદલે મોઠીદારૂએ મેહેરમસ્તને તરેહવાર ઊડાવીયા, ને ખોટી રીતે મેહેરમસ્તના મગજમાં ખાતરી ભરેલો ખુલાસો ઊતારીયો.



# પ્રકરણ ૨૮ મું.

## મેહેરમસ્ત અને તેના સાથીઓને મુસાફરીમાં ભગલા દુબરા સાથ થએલી મોલાકાત, તથા બજાના બલદનું પાછું મલવું.

મેહેરમસ્તની સાથે કુટ્ટકુમાની શાહાજાદીના ધારન કીધેલા નામ તલેચાંદન, મોઠીદારૂ, જાહાંગીર જટ, ભીમ ભેસાનીઓ અને બજો ભાખરો તરેહવાર વાતોમા મશગુલ થઇ મંજલ કાપીયા જતા હતા. જેમાં આપણા જંગીએ શેહેનશાહજાદીને તે નાપાક દેવ તથા તેના કામ વીશે પુછીયું, પણ ચાંદનને સફાઇથી જવાબ દેતા કાં નહીં આવડતો હતો ? તેને એવી ચતુરાઇથી મેહેરમસ્તની તે બાબે ખાતરી કીધો કે એક રતી ભારબી શક તેને ઊપજીઓ નહીં. એમ એક મેકમાં વાતચીત કરતા હતા તેવામાં સાંમેથી એક પારસી બલદીઆ ઊપર બેસીને આવતો દેખાયો. બજો ભાખરો પોતાના બલદના ચોરાવા પછી કોઇબી બલદીઓ મલે તેને તેના સવાર સાથે માથાંથી તે પગ વેર ટીકી ટીકીને જોતો હતો તેને આ બલદીઆ પર બેઠેલા પારસીને બેહેલુ બાંગા તરીકે જટ ઓલખી પાડીયો; અને વધારે બારીકીથી જોતાં તે બલદીઓ પન પોતાનોજ માલમ પડીયો. એટલે પછી બજાની ખુમ ને ધરપચનું શું પુછવું ?

તે મોહોટા ધાંટા કાહાડી બેલુ બાંગો ચોર ચોર એમ પોકારતો તેની પુઠે દોડાયો. જો આએ વખતે મેહેરમસ્તને બજો એ બેજ જન હતે તો બેલુ બાંગો તે બંનેને પુરો પડીને વધતે પણ જારે તેને મેહેરમસ્તની સાથે અરધી દજન માનસનું એક નાહનું જેવું સરઘસ એકઠું થએલું જોયું તારે બેલુ બાંગા જેવા પોસાગીરનીભી હીંમત ટકી શકી નહીં; ને એકતો ખરેખરજ તેવને બજાનો બલદ ચોરેલો જેથી તેવણના પાની મુએલાં, એટલે બલદીઆ પરથી ઊતરી તેને પાછલે પગે પોબારાં માંડીયાં. એટલે સવસથ પને બજાએ પોતાનો બલદીઓ પાછો મેલવીયો ને બલદીઆને ઘણીક પીઆર ભરી કોટીઓ કરી હરખાવા લાગીયો. તેમાં જારે મેહેરમસ્તે તેને ચોરાએલો બલદીઓ મલવા છતાં પોતે આપવા કહેલા બલદીઆભી આપસે એવું જનાવીયું તારે તો પછી ભોલા બજાની ખુશીનો શું પાર! બજાનો ચોરાએલો બલદ પાછો મલવા વીશે સરવેએ તેને મુબારકબાદી આપી જેનો જવાબ બજો પોતાની સદાની સાદાઇ મુજબ આપીયો જતો હતો.

હવે મોઠીદારૂ અને ચાંદન તેઓએ કરેલી હીકમતની ફતેહ વીશે વાતમાં ગુંથાયા. મેહેરમસ્ત બજા સાથે લગાર આગલ ચાલતાં પોતાની માશુકની વાત કાહાડી બેઠા. તેવને પુછીયું —"માહરા વીસવાસુ બજા તું મારી શેહેરનાજ પાસે જઇ પુગો તારે તે શું કરતી હતી? તેં કેવી રીતે તેણીને પેગામ પોહોંચાડીયો? તેણીએ મારા રૂકાનો શું જવાબ આપીયો તથા તુને કાગજ સોજા દસકતે કોને ઉતારી આપીયું તે સરવેનું મારી પાસે આજે બયાન કર."

બજાએ જવાબ આપીયો—"અરે તે કાગજ બાગજ તો કંઇ પુગતે નીજો, કેમકે તેતો તમારી પાંહેજ પેલી ચોપરીમાં રઇ ગએલું, પન એતો હાબ્બાસ મારા મગજને કે તેને સંધું યાદ રાખેલું ને મેં તે એક મેતાજી પાંહે ચીતરાવી કરાવેલું."

"વારૂં પન બજા જારે તેં રૂકો આપીયો તારે તે માહાતાબ શું કરતી હતી? હું ધારૂંચ કે તે મોતીની સેર પોતી હોસે".

બજાએ ટકોરમાંજ જવાબ આપીયો—"નહીં રે મેહેરજી બાપા, મોતી હાંના પોએ જો? ધુરના. તેના બાપને ઘેર મોતી બતી કેની તે મોતી પોવા બેહે. તેતો કેની તે વારામાં ઘઉ ઊફનતી બેઠેલી."

"તારે તો એ ઘઉં નહીં પણ મોતી હોસે. પન આગલ ચાલ, વારૂં તેં કાગજ આપીયું તારે તેને શું કીધું? મારાં કાગજને પીઆરથી ગોદમાં દાબીયું કે તેપર મોહોબતનો બોસો લીધો?"

બજો બોલીયો—"અરે પન બાપા તમારા જેવી પેલવાની તે કાં હીખેલી કે એવું

ફરે. તેને તો એક પાટલા પર કાગજ મુકી મોરેથીજ તમારે હાર મુકેલું ને કાગજ તો વાંચતા ની આવરે તેથી ફારી લાએલું. પન તમુને જલદી બોલાવેલા ખરા; તે તો મેં તમુને તે દારાનુંજ કઈ મુકેલું."

મેહેરમસ્તે પુછીયું—"મને નેક સલાહના આપનાર મારા વફાદાર સાથી બજા, શેહેરનાજને જલદી મલવા સાર હવે મારે કેમ કરવું? હું તો આ શાહાજાદીને બોલ આપી બંધાઈ ગીઓસ. એક તરફથી મોહોબત મને ખેંચેચ તો બીજી બાજુએથી ફીરતી ખસડેચ. હવે શું કરૂં ને શું નહીં? મેં ઠરાવ કીધાચ કે રાત દાહાડો હું મંજલ કાપી પેલા નાપાક દેવનું ઘર હવામાં ઊડારસ; તારબાદ શાહજાદીને તેનું તખત સવાધીન કરી ફીરતી અને ફતેહ સાથે મારી જેહાન રોશન શેહેરનાજ પાસે જઈ આટલા વખતની ધીલની હું તેનેથી દરગુજરી ચાવસ. મને આશા છે કે આએ ફીરતી ભરીવા નેક કામને માટે મને જે ઢીલ થસે તે વીશે તે જરૂર મારી બખ્શસે. કેમ બજા એ વાત તારા ધીઆનમાં ઊતરેચ કે નહીં?"

બજો પોતાના સેઠનો સવાલનો પુર દાનાઈથી હજી તો જવાબ આપવા જાએચ તેટલાં પાછલથી મોઠીદારૂએ બુમ પારી તેઓની વાતમાં ખલલ કીધી.

મોઠીદારૂ બોલીયા—"અરે મેરજીભાઈ શેઠ, હવે તો જસ બોલો, બપોરની થાયાશ, ને તાશાપી શેકાએચ તેથી ઓલું લઈ કરીને જરા નાશતો કરી લીજીએ."

નાસતાનુ નામ સાંભલી બજાને તો ઓદાએજી પાયા. મેહેરમસ્તની આગમચ મોઠીદારૂની દરખાસત તેને ઊંચકી લીધી ને મોઠીદારૂની તરફથીજ જાને કેહતો હોય તેમ તે હવે મેહેરમસ્તને નાસતા વીશે સમજાવવા લાગીયો. સરવેના એક મતે તેઓ એક નાલાંની નજીક જાહાડના છાયાં હેઠે નાસતો કરવા બેઠા. એક પછી એક બુક ઊછાલવામાં સરવે રોકાએલા હતા તેવામાં રસતે જતો એક દુબરાનો છોકરો તેઓ તરફ ટીકતો તાં આયો ને મેહેરમસ્તને ઓલખી કાહાડી ઘણી આજુજીથી તેવનને કહયું કે—"અરે ભલા મનીખ તમે મને ભુલી ગએલા કે? હું ગરીબ ભગલો, તમે મને આંબાના જારે બાંધેલો છોરવેલો તે વીસરી ગીએલાકે કેમ?"

"જંગીએ તરત તેને ભગવેના કાજે કડકના દુબરા તરીકે ઓલખી કાહાડીયો, જેને આગલ એક વાર માર ખાતો તેવને બંચાવીયો હતો. પોતાને હાથે છુટકારો પામેલા એવા એક ધનીને પોતા પાસે આવેલો જોઈ મેહેરમસ્તે ખાવાનું પણ મુકી દીધું ને હરખથીજ બોલીયા કે—"દુખ દરદો દફે કરવામાં, બદીને ટાલવામાં ને ટુંકમાં કુલે આલમનું ભલું કરવામાં પેહેલવાનગીરી કેટલી બધી અગતીયતા ધરાવે છે તે જાનવા તમારે સમજવું જોઈએ કે એક દાહાડે જારે

હું જંગલમાંથી મારા દલેર રખશ પર સવારી કરી જતો હતો તેવારે શેહર અને ફરીયાદના અવાજો મારા કાન સાથ અથરીગા. દુખની દાદને ખાતર તથા માહરી ફરજની રૂહે જંથી એ અવાજ આવતો હતો તાં હું ગયો. તાં હું જોઊંચ શું તો એક આંબાના જાહાડ સાથે આએજ છોકરાને મેં બાંધેલો જોયો. હું ખુશી છું કે મારી વાતની સચાઇની ગુવાહી આપવા આ છોકરો પોતેજ અહીંઆં હાજર છે. તેની પીઠ તદન નાગી હતી, અને એક ખુની શખસ તે ઊપર ફટકા લગાવતો હતો. આ શખત શીક્ષાનું મેં તરત કારન પુછીયું. તેને મને જવાબ આપીયો કે તેના ચાકરે વાંક કીધાથી તેને સજા કરવાનો તેનો હક છે. તરતજ આએ છોકરાએ તે વાત ખોટી પાડી જનાવીયું કે તેને પગાર માંગવા ઊપરથી આવી ધાટકી સજા તેને કરવામાં આવે છે. તેના સેઠે પાછો મને કાંઇ જવાબ આપીયો પન તે મને વાજબી નહીં લાગવાથી મેં આ છોકરાને તરતજ છોડી મુકવાનો તેને હોકમ કીધો અને વલી તેને સોગનબી ખવરાવીયા કે એને ઘર લઇ જઇ તેનું જે માગતું હોય તે અરધીએ અરધી ચુકવી આપે. કેમ છોકરા જવાબ દે એ વાત ખરીકેની ? તેં જોયું નહીં કે કેવી સાહેબી ભરેલી રીતે મેં જેબી હુકમ કીધો, અને મેં જેબી ફરમાવીયું તે કેટલી નરમાસથી તેને કબુલ કીધું ? ઓ ખુબરૂ જવાન જલદી જવાબ આપ જેથી આ સંધાઓની ખાતરી થાય કે પેહેલવાનગીરી કેટલી નાદર છે ને તે એખતીઆર કરવાની આએ દુનીઆમાં કેટલી જરૂર છે."

ભગલાએ હસીને જવાબ આપીયો—"અરે હાએબ તમે કેવો તે હંધુ તો ખરૂંજ રે, પન તમે કેઇ ગીએલા તેમ પઇહા કોને આપેલાજે ?"

"શું તારે તેને તુને પગાર નથી આપીયો ?"

ભગલો બોલીયો—"અરે કોનના બાપનો પગાર ? હાંબો કેહરીપાબ જમાડેલો તે. આએ જેવી તમારી પીઠ ફરેલી કે મને પાછો બાંધેલો ને મારતા મારતા મારી ચામરીઓ ફારી લાખેલી. ભલા મનીખ તમે પેલધાન થએલા તો તમે તમારે રહતેજ હીધા કાંએ ની ચાલો ગીએલા, કે થોરા ધના મારમાંજ કાહર પતી જતે, પન એ તો હાંબો તમારો ખારઓ મારી ઊપર કારેલો. ને વરી હાંભી બરાક હાની મારો, કે મેં છોરવેલો."

જંગીએ જવાબ દીધો—"પન એ સઘલું મારા ગીયા પછી થયું હોસે. પણ ભગલા તુને યાદ છે કે મેં તેને કેવો થથરાવીયો થો ?"

ભગલો બોલીયો—"પન હાબ મેં માર ખાધો તેનો એલાજ હું ?"

"હું તુને ઇનસાફ અપાઊંછું." એમ કહી બાગલા જંગીતો ઊઠી ઊભા થયા ને બજાને પંજઅપેખ તઈયાર કરવા ફરમાવીયું. તેવન શું કરવા ધારેચ તે વીશે ચાંદને પુછવાથી મેહેરમસ્તે ખુલાસો કીધો કે તે મુજીને સોધી કાહાડી, સીક્ષા કરી આ છોકરાને દાહોડીએ દાહોડીયું અપાવવાની તેવનની મરજી છે. પન ચાંદનને જંગીએ જે કોલ આપીયો હતો તેની યાદ તેવનને આપવાથી જંગી દલગીર થઇ બોલીયા કે—"બચીત, તમારૂં કામ જાં સુધી હું બજાવી આપું તાં સુધી ભગલાએ ધીરજ ધરવી. પન તાર પછી હું મારા આગલા સોગન ચાલુ રાખીને કહુંછું કે, એના સેઠ પર હું વેર લીધા વીના રેહનાર નથી."

આએ ચાલુ વાતચીતમાં મેહેરમસ્તના ચાલા જોઇ ભગલાને હસવું આવતું હતું તોપન તે જેમતેમ દબાવી રાખતો હતો કે રખેને મેહેરમસ્તનો મીજાજ જાય. પણ હવે વધારે વાર તેનેથી પોતાનુ હસવું નહીં થોબાયાથી તેનેથી હસી પડાયું તેથી તે તાંથી નાહાસી દુર જઈ બેઅખતીયાર હસવા લાગો, ને મેહેરમસ્તના તરેહવાર ચાલા પાડી બોલીયો કે"—અરે ઓ પેલવાન, એ તારાં ચાલરાં ને કોએતાં એક બાજુએ મેલ ને હવે ફરી એવી હુલરાઇ કોઇ હાથે રખે કરે. આ દુનીઆમાં મલીઓચ તો મલીઓચ પન અવે પેલી દુનીઆમાં મલતો રખે" એમ બોલી તાંથી જીવ લઇ નાહઠો. ને જંગી જેવન પોતાના સાથીઓ આગલ ભગલાને છોડવવાની વાતો કરી પોતાની સફીત કરાવવાની ઊમેદમાં હતા તેવન ભગલાનેજ હાથે આએ રીતે ફજેત થવાથી ખુબ ગુસામાં આવી પોતાનો લાંબો ચેહેરો વધારે લાંબો કરી દોલા ઘુરકતા ભગલો જે તરફથી નાહઠો તે તરફ ટીકતા ઊભા. મેહેરમસ્ત જંગીનો રકાસ થવાથી તેવનના સાથીઓને પુશકલ હસવું આયું પન મેહેરમસ્તની લાજને ખાતર તેઓ તેની પીઠ પાછલ જંગીને નહીં ખબર પડે એ રીતે હસતા હતા. ને મેહેરમસ્ત બીચારા એકના એકજ આકારમાં થોડોકવાર ઊભા થઇ રહયા.



# પ્રકરણ ૨૯ મું.

## મુસાફરખાનામાં જંગ કીધું સુરા સરદાર મેહેરમસ્તે દારૂની કેરબાસી સાથે તેની દાસતાન લખીછે.

એ રીતે જંગી સીપેહસાલારને એક દુબરાના છોકરા જેવા હલકા માનસથી જે અપમાન ખમવું પડીયું તેથી તેવનને ભારી તો ઘણું લાગું પણ જારે તે છોકરો તેવણુની આગલથી એકદમ નાહાસી ગયો એટલે તેને શીખસાએ પોહોંચાડવાનો બીજો કાંઇ પણ ઇલાજ

નહીં સુજવાથી થોડો વાર તો તેવણ તાંજ તાટ થઇને ઊભા રહયા, પછી કંઇ મનમાં ને અનમાંજ પટપટીને જાને કાંઈ બનીઊંજ નહીં હોય તેમ સરવેની સાથે મિલાઇ ગયા.

તેઓએ ખાનુ ખાઇ લીધા પછી પાછી કુચ શહર કીધી ને કેટલીક મંજલ કાપીયા પછી સરવે કોઇ પેલા પરખીયાત મુસાફરખાના આગલ આવી પોહોંચીયા કે જે મુસાફરખાનામાંથી રામસીંગ ભઇઆને હાથની કેસરી જમી બન્જો બાહાર નીકલીયો હતો અને બાજી વખત તેની બાહારજ ઊભો રહી ઓઠીદાર અને બીમબિસાનીઆ પાસે ખાનુ મંગાવી ખાધું હતું. તાંજ પોતાને વરી પાછો તરીજી વાર આવી પોહોંચેલો જોવાથી બજાને તો બોદાએજી યાદ આયા. પન જારે તેના સાથીઓ તે મુસાફરખાનામાં ઊતારો લેવાની મકશદથી અંદર ડાખલ થયા તારે બન્જો પણ ધ્રુજતા દીલે કોઇ નહીં ઓલખી પાડે એવી મતલબથી નીચો ચેહેરો કરી અંદર ગીયો. મુસાફરખાનાના માલેક તથા તેની ધનીઆની સુનાબાઇ અને બીખી ભિંસે આપણા જંગીને તથા તેવનના સાથીઓને સારો આવકાર દીધો ને ઓઠીદાર મેહેરમસ્તને લઇ આવવામાં ફતેહમંદ થયા તે જાની તેઓ અજબ થયા. કેટલોક વખત મુસાફરખાનામાં કાહાડીયા પછી રાતનો વખત થવાથી મેહેરમસ્ત એક ઓરડીમાં સુવાને ગયા ને મુસાફરખાનાવાલા પારસીની સાથે મેહેરમસ્તના બીજા સરવે સાથીઓ ખરકીમાં એકઠા મલી વાત કરવા બેઠા. થોડો વાર થયો નહીં એટલામાં તેઓને કોઇ મારામારી કરતું હોય એવો અવાજ સંભલાયો. લગાર ધીઆનથી સાંભલતાં માલમ પડીયું કે તે અવાજ મેહેરમસ્તની ઓરડી તરફથી આવતો હતો. સરવે કોઇ મેહેરમસ્તની ઓરડી તરફ ગયા પણ ઓરડીનુ બારનું બંધ હોવાથી તે ઊઘાડીને માહે જવું કે નહીં તેના વીચારમાં પડીયા. તેટલાં અંદરથી મેહેરમસ્તનો અવાજ આયો કે—"અએ કાલે મોહોડેના કુતરા, સીતાબીથી તારૂં નામ જનાવ કે તું દેવ આએ દુનીઆમાં શું નામ ધરાવેચ ? શું તું અકવાન દેવનો દીકરો છે કે સફેદ દેવનો પીતરાઇ છે તે જલદી બોલ નહીં તો જાન કે આએ ધરતીની ઊપર હવે વધારે વાર તું દમ લેવા પામનાર નથી. કુટુકુમાની શાહાજાદીનો હકદાર દાવો રદ કરી તું ફરેબખાજ પીતુરીએ તે શુંદર નારને જંગલની વચે રજડતી કીધીછે પણ યાદ રાખ કે એનો સવાદ હું તુંને અબ ઘડી ચખાડું છું."

આએ અવાજ થોડો વાર બંધ પડીયો. બારનાની બાહાર ઊભેલાઓને આએ મેહેરમસ્તની વાત સાંભલીને અજાએબી ઊપજી. તેઓ માહોમાહે પુછવા લાગા કે ઓરડાની અંદર બીજું કોન છે. જારે તેઓને મુસાફરખાનાવાલા તરફથી એમ જનાવવામાં આવીયું કે મેહેરમસ્ત સીવાય તે ઓરડામાં બીજા કોઈનું બીછાનુ કીધું નથી તારે તેઓની તાજુબી વધવા માંડી કે મેહેરમસ્ત એખલા છતાં એ વાત કોણુની સાથે કરેછે. હવે તો થોડો વાર બાહારજ

ઊભા રહીને તમાસો જોવો એવો ઠરાવ કરી તેઓ ચુપ થઇ ઉભા. સઘલાઓની ઇનતેજારી વચ્ચે તે અવાજ પાછો શહરૂ થયો :—

"કેમ હજી તું વધારે સરકસી કરેચ કે! શું તું નામના ઊઠાવનાર જેહાંપેહેલવાન તેહેમતન રૂસતમને ઓલખતો નથી કે? જે જોરાવર જંગી હમણાં તારી સામે રનમાં ઉતરીયોચ તે બીજો તેહેમતન છે, વાસતે બસ હું કેહુંચ કે મારૂં નામ સાંભલીનેજ ધ્રુજ. તારા ધાબર સરખા મોહોટા માથાની મને કસી દરકાર નથી. તું સરખા હજારો દેવોને મેં આએ જેહાનથી એક લેહેજામાં ઊખાડી નાખીઆચ તો પછી મુજ નરેશ્વર આગલ તું સરખી લીંખડીઓનું શું વલવાનું ઊતું?... શું હું મુજી! અએ મુજીઓના મુજી, નાપાક હરેમન, તારી સઘલી સરકસીઓનો હમણાં હું તને સવાદ આપુંચ. આએ ફોલાદની બાજુનો પેહેલવાન પોતાની તેજ તલવારના એકજ જટકાથી તું સેહેતાનનું સર તારા તનથી જુદું કરી હવાને સપુરદ કરશે; માટે ચાલ તારા તમામ પાપોનો પસતાવો કરી મારી તેજ શમશેહરનો એકજ જરબ ખમવાને શકતીવાન થા."

આએ કેલા સુખનો પુરા થતાંજ એક મોહોટો કડાકો બાહાર ઊભેલાઓને સંભલાયો એટલે મુસાફરખાનાવાલા માલેકને અચબુચ કાંઇ યાદ આવ્યું હોય તેમ—"જા, નખોદ વલીયું"—એટલું બોલી સઘલા જોસથી આચકો મારી બારના ઊઘાડી નાખીયા ને જોએચ શું તો દારૂની જે કેરબાસી મેહેરમસ્તના પલંગને માથે ટાંગેલી હતી તે ભાંગેલી ને તેમાંનો દારૂ મેહેરમસ્તના બીછાના પર ઢોલાતો હતો, ને જંગી પોતે કાંઇ અજબ હાલતમાં બીછાનામાં પડેલા હતા.

તેવને મુસાફરખાનાવાલાની લાલ કાનીઆ ટોપી માથે ફોલાદ તરીકે સોભાવેલી, ડાબા હાથ ઊપર બીછાનામાંનો કાલો બંડુસ ઢાલ તરીકે વીટારેલો, અને જમના હાથમાં પોતાની તલવાર લઇ પટા ખેલતા હોય તેમ હમણાં માથાપર તો ઘડીમાં પગપર, જરા વારમાં પેટપર તો વલી જરામાં બાજુપર એમ દાવપેચ લઇ જાને એક ખરાજ દુશમનને લડાઇના રનમાં હરાવતા હોય તેમ તેઓ દીસતા હતા. પણ વલી અજબ જેવું એ છે કે એ સઘલો વખત તેવન ઊંઘાએલા હતા. દેવને મારવાનું જે ભારે કામ તેવને માથે લીધું હતું તેના ખીઆલો ખરાબ થએલા મગજમાં રમા રહી તેવનની નબલી મગજ શકતી પર તેને એટલી તો અસર કીધી હતી કે કુકુમાનો દેવ તેવનની નજરે દેખાયો, ને તેવન ખરેખર દેવ સાથેજ લડેચ એમ સમજી સપનામાંજ પલંગને માથે ટાંગેલી દારૂની કેરબાસી ભાંજી નાખી હતી.

પણ એટલામાંજ મેહેરમસ્તનુ કામ પુરૂં કાં થયુંચ? હજી તો તેવનનુ પરકરન જારીજ હતું—"બસ મારી તરવારનો એકજ જરબ તારા સરખ નેહેશ કદમોને આએ દુનીયામાંથી

નાબુદ કરવાને બસ થયો. હવે તેં મુજી બોલનો સવાદ જોયો. જા મેં તુને તારા સઘાલ પાપોના પસતાવો કરવા દોજખની ઊંડી ખીનમાં મોકલી આપીઓ; હવે તું તાંથી તારા તમામ દેવજાદોપર ખબર મોકલજે કે આજ પછી ફરીને કોઇબી દેવજાદો જાહાંપેહેલવાંનાની સામે સુરકસીથી પોતાનુ સર નહીં ઉઠાવે... તારા તનમાથી લોહીના જે ફુવારા ઊડેચ તેનો હવે શું ઈલાજ કરૂં? હવે મારી પાસે કસો ચારો રહયો નથી.”

આટલું બોલતામાં પોહોડેલા જંગીના મગજે કાંઇ જુદીજ વલાન લીધી. કેરબાસીમાંથી ગલતા દારૂને લોહીની ધાર વીચારવાથી તેહેમતન રૂસતમે પોતાના બેટા સોહોરાબનું ખુન કીધું તે દાસતાન તેવનના મગજમાં છપાયું ને ગોયા પોતે રૂસતમ હોય તેમ હવે તેવને શાહા-નામાંના બોલોમાં માહેતમ કરવા માંડી.

“એ મારા જીવ ને જીવનગારા, એ માહરા જેગર, એ માહરા દીકરા, નાહક તું પોતાના સગા બાપને હાથે કતલ થાયો. દુનીઆમાં કોઇ બાપે પોતાના બેટાને પોતાને હાથે જેબહ કીધો નથી. એ ગમ અને અલમ જીવતો છેઊં તાંહાં સુધી મારા જાન અને રવાનમોથી દુર થનાર નથી. વાસતે બેહેતર એ છે કે હું પોતે પોતાને ખંજર મારી જાન આપું. અરે! મેં મારે હાથે પોતાના જાન પર બેદાદી કરી છે તેથી હવે હું મારા જાનથી ધરાએઓ; હવે હું જીવ કાહાડી નાખું કાંએ જે તકદીરને લીધે એહવો હું આંધલો અને સુનો બેહરો થાયો કે હુંએ પોતાનાજ પેઆરા બેટાને દેવાનો થાઇને જેબેહ કીધો. અરે દીકરા શોહોરાબ, હવે તારી જુદાઇનો જખમ મારેથી કેમ રૂજાશે... અરે રે! જે હાથોએ તુને જબેહ કીધો તે હાથો કપાઇને છુટા પડી જાજો... અરે ગોદરેજ તું દોડતો કાઊસ પાદશાહ પાસે જા ને તેની પાસેથી નોશદારૂ નામની માજુન છે તે માંગી લાવ શાએઅદ કે તેથી શોહોરાબનો એલાજ થાસે. અને માહરી તરફથી તું કાઊશશાહને કેહજે કે અગર તાહરે નસીબે એ છોકરો જીવસે તો માહરી પોઠે તાહરા તખતની આગલ ફરમાબરદાર થાઇ રેહશે... અરે ઓ દીકરા તાહરી જવાં-મરદી અને દાનાઇને અફસોસ છે, અને તાહરા ચેહરા અને જેબ ભરેલા કદ કામતોનો અફ-શોસ છે! તું તાહરી માએથી જુદો પડેઓ અને બાપનું દેલ ગમને મારે દાગદાર થાયું તેહનો અફશોસ છે!... માહરૂં નામ જેહાનમોથી ગુમ થાજો અને જાલ તથા શામ મારી માહેતમ કરવાને બેસજો... ઓ સેહતાનો, દોજખના ઊંડા ગારમાં મહને ફેંકી દેઓ; આફ-તના તુફાનમાં મહને નાબુદ કરો; ગંધકી ચેહમાં ભુંજી નાખો; આતસી કુવામાં ડુબારી મારો; ના તરસ જંગલી વરૂઓમાં મહને ફેંકી દેઓ... સલામ છેલી સલામ લડાઈના ધુજાવતાં નગા-રાઓને...”

એ અને એવુંજ બીજું ફાટું ફાટું જે મગજમાં આવતું ગીયું તે જાને પોતે

તેહમતન રૂસતમ હોય ને પોતાના બેટા શોહરાબને પોતાને હાથે જબેહ કરવાથી પસેમાન થઇ માહેતમ કરતા હોય તેમ શાહાનામાંના સુખનો જેમ તેવણને યાદ આવતા ગયા તેમ કટકે કટકે બોલવા લાગા. એથી સાંભળનારાઓને તો જબરી રમુજ મલતી ને તેઓ કલેજાં ધરી ધરીને હસતા હતા, પણ જે એકજ માનસને મેહેરમસ્તના આએ ગાંડા ગેલાંથી રમુજ નહીં મલતી હતી ને તેની ઊપર ચીરડાઇ રહયો હતો તે મુસાફરખાનાવાલો માલેક હતો. તેની દારૂની ભરેલી કેરબાસી મેહેરમસ્તે ભાંજી નાખી તેથી તે મેહેરમસ્ત ઊપર ખુબ ચીરડાઇ ગીયો ને તેનો મીજાજ તપી આયો હતો. તેથી જેવા જંગી ઊંઘમાંજ તેહમતન રૂસતમ બનીને છેલી સલામના સુખનો બોલીયા એટલે ઘેરવાલો માલેક "ચાલ હું તુને છેલી સલામજ દેખાડુંચ" એમ કહી તેવણના આંગપર ધસીયો, પણ બીજાઓએ વચમાં પરી તેને ઠંડો પારીયો તથા બોઠીદારૂએ, તેને જે નુકસાન થયું તેના પઇસા ભરી આપવાનુ માથે લીધું.

બજો લાંબો વખત મેહેરમસ્તની સાથે રેહવાથી મેહેરમસ્તની દીવાનગીનો પવન જરા જરા બજાના મગજમાં પન ભરાયો હતો તેથી બીજાઓના હસવા પર તે શક લઇ ગયો ને તેના સેંડે ખરેખરજ જંગ કરીને દેવને શીકસત આપી એવું ગુમાન લાવી તે મઘન થવા લાગો કે હવે તો હું ખરેખરજ હુમો થવાનો. હવે મેહેરમસ્ત જાગી ઉઠીયા ને પોતે માથે લીધેલું કામ ફતેહમંદી સાથે પાર ઊતારીયું હોય એમ વીચારી પોતા પાસે ઊભેલા બોઠીદારૂને શેહનશાહજાદી સમજી પોતાનું સર તેવન આગલ નમાવી ઘટટી અદબ અદાથી બોલીયા કે—"તમારા શીકસતેહ થએલા દુશમનથી તમો નામવર બાનુ હવે બે ફીકર રહો. ખોદાની મદદથી તથા મારી નેક દીલબરની મેહેરબાનીથી જે ભારે કામ બજાવવાનુ મેં માથે લીધું હતું તે હવે ખતમ થવાથી હું તમોને આપેલા કોલમાંથી મોકલો થયોછું."

મેહેરમસ્તના આએ સુખનોથી જાને બજાની ફતેહ થઇ હોય તેમ વેહેલો વેહેલો છાતી બાહાર કાહાડી તે બોલી ઊઠીયો કે—"કેમ તમે લોકો તો મને દેવાનો કેતાથા તે? હવે જોયું મેં ની કએલું તમુ લોકને કે મારા હેડે જંગ કીધેલી ને ફર કીધેલી, ને દેવને મારેલો ને ફર મારેલો. તમે ની માનતાથા તે?"

મુસાફરખાનાવાલા સીવાય સંધાઓને આએ બેઊ જનની દેવાનગી ઊપર હસવું આયું. આખરે ભીમ, જાહાંગીર અને બોઠીદારૂએ ઘણી કરાકુટે મેહેરમસ્તને બીછાનાપર સુવારીયા જેવન જલદીથી ઊંઘાઇ ગયા. મેહેરમસ્તને છોરી હવે તેઓ બજાને દીલાસો દેવા લાગા; તથા શેહનશાહજાદીએ બજાને થંડો પાડીયો કે—"જારે બી મારૂં રાજ મને પાછું મલસે તારે હું તને મોટો અમીર બનાવી દેવસ." જેથી બજાને પાછી કાંઇક ધીરજ આવી ને હવે સરવે કોઇ પોતપોતાને જગે સુવા ગયા.

# પ્રકરણ ૩૦ મું.

## મુસાફરખાનામાં હેરત ભરેલી રીતે સરવે જોરાંઓનું એકઠું મળવું.

જેહાન રોશન કરનારા રોશનીના શેહેનશાહ ખુરશેદ અમરગની પધરામનીની ખુશ ખબર બામદાદ સંધે ફેલાવતી હતી; સુબેહ કાઝેબના પેગામથી સરવે જાનદારો તેના ખુરેમંદ પાદશાહની જનાબમાં હાજર રહી બંદગીમાં સર નમાવી શુકર ગુજારી કરવા જહડપથી તઇયારી કરતા હતા; અંધકાર અને ચુપકીદી પોતાની સલતનત ખોતાં હતાં અને મીઠી નીંદરા દેવી પોતાની ભલી મકશદ પુરી કરી રૂખસત લેતી હતી. મુસાફરખાનામાં જંગી સીવાય સરવે કોઇ જબજકલામાં ઊઠી નાઇ ધોઇ બંદગી કરી પરવારી ચાએ પીવા બેઠા હતા તેવામાં જાંપાની બાહાર કોઇની ગારીના ઘુંઘરમારનો ખન ખન કરતો અવાજ આયો જેથી મુસાફરખાનાવાલો મલકાઇને બોલીયો કે "એ કોઇ આપરીજ તરફ આવેચ કે કેમ ?"

થોડા વારમાં કોઇનો ઇસિકી માફો જાંપામાં ડાખલ થયો. તે માફાની પાછલ તેના બીછાં પકરીને બે હબસીઓ દોરતા હતા તથા તે માફામાં તરન માટીડાઓ અને એક બઇરી બેઠેલી હતી. માફો જેવો જાંપામાં ડાખલ થયો કે તેમાં બેઠેલા શખસો કોન છે તે જાનવાની તેઓએ ઊલટ કીધી પણ તેઓએ થંડીને લીધે લાંબી ચાદર મોહોડે વીટાલી તેના છેડા પાઘરી પરથી લઇને નીચે નાખીયા હતા તેથી તેઓના મોહોડાં ઓલખી શકાતા નહીં હતાં. માફો નજીક આયો એટલે પોતે ઓલખાઇ આવે એવી બીહીકથી જાહાંગીર જટ મેહેરમસ્તવાલા બંધ ઓરડામાં સંતાઇ ગયો ને ચાંદને મોહોડાપર બુરખો નાખીયો. મુસાફરખાનાની સીડી આગલ આવીને માફો ઊભો રયો એટલે તે મધે બેઠેલા માટીડાઓ નીચે ઊતરી પડીયા ને તેમાં બેઠેલી અસતરીએ લગાર અનમન કરવાથી એક શખસે તેનો હાથ પકરી જરા જોરથી નીચે ઊતારીને અંદર લાવી મેહેરમસ્તવાલા ઓરડાની બાહાર મુકેલા એક બાજટ પર તેનીને બેસાડી. આ સઘલો વખત કોઇએ એક હરફખી કાહાડાયો નહીં પણ પેલી બઇરી બેસતી વખતે એક શરદ હાય મારી જાને બેહોશ થતી હોય તેમ હાથ પગ નાખી દઇ બાજત ઊપર લાંબી થઇ પડી. તેઓના આવા ચેનચારા જોવાથી જમાના જોએલા મોહીદારને કાંઇ શક પડીયો તેથી એ અસતરી કોન છે તે તેહકીક કરવાને સારૂ પાછલે દરવાજે જઇ તે માફાની સાથે આવેલા હબસીઓને અલકસે પુછવા લાગો. પણ માફામાંથી તે અસતરીનો હાથ પકરીને ઊતર નાર ધનો તેઓનો સેઠ છે એ સીવાય બીજી કસી વધુ ખબર તેઓથી તેને મલી નહીં. ચાંદનને

પોતાની બેહનપની અબલા જાત પર ખુદરતી રેહેમ ઊપજવાથી તે તેની નજીક આવી તેનો હાથ ઊંચકી પુછવા લાગી કે—"બેહેન તમોને શું છે? જો તમોને કોઇ અસતરીની મદદ જોઇતી હોય તો તે આપવા હું તઇયાર છું."

પેલી દુખીએન કાંઇ બોલી નહીં. ચાંદને ઘણી હુજત કીધી તોબી તે બીચારી મુગીજ પડી રહી. આ ઊપરથી જે ધનીએ તે અસતરીનો હાથ પકડીને અહીં લાવી બેસાડી હતી તે બોલીયો કે—"બાઇ એની ઊપર મેહેરબાની કરવાની તસદી ના લેવો, સબબ કે ઊપકારનો બદલો અપકારથી વાલવાનો એનો જાતી ખવાસ છે. તથા એને બોલવાનીબી બોહોંસ ના કરો કેમકે જુઠું બોલવું એજ એનો ધરમ છે."

પેલી દુખીઆરી હવે એકદમ બોલી ઊઠી—"જુઠું? નહીં નહીં, જુઠાઇ અને લુચાઇની છીટથીજ આ ગજબ મારી પર આવી પડીયો છે. આ મારા બોલવાના ગુવાહી તમે પોતેજ છો. અને તમે સારી પેઠે જાનો છો કે મારી સચાઇને લીધેજ તમે મારી પર ફરેબ અને ભારે સીતમ ગુજારો છો."

બારના પછવાડે સંતાઇ રહેલા જાંહાંગીરને આએ અવાજ ઓલખાઇ આવવાથી તેનેથી એકદમ બોલાઇ ગીયું કે—"ઓ ખોદા એ હું શું સાંભલુંચ! મારા કાન પર કીયો આવાજ આયો!"

પેલી અનજાની અસતરીએ જાંહાંગીરના આએ બોલો સાંભલવાથી તે એકદમ ચોંકીને ઊઠી ઊભી થઇ તે આવાજ જાંથી આયો તે તરફ જવા નીકલી પન તેની સાથ આવેલા પેલા શખસે તેનો હાથ પકડી તેને જતી અટકાવી. તે અસતરીએ બાવરી બની પોતાનો હાથ છોડવવાની ઘણી ખેંચતાન કીધી જેથી તેના મોહોડાં પરનો બુરખો ખીસી ગયો એટલે તેનો સુંદર પણ દુખથી કુમલાઇ ગએલો ચેહેરો જોઇ સરવે કોઇ અજબ થયા. હવે પેલી અસતરીએ જીવ પર આવી પોતાનો હાથ છોડવવાને વધુ ખેંચતાન કીધી એટલે પેલા શખસે જે લાંબી ચાદર પોતાના મોહોડાં પર લપેટી તેમાં ચેહેરો છુપાવીયો હતો તે ચાદરના આંટા નીકલી જવાથી તેનો ચેહેરો ખુલો દેખાવા લાગો. એટલે ચાંદને જોઇ લીધું કે એ અનજાનો શખસ કોઇજ નહીં પણ તેનો ખાવીંદ નવલશાહ નાનાવટી છે. નવલશાહને આએ રીતે અચબુચ જોવાથી ચાંદનને એટલીતો અજાએબી ઊપજી કે તે ચીચારી પારી બેહોશ થઈ ગઇ. મોઠીદારૂ ધભરા-ટમાં પડી પાની લઇ આયો ને તેના મોહોડાં પર પાનીના ફટકા મારવા સારૂ જેવો તેને ચાંદનના મોહોડાં પરનો બુરખો ખીસારીયો કે નવલશાહે પોતાની ચાંદનને ઓલખી તે તો ઠઠજ થઇ ગીયો. તોબી તેને પેલી અસતરીનો હાથ છોડીયો નહીં. ચાંદને બેસુધ થતી વખતે જે ચીચારી પારી તેને પોતાની માશુકની ચીચારી સમજી જાંહાંગીર વીજલીની જહડપથી ઓરડામાંથી

નીકલી આયો ને જોએચ શું તો નવલશાહ નાનાવટીએ પોતાની દીલરૂબા શીરીનનો હાથ પકડેલો છે. હવે અજાએબી, ધભરાટ અને ખુશાલીનો કાંઇજ પાર રહયો નહીં. ચાંદન નવલશાહને ટીકીને જોવા લાગી; નવલશાહ પોતાના એક વખતના દોસત જાંહાંગીરને આએ હાલતે જોઇ સઘલી શરમીંદગી સાથે તેને નીહાલવા લાગો અને જાહાંગીર શીરીનને જોઇ મલકાવા લાગો.

આખરે શીરીન ચુપકીદી તોડી બોલી—"નવલશાહ, મને જવાદે; ખોદા ખાતર મારો હાથ છોડ કે હું મારા જાનને જઇ મલું. તારી સઘલી ધમકી, આજુજી, નવાજેશો અને કાલાવાલા છતાં હમારો પીયાર છુટો પડી શકીઓ નથી. આવો તાજુબી ભરેલો હમારો મેલાપ તે માયાલુ પીતા સીવાય બીજો કોન કરી શકે? માટે તે સાહેબની મરજીની સામે થવાની હેમકાઇ ના કર. તું સારી પેરે જાનેચ કે હું એને મરતી વખતેબી વીસરનાર નથી માટે મને છોડ નહીં તો અહીં આંજ મારૂં ખુન કર જેથી મારી મુસીબતો મારા દીલબરની નજર આગલજ ખતમ થાય, અને તેનીબી ખાતરી થાય કે માહરાં દીલમાં તેહની અને તેહનીજ મોહબત સીવાય બીજા કોઇએ ઘર કીધું નથી."

હવે ચાંદન હોશમાં આવી; શીરીનના બોલો પરથી તેણી કોન છે તે પોતે પાંમી ગઈ તેથી પોતાના ખાવીંદ નવલશાહના પગ પર માથું મુકી આજુ ભરી આંખે બોલી કે—"માહરા વાહલા ભરથાર, તમારા પગ આગલ પડેલી દુખીયારી ચાંદન પર કાંઈ નજર કરો. જે ગરીબ ગામડીઅનને એક વાર કાલાવાલા અને મીઠા સુખનોથી તમે તમારી કરી લીધી હતી તેના ગમગીનીથી આજે કેવા હાલ થયાચ તે જોવો. તમારી ખાહેશથી હું તમારી સાથે લગનના પવીતર ગાંઠથી બંધાઇચ માટે ગમે તે કરો પણ તમે મારાજ છેવો. જો મને તમારી હકદાર બઇરી તરીકે માન આપવાને તમો ના પાડતા હોવો તો તમારી ગોલામડી થઇ રેહેવા દેઓ. હું કોઇબી રીતે તમારીજ છું એટલે હલકાઇની પરવા નથી. નવલશાહ દુનીયાનો કાંઈ ડર કર; લોકોના બદ સુખનોથી મારો ને તારો બચાવ કર. ઓ નવલ, નવલ, મારા ગરીબ માબાપની જઇફી ઊપર કાંઇ રેહેમ કર." એટલું બોલી ચાંદન એવીતો કલાપીટ કરવા લાગી કે તેથી સખતમાં સખત છાતીના માનસના દીલમાંથી ધુજરો છુટીયા વગર રેય નહીં. રંજીદા થએલી ચાંદનના પાહાડ ફાડનારા રૂડનથી જેમ સરવેના દીલમાં અસર થઈ તેમજ નવલશાહના બે સાથીઓ વટીક પર તેની અસર થયા વગર રહી નહીં. શીરીન પણ તેથી બાકી નહીં હતી. નવલશાહબી વીચારમાંને વીચારમાંજ ચાંદન તરફ ટીકી ટીકીને જોવા લાગો. આખરે લુહારની ભઠીથી લોહોડું નરમ થયું. તેને શીરીનનો હાથ છોડી દઇ ચાંદનનો હાથ પકડીને ઊઠાડી, ને સઘલાઓના હરખ વચે ચાંદનને નવલશાહે પોતાને ગલે લગાડીને પોતાના ગુનાહને માટે તેનીથી માફી ચાહી.

શીરીન એટલીતો થાકી ગઇ હતી કે જારે નવલશાહે તેનીને છોડી દીધી તારે તેણી પડી

ગઇ હતે પણ જાહાંગીરે તેણીને પડતી ઝીલી લીધી ને એકદમ બગલગીરી કરી બોલી ઉઠીયો કે—"શુકર, હજારો હજાર શુકર તે દાદગરની દરગાહમાં! માહરી પીઆરી પાક દામન શીરીન, તારાં દુખો હવે ખતમ થયાંછે સબબકે હમના તું તારા દીલદારની ગોદમાં આવી પડીછે."

શીરીન આંખ ઉઘાડીને જોએચ શું કે તેણીને બચાવનાર તો જાહાંગીરજ છે. શીરીન હરખમાં આવી જાહાંગીરને ગલે વલગીને બોલી કે—"તુંજ મારો હકદાર ખાવીંદ છે હવે ગમે તે થાવો. ધમકી અને ધાસતી હવે મને મારા જાનથી છુટી પાડી શકશે નહીં".

નવલશાહ અને બીજા બધાઓ એ દેખાવ જોઇને અજબ થઇ ગીયા. નવલશાહના ચેહરા ઉપર થએલા ફેરફારથી ચાંદન પાંમી ગઇ કે તે જાહાંગીરની ઉપર ખુબ ચરબરી રહયો છે તેથી ભારે આજુજી અને મીનતથી તેને નવલને થંડો પાડવાની વેતરન કીધી.

આની તરફથી જાહાંગીર શીરીનને પકડી રાખી નવલશાહને બારીકીથી તપાસતો હતો. તેનેબી એવોજ વેડાવ કરી રાખીયો હતો કે નવલશાહ જરાબી તેને છેરે તો મારવું કે મરવું. એ રીતે બેઉ જનાઓ એક બીજા પર તાંપી રહયા હતા પણ આએ ખુશાલીના ખરા હીંગામમાં આવી રીતે મારામારી થાય તે કોઇને ગમતું નહીં હતું; તેથી નવલશાહના બે સાથીઓ, મોઠીદારૂ, ભીમ ભિસાનીઓ, બજો અને મુસાફરખાનાના સંધા માનસો નવલશાહની આસપાસ ફરી વલી આવા આનદી વખતમાં વેરની દીલ દેખાડવું સારૂં નહીં એવું બીજુ કેટલુંક સમજાવી અંતે તેને તાહડો પાડીયો.

નવલશાએ હવે પોતાનું સઘલું વેર છોડી દીધું ને સુધ ઠેકાને લાવી બોલીયો કે—"માહરી પીઆરી ચાંદન, માહરૂં દીલ તેં જીતી લીધુંછે. અતીયાર સુધી જો મેં તુને બરાબર માન આપીયું નહીં હોય તો તે ખોદાનુ કરવું હશે, જેથી તાહરી પાકદામાનની પુરતી ખાતરી થાય અને તેથી તારી વધારે પીછાન થાય. ગુજશતે ગેરઇનસાફનો બદલો હવેથી તારી સેવામાં વાલી આપસ માટે મારી સંધી ખતાઓ તું માફ કર હું સૌંગન ખાઇને કહુંછું કે હવેથી શીરીનને ઇજા દેનાર નથી. તેનીના પીઆરા જાહાંગીર સાથ તે જુગ જુગ જીવજો!"

જાહાંગીર શીરીન અને બીજા બધાઓની ખુશાલીનો કાંઇ પાર રહયો નહીં; તેઓની આંખોમાંથી ખુશાલીના આંસુ વેહવા લાગા. જાહાંગીર અને શીરીને પણ નવલશાહને ગઇ ગુજરી માફ કીધી. નવલશાહે જાનવા માંગીયું કે ચાંદન અહીં શી રીતે આવી. ચાંદને આગલ પરમાનેનાજ સંધા હેવાલથી પોતાના નવલને વાકેફ કીધો. એ પછી નવલશાહે પોતાનો હેવાલ કહયો જેનો ટુકમાં સાર એટલોજ છે કે નવલશાહ શીરીન સાથ પનતી વખતે શીરીન બેસુધ થઇ હતી જે વખતે તેની છાતીમાં છુપાવી રાખેલા કાગજ ઉપરથી નવલશાહે જાનીયું કે શીરીનતો જાહાંગીરને ચાહેછે તે ઉપરથી નવલશાહ ચોરડાઇને શીરીનનું ખુન કરવા જતો હતો પણ

તેટલામાં શીરીનના માબાપ વચે આવવાથી શીરીન બચી ગઈ. જે પછી કેહેર અને ફજેતીનો મારીયો નવલશાહ જંગલ વચે નીકલી પડીયો, જાં તેને ખબર મલી કે શીરીન જાહાંગીરની એ-લમાં પોતાના માબાપના ઘરમાંથી છુપાછુપ બાહાર નીકલીગઈછે તેથી નવલશાએ પોતા સાથે બે સોહોબતીઓ રાખી શીરીનને પોતાના કબજામાં લેવા સારૂ જંગલ વચે ખોલ ચલાવી અંતે શી-રીનને જબરદસતીથી પકડી પાસેના ગામમાં લઈ આયો, જાંથી શીરીનનેહમના તેઓ અહીં લઈ આવાછે. પન જારથી શીરીન તેઓને હાથ પકડાઈચ તારથી કસું પણ બોલીયા ચાલીયા વગર તમામ વખત રડીયા કીધીછે ને હવે અંતે તેને પોતાની આસાના મંદીર જાહાંગીરની બગલમાં જઈ આસરો લીધો છે.

એ રીતે ખોદાની ખુદરતથી જાહાંગીર, શીરીન, નવલશાહ અને ચાંદન એ સરવેના દુખનો અહીં છેડો આયો ને તેઓ આવી અચાનક રીતે એક બીજાને મલી પોતાના મનની મોરાદે પોહોંચીયા તે જોઈને મુસાફરખાનામાંના તમામ લોકને ખુશાલી ઉપજી ને તેઓએ તે સાહેબની શોકર ગુજારી કીધી.

# પ્રકરણ—૩૧મું.

## શુરા સરદાર મેહેરમસ્તે ખાનાના સુફરા ઊપર બીરાજી પેહેલવાનગીરીની ખુબીમાં નાદર ભાશાણ આપીઉં તેનું બયાન.

મુસીબતોનો આએ પરમાને ખુશી ભરીઓ અંત આવવાથી મુસાફરખાનામાં ખુશી ખુશાલીનો કાંઈ પાર રહયો નહીં. જાહાંગીર, શીરીન તથા ચાંદન અજાએબીમાં ગરક થઈ ગયાં હતાં; નવલશાહ હર પલે ખોદાના શુકરાના કરતો હતો કે તેનુ વાહાન તોફાની દરીઆમાંથી સહી સલામત કીનારે આવીયું હતું; ભાઠીદારને કાંઈ ઓછો હરખ નહીં હતો કેમકે આએ નેક કામમાં તેવનનો ભાગ કાંઈ જેવો તેવો નહીં હતો. એ રીતે સરવેની ખુશી ખુશાલી વચે હલગીરીનો જે એકજ કતરો હતો તે આપણો બજો ભાખરો હતો. અમીર બનવાની તેની સઘલી આશાઓ ગુમ થઈ ગઈ. કુકુકુમાની શાહાજાદી તો કેથી ચાંદન નીકલી ને પેલો નાપાક દેવ તો બીજો કોઈ નહીં પણ નવલશાહ નાનાવટી માલમ પડીયો. તેથી આએ સઘલી નાખુશ ખબર પોતાના સેઠને કેહવાના ઈરાદાથી તે મેહેરમસ્તવાલા ઓરડામાં ગયો જાં મેહેરમસ્ત

રાતના બારે જંગની થાકથી હજી સુધી પોઢી રહેલા હતા પણ બજાના દાખલ થવાથી તેવન જાગી ઉઠીયા. બજાએ પોતાના સેઠને ધીરજથી જનાવીયું કે—"મેહેરજી બાપા અરે તમે ઉઠીયા હું કરવા અવે તો એકવગીનાજ હુઇ રીઓની કેમકે અવે કંઇ પેલા દેવએવને મારવું ની પરવાનુ જો બાપા; એ તો હંધું થઇ ચુકેલું."

"બજા તું રાસત કેહેચ. મારી આખી જીંદગીમાં સઉથી મોહોટું અને નામીચું પેહેલવાની કામ આજે બનીયું છે. પેલા નાપાક દેવને બસ એકજ જરબમાં જમીન દોસત કીધો ને લોહીની નીખ ચલાવી."

"અરે લોઇ હાનુ બએરૂં જો; હંધો દારૂ ધોરી લાખેલો ને અવરાં પેલો આવહે તો જીવજ કારી લાખહે ને."

"બજા એ શું બકેચ તું દીવાનો છે; ખચીત તારૂં મગજ ખીસી ગીયુંચ."

મેહેરજી બાપા ઉઠો તો ખરા પછી માલમ પરહે કે પેલી હાજાદી તો કેથી ચાંદન નામની ગામરેની લોઠી દેડું; ને બીજું બી કંઇ એવુંજ ગોજું થઇ ગીએલું ને આપરે તો કેથા ભરોહેજ કુટાઇ મુએલા."

આએ નવી ખબરથી મેહેરજીભાઇ તો ફીકા પડી ગયા તોબી ધીરજ રાખી બજાને જવાબ દીધો કે—"બજા એમાં અજબ થવા જેવું કાંઇજ નથી; મેં તુને પેહેલેથીજ કહી રાખીયું હતું કે અહીંઆં જાદુઇ દોર ચાલેચ."

"બાપા એવું કાંઇ ઓહે તારેજતો. પન મને લાગે કે વરી આપરા હારકાં અહીં દોદરાં થવાના."

"બજા હીંમત પકડ, ખોદા જેવો દાતાર છે. હું કપરાં પેહેરીને એ સંધું નજરે નજર જોવા આઊંચ."

એ રીતે આપણા જંગી પેહેલવાન પોતાના નોકર સાથે ગોફતેગો કરવામાં મશગુલ થયા હતા તેટલાં મોઠીદારૂએ નવલશાહ અને તેના સાથીઓ આગલ મેહેરમસ્તની વાત કીધી અને જંગલમાંથી તેવનને પાછા ઘેર આગલ ધસડી લઇ જવાની તેઓએ કેવી હીકમત રચી હતી તે જનાવી ચાંદનની હાલત ફેરવાવાથી હવે બીજી કઇ તદબીર કરવી તે વીશે સવાલ પુછીયો. જાહાંગીરે પોતાની શીરીનને ચાંદનનું બાકી રહેલું કામ કરવાને ફરમાવીયું પણ નવલશાહ નાનાવટીએ હુજત કીધી કે બાકીનુ કામબી ચાંદનજ પાર ઉતારસે.

આએ વાતચીત ચાલે છે તેટલાં મેહેરમસ્ત પોતાના સઘલા સીનગાર સાથે બજાને લઇને બાહાર નીકલીયા. તેવનનું એકવરીયું આંગ, બેસી ગએલાં ડાચાં તથા અનીઆરૂં લાંબુ નાખ તે સાથે તેવનના વીચીતર હથીયારો જોઇ નવલશાહ તથા તેના સાથીઓને બારે

રમુજ પેદા થઇ. દલેર મેહેરમસ્તે પોતાની ચશમ ચાંદન તરફ ફેરવી ભારે દમામમાં બોલીયા કે—"અમે નામવર ગુલરૂખ બાનુ, આએ માહરા નોકરે મને એવી ખબર આપીચ કે તમારી મોહોટાઇ અને શાહનશાહી દરજ્જો ગુમ થયો છે; સબબ કે એક જાંહ આશકાર દેલાવર શેહનશાહી બાનુને બદલે તમો એક ખાનગી ઘરસથની ધનીઆની થયાં છો. જો આએ જાદુઇ ફેરફાર તમોએ નામુરાદીના મારીયા કરીયો હોય તો તે મોહોટી ભુલ છે. એક નાપાક દેવને મારવો મારી આગલ કુચ બીસાતમાં નથી. દુનીઆંની અંદર એવી કોઇબી ચીજ નથી કે જેને મારી તેજ તલવાર કારી નહીં શકે. માટે અએ રોશનબખ્ત બાનુ ખાતરજમા રાખ કે ચંદરોજમાં તારા દુશમનને જડ બેખથી ઉખેરી નાખી તારા બુલંદ સરપર તારૂં હકદાર તાજ હું શોભાવશ."

અહીઆં જંગી શેહનશાહજાદીના જવાબ માટે થોભીયા. નવલશાહે ચાંદનને એ તદબીર ચાલુ રાખવાની રજા આપેલી હોવાથી તે શેહનશાહજાદીની ગંભીરાઇથી બોલી કે—"અએ નામબરદાર તેહેમતન પેહેલવાન શીપેહસાલાર મેહેરમસ્ત એોલપાડ જંગ બાહાદુર, જે ધનીએ તમોને એમ જનાવીયું કે મારી હાલત ફેરવાઇ છે તેને શરફ ઠગાઇ કીધી છે; સબબ કે જેવી હું ગઇ કાલે હતી તેવીજ આજેબી છું. એ વાત ખરી છેકે કેટલાક નઘારેલા ફાએદેમંદ એતફાકોથી મારી હાલત સુધારવામાં મને ઘણું સેહેલ થયું છે. લેકીન તમારી જાંહઆશકાર દલેરીનો લાભ લઇ પેલા નાપાક દેવને મારી નાખવાનો મારો ઠેરાવ મુસતકીમ છે. માટે તમારા ભારે જોર અને ખોદાની મરજી પર ફતેહની ઉમેદ બાંધી કાલને કાલ અહીંથી કુચ કરી જવામાં શું હરકત છે?"

ચતુર ચાંદનના આવા જવાબથી મેહેરમસ્ત બજાપર ખુબ ગુસે થઇ તેને કેવા લાગા કે—જુઠા, ચોર, લુચા, મને હમના ને હમના કેહે કે આએ તારી શું લુચાઇ છે; એં તું ચાંદન બાંદન શું બકતો હતો? મને જાને હમણાં એવું થઇ આવેચ કે તારા કારચે ફારચાં કાહાડી નાખું કે જેથી હવે પછેના પેહેલવાનોના નોકરો જાને કે પોતાના જંગી સેઠને જુઠું સમજાવવામાં કેટલો નફો છે."

બજો ઘભરાઇને બોલીયો—"મેહેરજી બાપા જરા ધીરા થાવો; મારી હેઠાની હેનહાજાદી વીશે મારેથી કંઈ ભુલબુલ થઇ ગીએલી ઓહે; માફ કરો."

જંગીએ જવાબ વાલીયો—"બજા હું કેહુંચ કે તારી આગરી ઠેકાને નથી તેટલા માટે હું તુને માફ કરૂં છું."

નવલશાહ વચે બોલીયો કે—"આ શેહનશાહજાદીના હુકમથી આજનો દાહડો અહીઆં ગુજારી આપણે બધા આવતી કાલે આપણા નામબરદાર પેહેલવાન મેહેરમસ્તે જે ભારે કામ

માથે ઉઠાવીયું કે તેમાં તેવનના નોકર તરીકે સાથે જઇશું ને એ બોકટ કામની ફતેહ નજરો નજર જોઇને બાબજા તેની ફીરતી રોશન કરશું."

આ વખાનથી મેહેરમસ્ત ખીલી ગયા ને જોઇએ તો પોતાનો પીયારો જાન વઠીક આ કામસર ઓહવાના કસમ લીધા. વાતચીત, ફરવા હરવા, અને તઇયારીમાં દાહાડો નીકલી ગયો ને રાતનો જમવાનો વખત થયો. તવંગર નવલશાહ નાનાવટીની ફરમાસથી મુસાફરખાનાવાલાએ સરસ લેહેજતદાર ખાનુ પકાવીયું હતું, જેનો મઘમઘાત સંધે ફેલાઇ રહયો હતો. સુફરા ઉપર આખી ટોલી બીરાજી. મેહેરમસ્તે ઘણીબી નાપાડવા છતાં ટેબલના વડાની ખુરસી તેવનને આપવામાં આવી. શેહનશાહજાદીના તેવન પેહેલવાન હોવાથી તેણીને પોતાની પાસે બેસારી, તેની પાસે શીરીન બેઠી; તેઓની સાંપેની હારમાં નવલશાહ, જાહાંગીર અને નવલશાહના બે સાથીઓ બેઠા, પણ માઠીદાર, ભીમ ભેસાંનીઓ અને બજો તો બાનુઓની સંફમાં બીરાજીયા હતા. બનામેયઝદના સુખન નીકલતાં સુફરા પર મુકેલી નીઆમતપર જપોજપ હાથ ચાલવા લાગા. મેહેરમસ્ત પોતા આગલ પડેલા બતકને ગોરખર સમજી ખુબ હોંસથી ખાતા હતા; શરાબ અને તાડીએ પોતાનો પુર દોર તેઓમાં ચલાવવા માંડીયો ને સરવે કોઇ ખુશાલીમાં ચકચુર થઇ ગયા. મેહેરમસ્તે ટેબલના વડા તરીકે ખુરસી પરથી ઉઠી હાથમાં દારૂનું ગલાસ પકડી બેહુ બાજુએ પોતાનુ સર નમાવી પેહેલવાનગીરીની સીફતમાં એક લંબાન ભાશણ પોતાની પુર કાબેલીયતથી ચલાવવા માંડીયું. તેવન બોલીયા કે:—

"જેઓ પેહેલવાનગીરીનો નાદર પેશો પોતાની ચશમો હજુર ધરી દુનીઆમાંથી દુખો ટાલવાને પોતાની કમર તંગ કરેચ તેઓ બેશક નામીચી ને કોઇ દહાડે સાંભલેલીબી નહીં એવી ચીજો નીહાલેચ. જેઓ આ મતની વીરૂધ હોય તેઓને હું સવાલ કરૂંચ કે આપણે અહીઆં બેઠેલા છઇએ તેવામાં આ કીલ્લામાં બાહારથી કોઇ આવે તો તે આપણે કેવા મોહટા છીએ તે તે શું જાને? કોણ કહે કે આ નામવર બાનુ, જેમ આપણે સારી પેઠે જાણીએ છીએ તેમ એક શાહાજાદી છે; અને કોણ કહે કે ફીરતીબલે દરેકના મોહોડાંમાં રમી રહેલો જેહાન આશકાર તેહેમતન શીપેહસાલાર મેહેરમસ્ત ઓલપાડ જંગ બાહાદુર હું છું? બેશક એ પેહેલ-વાનગીરીનો ધંધો માનવી જાતની ફતેહોમાંની સઊથી મોહોટી અને નાદર ફતેહછે. વલી તે એટલા માટે સરસાઇ ભોગવેછે કે તેમાં જેહમત અને રંજ હદ વીનાની છે. જેઓ એમ કહેછે કે વીદીયા પેહેલવાનગીરી કરતાં સરસ છે તેઓ હું કેહુચ કે પોતે શું બોલેચ તે સમજતા નથી. તેઓ એમ કેહેચ કે બદનની મેહેનત કરતાં મગજની મેહેનત ઘણી વધારે ને કીમતી છે. જાને કે સરદારો અને પેહેલવાનોને તેઓના દુશમનો તથા દેવોને મારવાની તદબીરમાં મગજ કાંઇજ ભાગ લેતું નહીં હોય. હું કેહુંચ કે મગજની જરૂર વીદીયા કરતાં

પેહેલવાનગીરીમાં વધારે છે. આએતો ચોકસછે કે વીદીયા અને પેહેલવાનગીરી એ બેઊમાં મગજની જરૂરછે, તીયારે આપણે ટુકમાં તપાસીયે કે કીયામાં મગજની વધારે જરૂર છે. વીદીયાની મુખ્ખીય મતલબ વાજબી ઇનસાફ કરવાનો, દરેક જનને તેના કામનો બદલો વાલવાની, સારા કાયદાઓ બાંધવાની અને તેને અમલમાં લાવવાની છે. આએ સઘલી મતલબ ખરેખર વખાનવા લાયક છે પણ પેહેલવાનગીરીની મતલબ જે સલાહ સંપજછે તેની આગલ તે કાંઇજ નથી. આ ઠાલી કંટાલા ભરેલી જેહાનમાં સલાહસંપજ એ માણસ જાતને મોહોટો આશીરવાદ છે. એ એક એવું બેમુલુ ગોહેરછે કે જે વગર બેહુ જેહાનનુ શુખ હાંસલ થઇ શકતું નથી. લડાઇની ખરી મકશદ સલાહસંપજ છે. લડાઇ અને પેહેલવાનગીરી એ એકજ છે. એ રીતે પેહેલવાનગીરીની સરસાઇ તો આપણે એમાં જોઇ પણ હવે વીદીયા અભીયાસો અને લડવઇઆનો શરીરરંજ તપાસીયે. એક વીદીયા અભીયાસીને પેહેલાંતો ગરીબાઇનુ રંજ સોસવું પડછે. જે ધની ગરીબ તે સારી ચીજોથી બેનસીબ. કોઇ વેલા તે ભુખો, તો કોઇ વખત સરદીથી હેરાન, કદી કપરાં વગર, તો વરી કોઈ વાર તે સઘલાંનો હાજતમંદ; પણ તેનો ગમે એવીબી તંગીમાં તેને મદદ મલેછે. આ રંજોનુ ઇનામ તેને નયાયધીસનો ખુરશી અથવા તો વજીરી અને એવીજ બીજી મોહટી પદવીથી મલેછે અને તેનુ પેહેલેનુ દુખતે પાછલથી સુખ થાયછે. પણ લડવઇઆઓની જેહમત આગલ અભીયાસીઓની મુસીબત કુચ બીસાદમાં નથી. લડવઇઆની ગરીબી અભીયાસી કરતાં બદતરછે. તે બીચારો પોતાના કંગાલ પગાર ઊપર આધાર રાખેછે ને તેબી મલીયો કે નહીં મલીયો. તેનુ બીછાનુ સુકી યા ભીની ખાક છે; તેનો તકીયો ફતરછે; લડાઇમાં તેનો જાન જવાની સઊથી મોહોટી ધાસતી છે; જો બચીયો તો હાથ પગ કપાએલાનુ તેને ઇનામ છે ; કોઇ વેલા તેને કાંઇ પદવી મલેછે પણ કરોડોની સંખીયા કપાઈ જવા પછી ઇનામ મેલવનારા આંગલા પર ગનાય એટલા છે. ભનીને મોહોટી પદવી મેલવવામાં એક વીદીયા અભીયાસીને વખત, ભુખ, ઊજાગરો, ગરીબી, માથાનુ દરદ, પેટમાં દુખવું અને એ વીગરે બીજી અડચનો ખમવી પડછે પણ બીચારા લડવઇઆને તો એ સંધા સાથે પોતાનો જાન હરઘડીએ ખોવાની ધાસતી રહેછે. તેની સઊથી મોહોટી ધાસતી બંદુકનો દારૂછે જે બોલ બોલતાં તેનો જાન કબજ કરી નાખેછે. એ સરવે રીતે તપાસતાં એક વીદીયાઅભીયાસી કરતાં એક લડવઇઓ યાને પેહેલવાન વધારે જેહમતો વેઠે છે અને તેને મગજ તેમજ શરીરનુ કામ વધારે પડછે. એ સઘલા સંકટોનો તેને કાંઇજ બદલો મલતો નથી. આ પાપી જમાનામાં, પેહેલવાનગીરી જેની કદર કોઇ બુજી શકતું નથી તે પાછી નવે સરથી સજીવન કરવાને મેં કોસેસ કીધીછે. અતીયાર સુધી તે કરીમ રહીમ કોરતારે જે ફતેહ તેમાં મને બખ્ખશીછે અને જે સંકટોમાંથી બચાવીયો છે તે માટે તેની દરગાહમાં બેહદ શુકર ગુજારી કરૂછું, અને દોવા ગુજારૂછું કે પેહેલવાનગીરીતેની એક

યારની અસલી બુલંદીએ પોહોંચી દુનીયાને કદીમ વખતના જેટલો ફાયદો કરે! આમીન!!"

મેહેરમસ્તના આએ લાંબા પણ રસીલા ભાશણથી સરવે જના તાજુબ થયા અને તેના ઉમદા વીચારો ને બોલવાની ધપછપથી સરવેને તેની અજબ દેવાનગી ઉપર દયા ઉપજી. ખાનુ ખાઇ રેહવાથી સરવે કોઇ સુફરા ઉપરથી ઉઠવાની તઇયારીમાં હતા તેટલાં મેહેરમસ્તને એક અગતની વાત યાદ આવી જે તેવન પોતાના નાદર ભાશણમા જનાવવાને ચુકી ગયા હતા તેથી હમણાં તેવને એકદમ જનાવી દીધીકે—"આજે રાતના ઊંઘ મને હરામછે; કેમકે આ ગંજાવર કીલ્લામાં આટલી બધી નોજુવાન ખુબસુરત પરીઓ એકઠી થવાથી કોઇ બદ દીઆનતનો જીન યા દેવ તેવોને ઇજા પોહોંચાડશે માટે બસ હું આખી રાત આએ કીલ્લાની નેગેહબાની કરશ."

આ ભલી નેમ માટે સરવે કોઇએ જંગીનો ઉપકાર માનીયો. ખાનુ ખાઇ, તનદરૂસત થઇ ખુશીમાં સરવે સુફરા પરથી ઉઠીયા. મુસાફરખાનામાં જગાની કોતાઇ હોવાથી એવો ઠેડાવ થયો કે સરવે બઇરાંઓએ એકજ ઓરડામાં સાથે સુવું. જેથી ચાંદન, શીરીન, મુસાફરખાનાવાળાની ધણીઆની તથા બીખાઇજી બેંસ એ સરવે એકજ ઓરડામાં સુતાં, અને માટીડાઓને જેમ બંગ ફાવીઓ તેમ છુટા છવાયા સુઇ ગયા, પણ આપણા સુરા સરદાર મેહેરમસ્તનો પોતાના કોલ પરમાને કીલ્લાની નેધેહબાની કરવા મુસાફરખાનાનો બાહાર ચોકી કરવા લાગા.

---

## પ્રકરણ—૩૨મું.

### જંગી પેહેલવાનનું હવામાં લટકાવું; તથા નરીમાન બીન કેરશાસપની સોનેરી કોલાહુ માટે ભારે જંગનું બરપા થવું.

---

રાતે પોતાનો શીહા દેખાવ સંઘે ફેલાવીયો હતો; દીવસના ધોંધાટને બદલે હમણા શાંતીની સલતનત ચાલતી હતી; મુસાફરખાનામાં ઊંઘે સખત ગલબો કીધો હતો. દુનીયામાંથી દુખદરદને દફે કરનાર મેહેરમસ્ત જંગી હથીયારબંધ થઇ પંજઆયેબપર સવાર થયા, અને પોતાનો નેજો જમીનપર ઉભો મુકી બદનને જરા તેપર ટેકવતા, તો વલી કોઇવાર એમથી તેમ પસાર કરતા હતા. એ રીતે તેવણના વીચાર પરમાને કીલ્લાની તકેદારી કરતાં અરધી રાત વીતી ગઇ એટલે રૂપેરી માહાતાબે શીહા અંધારીનો પરદો ફારી પોતાનુ ખુશનુમાં મોહોડું દેખાડીયું જેથી જંગીના દીલમાં અજબ રીતની ખુશાલી ઉપજી. તેવન શરાબનો મીઠી લેહેરમાં તો હતાજ, તેવામાં ચંદરમાના દેખાવથી તેવનના મગજપર જે ખુશાલી ઉપજી તે ખુશાલીની ખુમારમાં તેવનને પોતાની માશુક સુખલી યાદ આવી જેથી તેવન પોતાના દીલ સાથે

બોલીયા કે—"અએ મારી દીલરૂબા શેહેરનાજ, પરીઓની સરદાર, ડાહાપન અને એલમના ખજાનાં! હમણાં તું શું કરતી હશે? કદાચ તારા હોશનપર ગીરફતાર થએલો આએ તારો જંગી આશક જે તારે માટેજ આટલી બધી આફતો અને મુશીબતો મોજ તરીકે શહન કરે છે તેનાજ ખીઆલમાં હશે. ઓ આકાશી માહાતાબ! મેહેરબાનીની રાહે જલદીથી મને તેણીની ખબર લાવી આપ! જ્યારે તેણી પોતાના બાહાદશાહી મેહેલના દીવાનખાનામાં યાતો અગાસી ઉપર કપાલે હાથ દઇ તેણીને માટે હેરાન અને શરગરદાન થતા આએ સીપેહશાલારને મલવાની યાદમાં મશગુલ થઇ ઉભી રેહેતી હશે તે વેલાએ, અથવા તો તેની મુસીબતોનો કેવી ફીરતી ભરેલી રીતે બદલો વાલવો યાતો તેને કેવી રીતે દીલાસો દેવો તેના દરીઆફતમાં તે અંદેશો કરતી ઉભી હસે તારે તેનું હોશન જોઇ તારા દીલમાં અદેખાઇનો આતશ સલગીયો હશે; પણ ફીકર નહીં અએ જેહાનને જલકાટ બખશનારા આફતાબ, તું મારી માશુકની મુલાકાત કરવા માટે પોતાના તેજ ઘોડાપર જીન નાખી મંજલે નીકલી પડીઓચ તો આટલું મારૂં સાંભલ, કે જારે તું મારી પાદશાહી માશુકને જોય તારે તેણીને મારી ઘણી ઘણી દોવા અને સલામ પોહોંચાડજે; પણ એમ કરવામાં ખુબ સંભાલ રાખજે કે તારો હોઠ તેણીના ગુલાબી ગાલ સાથ લાગી નહીં જાય, નહીં તો પછી આએ તેહેમતન તારી પુઠ કદીબી છોડસે નહીં.

જાને ચંદરમાહ સુબલીના હોશનપર આશક પરી તેને ચુમી લેવા જતોજ હોય તેવું સમજી તેવન ચંદરમાહ સાથે લડવા પડીયા. પોતાનો ભાલો લાંબો કરી ચંદરને ચીરી નાખવાની મતલબે તેવન એવાતો જોસથી પંજઅપેબપર ઉછલીયા કે જંગીનો ભાલો મુસાફરખાનાની બારીના છજીયાં સાથે જઇ જોસમાં અથરીયો. જે બાજુએ આપણા દેલાવર જંગી આવી માહાભારત લડતમાં રોકાયા હતા તે બાજુએ ભાગજોગે અસતરીઓનો સુવાનો ઓરડો આવેલો હતો માટે જંગીના બકબકારાથી સુનાબાઇ સેઠાની અને તેવનના શીઆના પેશકાર ભીખાઇજી ભેંસની ઉંઘ જતી રેહવાથી બીછાનાપર પરીને તેઓ જંગીનું સુભાખીત ભાશાણ સાંભલીને રમુજ મેલવતાં હતાં પણ જેવો બારીના છજીયાં સાથે જંગી પેહેલવાનનો ભાલો જોસમાં અથડીઓ એટલે હવે તેઓને વધુવાર બીછાનાપર પડી રેહેવું ગમીયું નહીં તેથી તેઓ હવે ઓરડાની અંદરની લોહોડાંની ગરારવાલી ઉંચી બારીએથી ટીંગાઇને મેહેરમસ્તનો તમાશો જોવા લાગીયાં. મેહેરમસ્તની ચાલથી તેઓ પુરતી રીતે વાકેફ હોયાને લીધે, અને બામદાદનો વખતબી નજદીક હતો તેથી હવે સુવાને બદલે જંગીને ફુલનજી બનાવી તેવણનો રકાસ કરી મજાહ મેલવવાનો તેઓએ ઇરાદો કીધો. ચરબાલાં ભીખાઇજીએ તેવણને ઇસારત કરી ધીમે સાધે કહ્યું કે—"મરૂંરે બાવા મરૂં, જરા એમ તો આવો." સાધ સાંભલી જંગીએ સર ઊંચું કીધું એટલે ચાંદનાના ચલકાટમાં બારીની ગરારની અંદરથી કોઇનુ ડોકું દેખાયું. જોકે જંગીએ સેહેંકડો વાર ભીખાઇજીનો સાધ સાંભલેલો તોપણ

આએ વખતે તેવણ લાહાટમાં ઉતરેલા હોવાથી તે પીછાની શકીયા નહીં ને વીચારીયું કે કોઇ મારોપર આશક પડીયુંછે અને તે પોતાના પીયારનો બદલો માંગેછે માટે તેને કસી રીતનું અપમાન નહીં પોહોંચે એવા ઇરાદાથી તેવણ બારી આગલ આયા અને તાં સુનાબાઇને તથા ભીખાઇજીને ઉભેલાં જોઇ તેવન બોલીયા કે—"ચેહરેનમુન પરીઓ, હું મારાં જીગરથી દલગીર છું કે તમારો પીયાર નકામો છે, સબબ કે મારાં દીલની ચાવી આજ લાંબો વખત થયો બીજે હાથ ગએલીછે; માટે મને માફ કરો ને તમે તમારી જગાએ જતાં રેહેવો. બીજી તમારી જેબી ફરમાસ હોસે તે બજા લાવવાને આએ તમારો સેવક તઇયારછે."

ભીખીબાઇએ જાલ બીછાવી કે—"બાવા આએ મારાં સેઠાની તમારો હાથ માંગેચ જે આંખમાં દાબવાથી તેવનને તાહારક વલસે; પન બાવા જરા વેહેલા તો નહીંતો કોઈ આવી જસે તો એવનના ધનીસાથનુ ધાન ભાગસે."

"કાન કાપસે? અરે એનો શું મકદુર કે એક આંગલીબી લગાડે. જો એમ કીધું તો તેનો બદલો લેનાર હું કેવો છેઊં?"

મેહેરમસ્ત આએ છેલા બોલો છાતી ઠોકીને બોલીયા. ભીખાઇજીની ખાતરી થઇ કે હવે તેઓની માંગની મુજબ જંગી બારી વાટે હાથ આપવાને ચુકસે નહીં તેથી જહડપથી બબરચીખાનામાં જઇ પાની કાહાડવાનુ કાથાનુ જાડું દોરડું લઇ આયાં. એટલામાં જંગી પોતાનો પંજઆયેબ દેવાલની નજદીકથી લાવી તેની પીઠ ઉપર પોતે ઉભા થયા જેથી હવે જંગીએ પોતાનો હાથ લાંબો કરવાથી માનમાન ગરારને જઇ પોહોંચીયો. જેમ તેમ કરી તેવને પોતાનો હાથ ગરારની અંદર કરી ખુબ મઘન થઇ બોલીયા કે—"રેઓ માહાતાબ લે આએ મારો હાથ, જે આ દુનીયાના સઘલા બદકારોનો મોહોટો મુદઇ છે; એ હાથ એટલો પાકીજેહ છે કે તેને આગલ કદી અસતરીનો હાથ લાગો નથી; બીજા કોઇનો તો નહીંજ પણ મારી શેહરનવાજનો વટીક નહીં. તે હાથ અએ રોશનબખ્તબાનુ હું હમણા તુને આપુ છું; તારી આંખમાં તે દાબી તેને ઠંડક બખશ. એ બાહાદુર હાથની મોહોટી નેસો, તેનો સુંદર બાંધો અને દીલ હરન કરનારૂં તેનું કદ તપાસવાથી તારી ખાતરી થશે કે જે હાથમાં આટલુ બધું કુવત છે, તેના બાજુમાં કેટલું બલ હશે!"

ભીખાઇજી થંડે કલેજે બોલીયાં—"હારે મરં હા ખરી વાત." એમ કહી દોરડાંનો જે સરગાંઠ તઇયાર બનાવી રાખીયો હતો તે જંગીના હાથમાં જહડપથી સેરવી દઇ ગાંઠ વાલી દીધો ને દોરડાંનો બીજો છેડો ઉતાવલમાં દોડી જઇ બારણાંના નકુચા સાથે મજબુત વીટાલી લીધો. એ રીતે પોતાનો હાથ મજબુત સીકડાઈ ગએલો જોઇ જંગી બોલીવા કે—"બાનુઓ, એ

પરમાને હાથપર વેર લેવું તદન નામુનાશીબ છે, સબબ કે તકસીરતો બધી મારા ઠેરાવની છે. હાથ જેવા આંગના એક નાહાના ભાગપર એ રીતે નીચ વેર લેવામાં મોટાઇ નહીં લેકીન હલકાઇ છે.”

પણ બીચારા જંગીનુ વધુ બોલવું હવે ફોકટ હતું કેમકે બંને બાઇઓએ પોતાને મન ગમતું કામ કાહાડી લીધા પછી તેઓ બારી આગલથી ખીસી જઇ ઓરડાની અંદરથી મેહેરમસ્તના સુખન સાંભલીને તેઓ કલેજાં પકડીને હસતાં હતાં. આવી કફોડી હાલત ખચીત દયા ઉપજાવવા જોગ હતી. જંગી પંજઆયેબપર ઉભેલા, પોતાનો એક હાથ બારીની ગરારમાં અને વલી તેનો પોહોંચો અંદરથી મજબુત સીકરાઇ ગએલો એટલે ધભરાટનુ શું પુછવું? કેમકે જો પંજઆયેબ જરા એમ કે તેમ હીલીયો તો બાહાદુર પેહેલવાન હવામાં લટકતાજ રહી જાય, માટે તેવન જરાબી હીલીયા કે ચાલીયા નહીં અને પોતાને ધીરજ દેવા લાગા કે પંજઆયેબ સમજુ હોવાથી વરશના વરશો થશે તોબી તાંહથી ખીસસે નહીં. હવે જંગીએ પોતાના હંમેશના સીરેસતા પરમાને વીચારીયું કે જાંહ છે તાંહ એ કામ કોઇ નાપાક જાદુગરને હાથે થએલું છે. આવી સેહેલી રીતે પોતે ઠગાઇ ગયા અને હેરાન થયા તે વીશે તેવન પોતાને ઠપકો દેવા લાગા. તેવન કરવકરે પોતાનો હાથ છોડવવાની તરેહવાર કોશેશ કરતા પણ તે વેલાએ ભારે સંભાલ રાખતા કે રખેને પંજઆયેબ ખીસી જાય ને તેવન સદાબરા લટકતા થઇ જાય. પણ મજબુત સીકરેલો હાથ ગમે એટલો ખેંચે તોબી છુટે કાંહથી? તેવને હવે વીચારીયું કે એવીજ કફોડી હાલતમાં હવે પડી રેહવા સીવાય બીજો છુટકો નથી. ઘડીમાં તેવન પોતાના નશીબને કદુવા દઇ પોતાનાજ મન સાથે સવાલ પુછતા કે એવી હાલતમાં તેવન કાંહસુધી પડી રેહશે, તો ઘડીમાં પોતાની આવી કબજ હાલતથી દુનીયામાં પાછી બદી ફેલાઇ જશે તેનો તેવનને મોહોટો અંદેશો ઉપજતો. એવા તરેહફીસમના અંદેશાઓ વચે કોઇવાર પોતાની પીયારી શેહેરનાજને યાદ કરી તેની મદદ ચાહતા તો બીજી વખત બજાને હાંક મારી તેની મદદ માંગતા, પણ એ બધું ફોકટ. જંગીના આવા જબરાં સંકટની વખતે સુખલીતો તેવનથી ઘણી દુર હવી પણ બજો જે નજીક હતો તેબી આએ રાતને વખતે મુસાફરખાનામાં નભરવસપણે ઘરરર ખરરર કરી ઊંઘ ખેંચતો હતો એટલે જંગીની મદદે કોણ આવે?. અકરવકર કરતાં રાતનો કાલો વખત પુરો થયો ને પરઘટ ફારીને ખુદરતે ખુશનુમાં બામદાદને આવી પોહોંચવાની વધાઇ જગતને આપી; એટલે જંગીએ જાનીયું કે જાદુઇના જોરે જો મારો આખો જનમારો એવી હાલતમાં નીકલવાનો નહીં હોય તો આએ વખતે મારો છુટકારો થવો જોઇએ. કેમકે શીહા રાતની આખેરી સાથે જાદુઇ તુટવાના દાખલા તેવને પુસતકોમાં ઘણી વાર વાંચીયા હતા,

તેથી આગ્યે વખતે છુટવાને વાસતે પુશકલ બુમ બરાડા મારી પોતાના બીઆલી જાદુગરને તેવન તરેહવાર શરાપ દેવા લાગા. જંગીના આવા બુમ બરાડા અને ખેંચતાનથી પંજઅયેબ જે અતીયાર સુધી કાંઇપણ હીલીયા ચાલીયા વગર પોતાની પીઠપર પોતાના પેહેલવાની બોજાને લઇ ગંભીરાઇથી ઉભો હતો તે ખીસી ગયો એટલે મેહેરમસ્તની કમબખતીનો શું પાર! અશરાફ પંજઅયેબ વરસના વરસો સુધી ખીસસે નહીં એવી તેવનની ધારના રદ ગઇ ને ગરીબ બીચારા મેહેરજીભાઇ ફકત એક હાથપર લટકતા થઇ ગયા! બદબખતીના મારેલા મેહેરજીભાઇએ હવે અતીશે બુમ બરાડા પાડવા માંડીયા જેથી સુનાબાઇ અને ભીખી ભેંસે જોયું કે હવે તો અતેરૂં થયું તેથી અલકસે દોરડાનો ગાંઠ છોડી નાખીયો એટલે પીલતન મેહેરમસ્ત ધમ કઇને ચોભરાંની માફક જમીનપર ઉબાઇ પડીયા.

મુસાફરખાનાવાલો, જે જંગીની ગડબડથી તરતનોજ બીછાનાપરથી ઉઠીયો હતો તે તેવનની આગલ દોડી આયો ને દુખપર દાહામ મુકી પુછવા લાગો કે—"તમો તો જોરેમંદ જાંહ પેહેલવાન કેહવાવોચ ને બુમબરાડા સાંના મારતા હતા?"

સુરા સરદાર પોતાના હાથમાંથી ફાંસો કાહાડી નાખી ઊઠીયા અને એકબી હરફ બોલીયા વગર પંજઅયેબપર સવાર થયા. પોતાનો નેજો ભોકવા તઇયાર કરી પંજઅયેબને છોડી તેવન બોલીયા કે—"જેબી કોઇ કેહકે નીચ જાદુઇ તદબીરથી મારા આવા હાલ થવા સજાવાર હતા તેના મોહોડામાં તમાચો મારીને હું કેહુંચ કે તે જુઠો છે; તથા મારી શાહાજાદી જો મને પરવાનગી આપે તો હું તે મુજી ચંદાલ સાથે લડાઇ માગુંચ."

હવે સવારૂં પડવાથી સરવે ખાબમાંથી બીદાર થયાં હતાં તેથી ચાંદન, નવલશાહ અને બીજાઓએ આવીને આપણા તપી ગએલા જંગીને જેમ તેમ સમજાવીને નરમ પાડીયા. મુસાફરીએ નીકલવાનો એકેડવેલો દીવસ હોવાથી જંગીએ બજાને બલદીયો તઇયાર કરી રાખવા ફરમાવીયું. જંગીસેઠના હોકમ મુજબ બજો બલદીઆને આગલે બારને લઇ જઇ તેની ચાકરી કરી તે ઉપર જીન નાખતો હતો તેતલાં પેલો મુસલમાન ફસ બોલનારો હજામ-જેની તસ જંગીએ નરીમાન બીન કેરશાસપની સોનેરી કોલાહ સમજી જંગમાં જીતી લીધી હતી અને તેના નાહાસી જવા પછી બજાએ તેના તટ્ટુપરથી જીન ઉતારી લઇ પોતાના બલદીયાપર કામે લગાડીયું હતું તે-મુસાફરખાના આગલ થઇને જતો હતો તેને ઘણી મુદતે પોતાનુ જીન બજાના બલદીયાપર લાવેલું ઓલખી કાહાડીયું. ને બજાને આગ્યે વખતે લાગમાં આવેલો જોઇ તેની સાથે મારામારી કરવા પડીયો. બજાએ પોતાને સપડાઇ ગએલો જોઇ એક હાથે જીન મજબુત ધરીને તે પેલા હજામના થોબરામાં એવુંતો સાબુત માંરીયું કે તેના

દાંતમાંથી લોહી નીકલવા લાગું. જેથી હજામે બજાને ગપચીનાંથી પકડીયો, અને આમન સામન એકબીજાને પેહેરામનીઓ કરવા લાગીયા. તેઓની ગડબડ સાંભલી મુસાફરખાનામાંથી બધા બાહાર નીકલી આયા. તે સરવે આગલ હજામ ફરીયાદ કરવા લાગો કે—"આએ જીન મારૂં છે ને એ ચોરી કરી નાહાસી આયોચ. મારી એક પીતલની તસબી એને ચોરીને છુપાવીચ તે મને આપતો નથી ને વરી ગાંભી ચોરીપર સરજોરી કરેચ."

ઠુંબો બજો પોતાના બચાવમાં બોલીયો કે—"અરે નીકલરે ચોરના સરદાર, એ કંઇ તારા બાપનો માલ બાલ દીટેલો કે? એ તો મારા હેઠ મેહેરમસ્તે તુને લરાઇમાં હરાવી તારો માલ જીતી લીધેલો તે વરી હમના તું કાંથી ઘોહોરમાંથી ઉઠી આવેલો?"

બજાની આએ વેલાની બાહાદુરી જોઇ મેહેરમસ્ત ઘણા મઘન થયા અને વીચારીયું કે તેવનનો ઠુંબો સાથી અમીર બનવાને પુરેપુરો લાયક છે ખરો. તેવને હજામ જેવા એક હલકા માનસથી પોતાને માથે ચોરીનું તોહોમત ચોહોટેલું જોઇ સઘલાઓની ખાતરી કરવા કહયું કે—"આએ ભલા માનસની ભુલ દેખીતી છે. કેઆંની પેહેલવાન નરીમાન બીન કેરશાસપની સોનેરી કોલાહને એ તસ કહે છે. એ સોનેરી કોલાહ એની સાથે જંગ કરીને મેં જીતી લીધીચ માટે હવે તેનો હકદાર માલેક હું થયો છું. એની સાબેતીમાં બજા જા અંદર જઇને તે કોલાહ લઇ આવ કે સરવેની ખાતરી થાય."

બજો પોતાના સેઠને સમજાવવા લાગો કે—"અરે રેહવા દીઓનો એ ગાંડું મનીખ કંઇ હમજવાનુ ઉતું?"

"બજા હું તુને કેહુંચ તે કર; આએ ફીક્રામાં બચીજ વાતનુ કાંઇ જાદુ ચાલવાનું નથી."

બજાએ અંદર જઇ તે મેહેરમસ્તના હાથમાં લાવી આપી જેને એક હાથમાં ઊંચે ધરી જંગી બોલીયા કે—"બીરાદરો, જુઓ આ કોલાહ છે કે શું છે? એને તસ કેહવાની એ મુજીની શું મકદુર? હું સોગંદ ખાઇને કહુંછું કે જે કોલાહ એની પાસેથી મેં જંગ કરી જીહતી લીધીચ તે એજ છે."

બજો વચમાં પુરાયો કે—"તો તો, એમાં ખોટું હુ છે વરી? એ કોલાં જીતી લીધા પછી તો મારા હેઠે એ પેરીને એક લરાઇઓ મારેલી. ને તેબી વરી કઇજો; પેલા કમબખત કેદીઓને જંજીરમાંથી છોડવવાની વખતે જો એ કોલાં મારા હેઠે નીપેરેલી ઓતે તો કોન જાને કેદારના એવનના દોડલાંઓ મંડાઇ ચુકેલાં ઓતે."

હજામે હજી સુધી પોતનો દાવો છોડીયો નહીં ને ભીમ ભેસાનીઆને એ રકાસ આગલ વધારી તેમાંથી મજાહ લેવાની પોતાની મરજી થવાથી તે બોલીયો કે"—એ કંઇ તસ નથી એ

તો ખરેખરી કોલાહ છે. એ વાત રોશન રોજ જેવી ખુલલીછે."

મોઠીદારૂએ ઊમેરીયું કે—"એ કોલાહ છે કે નહીં તેનો ચુકાદો કરવાનો સંઘો હક શુરા મેહેરમસ્તનો છે, કેમકે પેહેલવાનગીરીની બાબદમાં હમારા બધાઓમાં એવન વધારે સમજેછે."

આ ઊપરથી જંગી જરા ખીલીને બોલીયા કે—"આ કીલ્લામાં એવા અજબ બનાવો મારી ઊપર વીતીઆચ કે કાંઇબી ચોકસ કેહવાઇ શકાતું નથી. મારી ખાતરી છે કે આ કીલ્લામાં જાદુઇ હકુમત ચાલે છે."

મેહેરમસ્તની દેવાનગીથી જાનીતાઓને તો આ બધી વાત ભારે રમુજ આપતી હતી, પણ તરતનાજ મુસાફરખાનામાં દાખલ થએલા સરકારી તરન સીપાઇઓથી આ હેમકાઇ સાંખી ન શકાવાથી તેઓમાનો એક પંચમેલ બોલીમાં બોલીયો કે—"ઓ તસ નહીં તો બીજા કીયા સે? તુમો લોક એવા ગાંડા કીઆ કારેસ!"

હજામની તરફેનમાં સીપાઇનુ આવું બોલવું સાંભલીને જંગીનો પીત્તો ઊછલી આયો. તેવન બોલીયા—"ઓ ચંડાલ ઠગારા, એક રાહમારૂ કરતાંબી તું વધારે જુઠો છે" એમ કહી પોતાના હાથમાં જે ભાલો હતો તે જંગીએ ઉઠાવી પેલા બોલનાર સીપાહી તરફ લાગલો લંબાવીયો જેથી સીપાહીને પોતાનો બંચાવ કરવા જતાં પોતાનાજ ધોતરની આંટી આવવાથી તે જમીનપર તુટી પડીયો; તેના બીજા ભાઇબંધ સીપાહીઓ તેની તરફથી નીકલી આયા. જંગી મીઆનથી તલવાર કાહાડી સીપાહીઓ ઊપર તુટી પડીયા. નવલશાહ, જાહાંગીર વીગરે બીજાઓ મેહેરમસ્ત તરફથી લડતા હતા; મુસાફરખાનાવાલાને વારંવાર સીપાહીઓ સાથે કામ પડવાથી તે તેઓની કુમકે બોલતો હતો; સુનાબાઇ અને ભીખી પોતાના મુરબી માટે શોકાતુર ઊભાં હતાં; મોઠીદારૂ અને ભીમ બંને બાજુએ સમજુતી કરાવતા હતા; અને ચાંદન તથા શીરીન તો થંભ થઇ આ તમાસો જોયા કરતાં હતાં. આવી ગરબરસરબરમાં ફસ બોલનારો હજામ બજાને પાછો બાજી પડીયો; બેઊજન એકબીજાને મલીદો જમાડવા લાગા અને નવલશાહે એક સીપાહીને ખુબ જોખી કાહડીઓ; આ પરમાને મુસાફરખાનામાં ભારે સોહર મચો રહયો હતો. હવે મેહેરમસ્તે એક શુરા સરદારની માફક બાંગે બુલંદ અવાજે સરવેને લડાઇ બંધ કરો તરવાર પાછી મયાન કરવાનો હુકમ કીધો.

જંગીના હુકમથી જાને સઘલા દબો ગયા હોય તેમ મારામારી કરવાની હવે તેઓએ બંધ કીધી એટલે તેવને એક ફતેહમંદ પેહેલવાનના સરખા રોબમાં કહયું કે—"મેં તમુ લોકોને કયું તું નહીં કે આ કીલ્લામાં જાદુઇછે તથા એમાં ભુતનો વાસોછે? મારા બોલવાની સચાઇ આપો-આપ આજદીને માલમ પડીછે, અને તમોએ તે તમારી નજરો નજર જોયુંછે. માટે આવી

નજીવી બાબદસર વધુંવાર જંગ ચાલુ રાખવી નામુનાશેબ છે."

સીપાહીઓની ઊપર ખુબ માર પડીયો હતો તેથી તેઓતો જેમતેમ કરતાં નરમ પડીયા પણ હજામ તો હવે એક બોલ બોલવા લાગો નહીં કેમકે આએ ભારે મારામારીમાં તેનું જીનતો ફાટી તુટી ગયું હતું. બજો પણ પોતાના સેઠના હુકમથી હવે મુગો રહયો. આખરે કંકાસનો દેવ નાબુદ થયો; પીતળની તસ સોનેરી કોલાહજ ઠડો; ફાટું તુટું જીન બજાનોજ માલ થયો ને મુસાફરખાનુ મેહેરમસ્તના ખીઆલમાં ફીલ્લો ને કોલ્લોજ રહયો.

---

# પ્રકરણ–૩૩ મું.

## દાસતાન લખું છે જંગી પેહેલવાન પાંજરામાં કેદ પકડાઈ ઘર તરફ રવાના થાયા તેનું.

---

સુબેહ તથા એકદીલીના કાલે મોહોડેના દુશમને આ પરમાને પોતાની નીચ મતલબમાં હાર ખાધી. પોતાના મકર અને ફરેબ પાછા એકવાર ચલાવી માહેમાહે લડાઇ કરાવવા કજીયાના કાલબુદે બીજી તદબીર સોધી કાહાડી. સીપાહીઓના હરીફો કોણ છે તે મુસાફરખાનાવાલા પારસીએ તેઓને જનાવીયાથી સીપાહીઓની ખાતરી થઇ કે તેઓનુ કાંઇ ચાલવાનુ નથી. પણ કીનાના આતસે એક વાર સોહલો લીધા પછી તે બુજાવો મુશકેલ છે; તે હંમેશાં ધીમે ધીમે પજલીયાજ કરે છે અને તક ફાવતાં એક જીની ચીનગારીથી મોહોટો ભડકો લઇ ઉઠે છે. નવલશાહ નાનાવટીએ જે સીપાહીને દોદરો કીધો હતો તે કીનો લેવા તપતો હતો. તેને યાદ આવી કે પેલા સરકારના હુકમથી સખત મજુરી ભોગવતા બંધીવાનોને છોડવનાર આ દીવાનો માનસ હશે કે જેને પકડવાનું હુકમનામુ તેના વડાએ તેના હાથમાં આપેલું હતું. તે હુકમનામામાં લખેલું તેના શરીરનુ બયાન મેહેરમસ્તને મલતું આવેચ કે નહીં તે તપાસવા માટે એક ખુનામાં બેસીને તેને હુકમનામુ પોતાના ગજવામાંથી બાહાર કાહાડી પોતે ભારે લખેસરી હોવાથી ત–ફ–પ કરી આસતે આસતે વાંચીને જંગીને નીહાલવા લાગો. માઠાં ભાયગે હુકમનામામાં વરનવેલો શખ્સ મેહેરમસ્ત માલમ પડવાથી સીપાહી મેહેરમસ્ત પર ધસારો કરી ગીયો ને તેને હુકમનામુ બતાવીને ગરદનમાંથી પકડીયો. સીપાહીના હાથમાં સરકારની મોહોર સાથનુ હુકમનામું જોવાથી મોઠીદાર વીગેરેને ધભગટ ઉપજીયો પણ આપણા જંગી સેઠના દીલમાં તેની કાંઇજ અસર થઇ નહીં. સીપાહી જેવા એક હલકા માનસે

પેહેલવાનની ગરદન પકરી તેથી તેવનનો મીજાજ તો એટલો ઉસકેરાયો કે ગુસાથી ધ્રુજતા હાથે તેવને સીપાહીનો તોટો પકડી તેને જમીનપર પછાડીયો. સારા ભાગ્યે બીજા સીપાહીઓએ વચમાં આવી તેને છોડવીયો, નહીં તો એક જાંહઆશકાર તેહેમતન નરેશેરના આંગને હાથ લગાડવાનો સવાદ સીપાહીને સારી પેઠે મલીયો હોતે. બજો હવે પોતાના સેઠની તરફથી નીકલીયો ; તે બોલીયો કે—"ખરૂંજ રે ખરૂંજ, મેહેરજી બાપા તમે કીઓ તે ખરૂંજ દેહું ; આ મકાનમા તો કેથા ભુતરાંનોજ વાહ દેખું. એક ઘરીપોરનો બી કરાર નીમલે બાપા."

આખરે મોઠીદારૂ અને બીજાઓએ વચે પડીને સીપાહી અને જંગીને છુટા પાડીયા. તે છતાં સીપાહીઓ મેહેરમસ્તને પોતાના હકદાર બંદીવાન તરીકે માંગતા અટકીયા નહીં, ને રઇયતની સલામતીને માટે આવા વાટપાડાઓને પકડી સરકારને સવાધીન કરવાની તેઓ અરજ કરવા લાગા. જંગીને સીપાહીના આ બોલવાપર ધીકાર ઊપજીયો. તેવન ભારે ગંભીરાઇથી પુછવા લાગા કે—"અહીં આવ એ બદસીકલ હરામજાદા, કેદીઓને તેઓની જંજીરમાંથી છુટા કરવા, બંદીવાનોને રાહાત બખશવી, દુખીઓને મદદ કરવી, ગરીબોને સાહાય થવું, કંગાલોની હાલતપર દયા લાવવી અને ટુકમાં દુનીયામાંથી તમામ બદીને હટાવી કાહાડવી તેને શું તમે લુટારા અને વાટપાડાનો પેશો કેહશો ? તમો સીપાહીઓ નહીં પણ ચોરોના ચોરો અને ખુનીઓના ખુનીઓ ! મને કહો કે મારા જેવા દલેર સીપેહસાલારને પકડવા આએ હુકમનામાપર સહી કરનાર કોણ ઘધેરો છે ? જો તે અબઘડી મારી પાસે આવે તો હું તેને તેનો બદલો વાલી આપું. કીઆ પેહલવાને સરકારને કર ભરેલો છે ? કીઆ કીલાના રખવાલે તેની મેહમાનદારી કરી પઇસા માંગીયા છે ? કીઆ પાદશાહે તેની મેહમાનદારી નથી કીધી ? ટુંકમાં એવો કોણ જાંહ પેહલવાન થઇ ગયોચ યા થશે કે જે પોતાના એખલા હાથે તેની સાંમે થનાર ચાર હજાર સીપાહીઓને મારીને તુકડે તુકડા કરી નહીં નાખે ?"

આ માફક જારે જંગી સીપાહીઓ આગલ ભાશણ કરતા હતા તારે મોઠીદારૂ તેમને ભારે મેહેનતથી ધીમે સાધે સમજાવતા કે—"એ જંગીને પકડીને શું કરશો. એતો દીવાનો છે અને જો કદી એને તમે પકડી લઇ જશો તોબી એ દીવાનો હોવાથી સરકાર તો એને છોડીજ મુકશે. તારે એટલી બધી જેહમત વેઠવાનો શું બદલો ? માટે જાઓ એ દીવાનાના આંગને હાથ લગાડી તમારા જીવને નાહેક જોખમમાં ના નાખો.

મોઠીદારૂની આએ થંડે કલેજેની સમજાવટથી શીપાહીઓના દીલપર અસર થઇ, અને તેઓએ જંગીને ખરોજ દીવાનો ઠરાવી જતો મુકીયો. તસવાલો હજામ જે ખુજાસાથે હજી

સુધી પોતાના સામનને માટે રોહોંસો કરીયા કરતો હતો તેને મોઠીદારૂએ જંગીની હદસે થોડા પઇસા આપી સઘલું સમાધાન કીધું.

એ રીતે તરો ફેશાદ નાબુદ થઇ સુલેહ થવા પછી પોતે માથે ઉઠાવેલાં ભારી કામને ઉતાવળે સરંજામ પોહોંચાડવું જંગીએ દુરૂસત વીચારીયું. તેથી જંગીએ શેહેનશાહબાનુ આગલ જઇ જહડપથી નીકલી પડવા તેણીને કયું. તેણીએ જંગીની સલાહ કબુલ રાખી કાલને કાલ મુસાફરી શરૂ કરવાનો ઠેડાવ કીધો.

મુસાફરખાનામાં હવે તેઓની ત્રીજી પણ સહુથી છેલી એકજ રાત ગુજારવાની બાકી હતી. ચાંદન અને નવલશાહના સાથે આવીયા વગર દેલાવર મેહેરમસ્તને એકલા મોઠીદારૂ અને ભીમ ભેસાનીઆએ હવે શી રીતે ઘેર લઇ જવા તે વીશેની કાંઇ નવી હીકમત શોધી કાહાડવામાં મુસાફરખાનામાં એકઠાં થએલાં સઘલાં માનસો રોકાયા. ઘણીક તદબીરો એક પછી એક રદ જવા પછી સરવેના મતે મોઠીદારૂએ શોધી કાહાડેલી એક તદબીર બાહાલ રહી. તે એકે મધરાતના એકાંત વખતે દેવના આકારમાં મેહેરમસ્તવાલા ઓરડામાં જઇ તેવણને ઊંઘમાં પડેલાજ મજબુત સીકરી લઇ લોખંડની ગરારવાલા પીંજરામાં બંધ કરી એવનને ઘેર લઇ જવા.

આખો દીવસ એ બાબતની તજવીજમાં રોકાઇ ગયો ને જારે ભયાનક કાલી રાતે સઘલી તરફ ચુપકીદીની ચાદર બીછાવી તારે આગમજથી કરી રાખેલી ગોઠવન મુજબ નવલશાહ અને તેના સાથીઓ તથા સીપાહીઓ અને મુસાફરખાનાવાલાએ બદસીકલ દેવોનો વેશ લઇ અલકસે મેહેરમસ્તવાલા ઓરડામાં દાખલ થયા ને જંગી પેહેલવાનને સુતેલા અચબુચ ઘેરી લઇ એક દોરડાંથી તેવનને મજબુત સીકરી લીધા ને દેવોના સરખા મોહોટા સાહાદથી તેવનને થથરાવવા લાગીયા. બાહાદુર પેહેલવાન એ રીતે પોતાને અચબુચ સીકરાઇ ગએલા જોવાથી ભારે આજેજ થયા. દીવાની જાંખી રોશનીમાં આએ માનસ રૂપી દેવો તેવનને ખરેખરાજ દેવો જનાયા. તેવનને મોહોટો અંદેશો એ લાગો કે એ દેવો કોણની સીખવનીથી તેવણને સીકરવા આવીયા છે, એ વીશે જાણવાને તેવને પેલા દેવોને તરેહવાર સવાલો પુછીયા પણ તે વીશે નહીંજ જણાવવાને તેઓએ પોતાનો મજબુત ઠેડાવ દેખાડીયો તારે જંગી તરેહવાર અંદેશામાં ગીરફતાર થયા, ને અંતે તેવનના મગજપર એક વીચારે છાપ છાપીયો કે એ કોઇજ નહીં પણ તેવનના પેલા જુના દુશમન સુરખાબ દેવનુ એ કામ છે; તે નાપાક જાદુગરે પોતાના દેવોને હમેશાં તેવનની પુઠેજ ફરતા રાખીયા હતા જેઓએ આજે તેવનને ઊંગની ગફલતમા ઘેહેરી લીધો છે, ને હવે કસુ વલવાનુ નથી માટે તેવન ભારે નાસોસ નાખવા લાગીયા. દુનીયાની દાદ લેતાં સુરખાબ દેવ સરખા તેવનના એક જુના પણ જબરદસત દુશમનને શીકસત

આપવાનું તેવન ભુલી ગયા, નહી તો આએ ફજે તેવન પોહોંચતે નહી તેવીશ હવે તેવનને ભારે પસતાવો લાગીયો. પણ હવે તેવન કરે શું ? બોલવાને સારૂ અને તરેહ કીસમનો પટપટારો કરવા માટે માતર તેવનની જીભજ ખુલી હતી બાકી તેવનના હાથ પગ તો હવે સીકરાઇ ચુકીયા હતા.

પેલા દેવો જંગીને સીકરી રહયા એટલે આગમજથી તઇયાર કરી રાખેલુ લોખંડનાં સલીયાવાલુ મોહોટું પાંજરૂં ઓરડામાં દાખલ થયું; તેમાં જંગીને એક જોરાવર વાઘની મીસાલે કેદ કીધા ને ચાર જનાઓએ ગુપચુપ તે પાંજરૂં ઊઠાવી જંગીને મુસાફરખાનામાંથી બાહાર કાહાડીયા. બાહાર કાહાડતી વેલાએ ભીમે દેવના જેવા ભયંકાર અવાજે બોલવું શરૂ કીધું કે—"અએ જેહાનઆશકાર દલેર મેહેરમસ્ત ! તારીપર આવી પડેલી આ મુસીબતથી હેરાન ના થતો ; કારણકે તારી મરદાનગી અને પેહેલવાનીના જોરે તેં જે બીકટ કામો માથે ઊઠાવી લીધાંછે તે ઉતાવલે પાર પાડવામો આ ભારે રંજનુ ઇનામ તુને જરૂરનુછે. એ કામ સરંજામ પોહોંચવા પછી તારી દીલઆરામ શેહેરનાજ લગનના પવીતર ગાંઠથી તારી સાથે જોડાશે."

પોતાની માશુક મલશે એવી આગાહીથી જંગીને જરા ધીરજ આવી ને તેવન એક સરદ હાય મારી બોલીયાકે—"અએ ભલી ભલાઇની ખબર રાખનારા દેવ, મારી તુને એટલીજ અરજ છે કે મારો હરીફ પેલો ડાહાયો સુરખાબ જાદુગર છે તેને મારી વતી કાલાવાલા કરી જણાવજે કે જે ખુશાલી ભરીયા બનાવો તેં જાહેર કીધાછે તે બને નહીં તાહાં સુધી મને આએ પીંજરામાં એખલો છોડી જવો નહીં. કેમકે જો તે આગાહી ખરી પડે તો આએ બંદીખાનાના દુખોમાં હું કીરતી સમજશ, આ દોરડાંથી હું મજાહ મેલવશ અને આએ પાંજરૂં જેમાં મને કેદ નાખપોછે તેને લડાઇના ગમ ભરીયા મેદાનો કરતાં પોચું પીછાવાલું બીછાનું વીચારશ. મારા વીસવાસુ નોકર બજાની ઇમાનદારી અને ચાહપર મારી ખાતરી છે કે શું સુખ કે દુખમાંબી તે મને છોડી જનાર નથી. જો કમનસીબે એવું બને કે હું તેને કોઇ શેહેરનો રાજા અથવા અમીર બનાવી નહીં શકું તોપણ તેની મેહેનતને માટે તેને પુરેપુરૂ ઇનામ તો મલશેજ."

પોતાનાં સેઠના આવા માયા ભરીયા સુખનોને માટે બજાએ તેનો ઉપકાર માનીયો, ને પોતે સદા તેની સાથેજ રેહેશે ને કદીબી તેને છોડશે નહીં એવો દીલાસો દીધો. હવે મુશાફરખાનાનાં આંગનામાં તઇયાર કરાવી રાખેલા એક દમનીઆમાં જંગીવાલું પીંજરૂં ચાર દેવોએ પોતાની ખાંધપર ઊચકીને ગોઠવીયું.

એ રીતે પોતાને પાંજરામાં ગાંધી દમનીઆમાં નાખેલા જોઈ જંગી બોલીયા કે— "નામાઓ અને કીસ્સા કાહાનીઓની ચોપડી વાંચવામાં મેં કાંઈ બકાત રાખીયું નથી સકીન કોઇબી વખતે મેં એવું વાંચીયું, જોયું યા સાંભલીયું નથી કે જાદુઈમાં ગીરફતાર થએલા નામીચા પેહેલવાનોને આવી રીતે એક જગાથી બીજી જગાએ લઇ જતાં બલદ

જેવા ધીમી ચાલના જાનવરોવાલાં દમનીઆમાં નાખી લઈ ગીયા હોય; પણ તેથી ઊલટું. આતશી રથપર કે પવન ચાલના જાદુઈ ઘોડાપર અથવા તો સેતાબીથી ઉડનારા પંખીઓપર સવાર કરી તેઓને લઇ જતા હતા. પણ મને કસી સમજ નથી પડતી કે આવા થંડા જાનવર વાલી ગાડીમાં નાખીને મને લઇ જવાની તેઓની મકશદ શું છે? કોણ જાને કદાચ એમ હોય કે કદીમ જમાનાની પેહેલવાનગીરી અને જાદુઇ હાલના જમાનામાં બદલાઈ ગઈ હોય. વલી હું નવો પેહેલવાન છું અને તેબી વલી પેહેલો—કે જેને લાંબો વખત થયો નાબુદ થએલી પેહેલવાનગીરીની ઉતમ ચાલ પાછી સજીવન કીધી—માટે એવું બને કે એ અરસામાં નવું જાદુ અને તેમાં ફસેલા નામબાહાદરોને લઇ જવાની નવી રીતીઓ સોધી કહડાઇ હોય. કેમ બજા તું શું ધારેચ?"

બજાએ જવાબ દીધો—"મને તો કાંઇબી હુજતું ની. મને તો લાગે કે એ દેવ બેવની એઓએ; મેરજીબાપા એતો કંઈ અજબ જેવા ચારા થઈ ગીએલા."

જંગીએ કહ્યું—"બજા એમાં અજબ થવા જેવું કાંઇ નથી. કેમકે તેઓ કોઇબી રૂપ લઇ શકેછે. ઘડીમાં માનસ તો ઘડીમાં ઘોડો, હમના ગાય તો વરી જરા વારમાં વરૂ, એવી રીતે તેઓ ચાહે તે થઇ શકેછે ને તેમાજ એ લોકો ફાવેછે, બાકી નહીં તો મારા જેવા નરરે શેર જંગી આગલ એવી હજારો લોંબડીઓનુ શું ચાલે?"

બજા અને તેના સેઠની આએ વાત નવલશાહ અને જાહાંગીરે અલકસે સાંભલી તેથી તેઓ બીહવા લાગા કે રખેને બજો સંઘો પાટલો ફોડી ધાન બગાડે, તેથી હવે એકદમ કુચ કરવાની તેઓ ઊતાવલમાં પડયા. મુસાફરખાનાવાલાને એક ગમ તેડી પંજ-અયેબપર સવારીનો સઘલો અસબાબ નખાવી તઈયાર કરવા કહયું અને બીજી ગમથી ગાડીદારૂએ પેલા સીપાહીઓને લાલચ આપવાની કહી ઘેરવેર સાથે આવવાને સમજાવી મા. પંજઅયેબપરના જીનની એક બાજુએ જંગીની ઘાલ અને બીજી બાજુએ નરી-માનની સોનેરી કોલાહ લટકાવી તથા બજાને તેના બલદીઆપર બેસાડી પંજઅયેબની લગામ તેને સોંપી કે તે શીઆનુ જાનવર તેની પાછલ ચાલે. હવે મુસાફરખાનાવાલાના ધનીઆની સુનાબાઈ, બીબાઈજીમેંસ, શીરીન, ચાંદન વીગરે જંગીના પીંજરા આગલ આવી તેવનથી છુટાં પડતાં મકરના આસુંની ધાર ચશમોમાંથી વરસાવવા લાગીયાં. તેમને રડતાં જોઇ જંગી તેઓને દીલાસો દેવા લાગીયા કે—"રૂઓ અમીરી તોખમની બાનુઓ તમો શું કરવા એટલી માહેતમ કરોછો? પેહેલવાનગીરીના પેશામાં આવી મુસીબતતો સાધારન છે. જો આવાં મોહોટાં રંજો મને નહીં ભોગવવા પડે તો હું પોતાને દલેર પેહેલવાન સમજુબી નહીં. કેમકે નાધલા પેહેલવાનો અને સરદારો આવી મુસીબતો શું છે તે સપનામાંબી જાનતા નથી; પણ તેથી ઊલટું જાહાંપેહેલવાનોના બાબમાં બને છે. તેઓને પાદશાહો અને બીજા પેહેલવાનો હશદ અને કીનાને લીધે હરેક નાલા-યક રીતે તેઓનો જાન લુટવાને ચુકતા નથી. અએ ચેહરેનમુન નાજનીનો, જો તમારી સાથે મારેથી અનજાનપનામાં કાંઇ બેઅદબી થઇ હોય તો માફ કરજો, કેમકે જાની

બુજીને કોઈબી જાનદારને મેં હેરાન કીધા નથી. અને મારી તરફથી તે દાદગરની બંદગી કરી એવી દોવા ચાહાજો કે તે સાહેબ મને આએ બંદમાંથી જલદી છુટો કરે. જો હું છુટો થયો તો તમારૂં હેશાન હું કદીબી ભુલસ નહીં. સલામ, બાંનુઓ છેલી સલામ !"

મેહેરમસ્ત પીંજરામાં પરીને બાનુઓને આએ રીતે દીલાસો દેતા હતા તેટલાં મોઠીદારૂ અને ભીમ મેસાનીઓ મુસાફરખાનામાં એકઠાં મલેલા સંધા જનાઓ પાસે છુટા પડવાની રજા માંગવા અને હવે પછી શું બનેચ તે જણાવવાની ગોઠવન કરવા લાગા. મેહેરમસ્તનું હવે પછી શું થસે તે મોઠીદારૂએ નવલશાહને જણાવવાને માથે લીધું ને તેઓ સંધાએ પોતાનો હેવાલ મોઠીદારૂને જણાવવાને કબુલીયું. ફરીને તેઓ એક એકને ભેઠી ભારે દુખ અને ગમથી છુટા પડીયા.

મેહેરમસ્તની સવારીવાળાં સરઘસે હવે મુસાફરખાના આગલથી ચાલવા માડયું. પ્રથમ એક સીપાહી હથીયારબંધ થઈ છાતી કાહાડી ભારે રોબ ને દમામમાં ચાલતો હતો; તેની પાછલ ગરામાં ઘાંટડી સાથના તીંક તીંક આવાજ કરતા બે બલદો દમનીઆના માલેક સાથે આસતે આસતે ઘસડાતા ; દમનીઆ માહેલા પાંજરામાં આપણા સુરા તેહેમતન પોતાના હાથ પગ લાંબા કરી સલીઆપર અપેલી એટલીતો સબુરી અને ખા-મોશીથી બેઠા હતા કે જાને કોઈ બાવલું હોય. દમનીઆની બેઉ બાજુએ એકેકો સી-પાહી તકેદારી કરતો ચાલતો હતો ; અને દમનીઆની પછવાડે બજો પોતાના બલદીઆ ઉપર બેંઠેલો હતો તથા તેની પછવાડે અશરાફ પંજઅપેબ ભારે શોકાતુર થઈ ઘસડાયો આવતો હતો. તેની પાછલ મોઠીદારૂ અને ભીમ મેસાનીઓ ઘોડાપર બેસીને આસતે આસતે રસતો કાપીયા જતા હતા. એ રીતે મેહેરમસ્તવાલાં સરઘસે ભારે ગંભીરાઈથી મુગે મોહોડે લાંબી મંજલ પસાર કીધા પછી એક બીન આગલ તેઓ સઘલા આવી પોહોંચીયા; અહીઆં ગાડાંવાલાએ બલદને છોડીને આશાએશ આપવાની મોઠીદારૂ પાસે રજા માંગી પણ એ કરતાં સારી ઘાસવાલી જગા આગલ આવેચ એમ ભીમના જણાવવાથી સરઘસ આગલ ચાલીયું.

આગલ ચાલતાં તેઓને તરણ ઘોડેસવારો આવી મલીયા. એ મધે એક તવંગર પારસી અને તેના બે નોકરો હતા. સીપાહીઓની સાથે ચાલતાં આ વીચીતર સરઘસને અને તેમાં ખસુસ કરીને મેહેરમસ્તને પાંજરામાં બંધ કીધેલો જોઇ પેલા તવંગર પારસીએ વીચારીયું કે કોઇ પરબીયાત રાહામારૂને તેના કમીન કામોની સજા આપવા સારૂ સીપાહીઓ તેને પકડી લઇ જતા હશે તેથી તેને સીપાહીને તે વીશે સવાલ પુછીયો. સી-પાહીને સવાલ પુછતાં જોઇ મેહેરમસ્તે પોતેજ તેનો જવાબ આપીયો કે—"જો ત-મો સાહેબ પેહેલવાનગીરીના નાદર પેશાથી ઘણા નહીં ને થોડાબી જાણીતા હોવોતો હુ મારી મુસીબતોથી તમોને માહીતગાર કરૂં નહીં તો મારી મેહનત ફોકટ જાય. એએ નામચીન નર હું તમોને શું કેહું ; પાપી જાદુગરોએ હશદ અને કીનાના મારયા મને

આમ્મે પાંજરાંમાં બંધ કીધોછે, કેમકે ગુનેહગારોને નેકી સદા કંટાલાં ભરેલીછે. મારો પેશો પેહેલવાનગીરીનો છે લેકીન હું એક એવો પેહેલવાન છેઉકે જેનું નામ કીરતી ભુલી ગઈ નથી પણ હંમેશગીના મંદીરમાં મોહોટા સોનેરી હરફે કોતરાઇ રહેલું છે જેથી હવે પછી થનારા જમાનાઓમાં જે પેહેલવાનો ખરી કીરતીની માન પામેલી બુલંદ ટોંચે પુગવાને ખાહેશમંદ હોય તેઓની રાહનુમાઈ કરે.”

એ રીતે રાહાદારીને મોઠીદાર સાથે વાતમાં ગુંતાએલા જોઇ રએને ધ્યાન બગરી જાએ તેની બાહીકથી હવે મોઠીદાર વચે પુરાયા કે—“સીપેહસાલાર મેહેરમસ્ત ઓલપાડજંગ બાહાદુર તમામ રાસત બોલેછે. એઓ કાંઇબી વાંક અને કસુરને લીધે નહીં પણ જેઓ નેકીને ધીકારેછે અને મરદાનગીને હલકી પાડેછે તેઓની નીચ હશદને લીધે એવનને આ દુખ ખમવું પડેછે. સાહેબ એવનની બાહાદુરીના કામો એટલાંતો મશહુર છે કે સંગીન સંગેમરમરના ફતરપર સોનેરી હરફે જાવેદાન સુધી જલવાઇ રેહશે.”

આવી તાજુબી ભરેલી રીતે બેહુ જનને વાત કરતાં જોઇ પેલા રાહદારી અને તેના નોકરો અજબ થઈ ગયા, પણ ભોલા બજાનું એથી ગરી ગયું તેથી તે બોલી ઉઠીયો કે—“અરે તમે ગમે એ હમજો પન આપરે તો બા જે ઓએ તે હાંચે હાંચુ કહી દેવાના. મારા હેઠ મેહેરજી કાકાને કોઇએ જાદુ બાદુ કંઇ કીધેલું નીજો, કેમકે તેઓને તો હારીકાની ઊહીઆરી છે, ને વરી બાય પીએ ને વાતઓ કરે. મેં હાંભરેલું કે જેનીપર જાદુનું જોર ચાલે તેતો બાએ પીએ ઓની. હવે તમેજ કીઓની કે મારા હેઠપર જાદુ હાનુ ઓએ ? હા બા આપરેતો હાંચેહાંચુ કહી દેવાના.”

મોઠીદારએ જોયું કે બાટલો ફુટસે તેથી પેલા રાહાદારીને એક બાજુએ લઈ જઈ મેહેરમસ્તની તમામ ખરી હકીકતથી તેને વાકેફ કીધો, જેથી તેને મેહેરમસ્તપર દયા ઉપજી.

વાતચીતમાં એ પરમાણે કેટલીક મંજલ પસાર થયા પછી હવે તેઓ એક લીલોતરીવાલી ખુશનુમાં જગાપર આવી પુગા. ગાડીવાલાએ પોતાના બલદીઆને છોડી ઘાસ પર ચરતા મુકીયા ને સઘલાઓ તાહાં આશાયસ લેવાને ઘોડાપરથી નીચે ઉતરીયા. પણ જંગી પેહેલવાન પાંજરામાંજ ગંધાઇ રહેલા હોવાથી ભોલા બજાને ઘણી દયા આવી તેથી તેને મોઠીદારને કાલાવાલા કીધા કે તેવણને થોડો વારબી છુટા કરવા. મોઠીદારએ એવી બીહીક દેખાડી કે જો જંગી એકવાર છુટા તો પછી પોતાની અસલી ગત પર જઇ કોઇના હાથમાં આવે નહીં. બજો પોતાના સેઠની તરફથી પોતાની જામીનગીરી આપવા તઇયાર થતો કે હવેથી તે એમ બનવા દેશે નહીં. પેલો તવંગર પારસીબી હવે બજાની તરફથી મોઠીદારને કાલાવાલા કરી કેહવા લાગો કે—“એવન જો એક પેહેલવાન તરીકે પોતાનો કોલ આપે કે રજા વગર કેથે જાય નહીં તો એવનને પીંજરામાંથી બાહાર કાહાડવા.”

જંગી પાંજરામાં પરીયા પરીયા આએ સઘલી ગોફતેગો ધીરજથી સાંભલતા હતા તેવન બોલી ઉઠીઆ કે—“હા હું વચન આપુછું; ને વલી આએ તો દેખીતું છે કે

જાદુગરની રજા વગર મારેથી કેથે જવાય નહીં કેમકે હવે હું જાંખી જાઉં તાહાંથી પકડી લાવવાને તે સામરથવાનછે"

જંગી પેહલવાનને એ રીતે બોકલીયા સરખા નરમ થઈ ગએલા જોવાથી તેઓએ તેને પાંજરામાંથી બાહાર કાહાડીયા. બંદમાંથી ખલાસી પામવા પછી પેલા રાહાદારીએ જંગીને સવાલ કીધો કે—"અએ બીરાદર, નામાઓ અને વારતાઓની ચોપડીઓ અતીશે વાંચવાથી એક માણસનું મગજ ખીસી જાય અને તે પોતાને જાદુઇમાં ફસેલો અને એવીજ બીજી ગાંડી ઘેલી વાતો ખરી માને એવું બને કે નહીં? વારતામાં સમાએલી ખોટી બાબદોનો ખીઆલ કરીયા વગર જારે તે હું વાંચુછું તારે મને કબુલ કરવું જોઇએ કે મને ઘણીજ રમુજ મલેછે પણ જારે તે બોટારા વીશે ખીયાલ કરૂછું તારે તે કેતાબોપર મને એટલો કેહેર છુટેછે કે કોઇ વખતતો તેને બાલી નાખવાનેબી હું ચુકતો નથી. કારણ કે તેથી અભનેલ લોકોના વીચારો આડે મારગે ફાટી જાયેછે; અરે એટલુંજ નહીં પણ કેટલીક વાર કાબેલ અને ખાનદાની પુરૂશના ભેજાંબી તે ખસાડી મેલેછે. એનો જીવતો દાખલો તમો પોતેજ છેઓ. તમારી ઉપર તેને એટલીતો માઠી અસર કીધીછે કે જેમ સહીં તથા વાઘને પાંજરામાં નાખી એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જાય તેમ તમોનેબી લઇ જવાની ફરજ પડીછે. માટે ઓ મેહરજીભાઈ હવેથી એવી હેમકાઇ છોડી દો અને ખોદાએ તમોને જે બુધી બખશીચ તેને કાંઇ બીજે સારે મારગે વાપરો."

સીપેહસાલારને આએ સીખામન ગમી નહીં. તેવને ભવાં ચહડાવી જવાબ આપીયો કે—"તારેતો મારા વીચાર પરમાને તમોજ દીવાના અને જાદુઈમાં ફસેલા છેઓ. ચોખંડ પરથવીમાં મશહુર થએલા ને વજુદ પામેલા પેહલવાનગીરીના નાદર કીસબની તમોએ જે બદગોઇ કીધીછે તેની સજા તમો જે ચોપડીઓને બાલી નાખી કરોછો તેજ સજા તમોને પોતાને થવી જોઇએચ. રૂસતમ વીગરે બીજા નામીચા જાહાં પેહેલવાનો જેઓના તાજુબી ભરેલા કામોની સાહદતો આ પાપી જમાનામાંબી હાલ મોજુદછે, તેઓ હસતી ભોગવીજ નથી ગીયા એમ બોલવું સરફ જુઠાઈ અને હેમકાઈ છે."

મેહેરમસ્તના જવાબમાં તે બોલીયો કે—"નહીં મારે કબુલ કરવું જોઇએકે તામારા બોલવામાં થોડી ઘણી સચાઇછે ખરી. રૂસતમ, બરજોર, જાલ, શામ વીગરે જાહાંપેહલવાનો થઈગીયાચ એ વાત ખરી ને તે કોઈથી નામુકેર જવાતી નથી પણ તેઓએ ફલાના ફલાના ભારે કામો કીધાં એમાં જરા શકછે."

જંગીએ ઊતર આપીયો—"વાહ એબી સારા ઢોંગ! જે કેતાબોને શું નાઘલી કે મોહોટી તમામ આલમ વખાને તે શચાઈથી વેગલી હોય? ભલા માનસ એ કેતાબોનો સારા ધીઆનથી તમો અભીયાસ કરો એટલે તમારી ખાતરી થશે કે તેથી રમુજ મલવા ઊપરાંત મગજ કેટલું સુધરેછે; હું મારે માટે તો એટલું કહી શકુછું કે જે મુબારક રોજથી પેહેલવાનગીરીનો પેશો મેં એખતીયાર કીધોછે તારથી હું હીમતવાન, સખી, સબુરીવાલો, ભલો,

વીવેકી અને દુખ તથા જાદુઈના દોરનો ખમનાર થયોછુ. જોકે થોડો વખત આગમજ આએ પીંજરામાં મને દીવાના મીશાલ બંધ કીધો હતો તોપણ મારી બાજુના જોરે અને ખોદાની મેહરે જુજ મુદતમાં કોઈ દેશનો પાહાદશાહ થવાની હું ઉમેદ રાખુછું; જારે આ છાતીમાં પેદાહ રહેલી સખાવતનો જહરો ચાલુ થશે, અને જારે બખતની બુલંદીથી હું મોહોટે મરતબે પોહોંચશ તારે મારા દોસતોને અને તેમાં ખસુસ કરીને આએ મારા વીસવાસુ બજાને નવાજવાને હું ભુલશ નહીં. મેં આજ લાંબો વખત થયો જે કોલ એને આપીયોચ તેની રૂહે એને કોઈ ગામનો અમીર બનાવી દેવશ. કેમ બજા ઠીક કે નહી?" બજો પોતાની સેઠની મેહરબાનગીથી હરખાઈને બોલીયો—"મેહેરજી બાપા જે ગામ તમે મને ઘરી ઘરી આપવાને કોઆકરો તે ભુલતા રખેહ.

આ ગોફતેગોથી પેલા રાહદારીને ભારે રમુજ મલતી. તેના નોકરોએ હવે ખાનુ લાવીને હાજર કીધું. ખુદરતે બીછાવેલા લીલા ગાલીચા ઊપર તેઓએ સુફરો બીછાવીયો. તેઓના સરપર પછવાડેથી દરખતો પોતાની પાતરાંથી ભરેલી બાહાર નીકલી આવેલી લાંબી ડાલીઓ મરોરથી હીલવી પવન નાખતાં ઉભાં હતાં; નજદીકમાંથી વેહતી ખલખલ કરતી નખરાંબાજ નદી પોતાના મધુર શરોદથી તેઓનુ દીલ રીજવતી હતી અને નદીના ગાયનને જેબ આપવા તેની દાસી માછલીઓ કુંડાલામાં નાચા નાચ કરી રહી હતી. એ રીતે ખુદરતના પુર દમામની વચે ભુખની દેવીનો ભોગ ચહડાવવામાં સરવે કોઇ મશગુલ થઈ રહેયા હતા અને હાથ અને મોહોડાંની જબરી મારામારીની વચમાં આવતા દરેક નવાલાનો કચડઘાન નીકલી જતો હતો. એવા બારીક વખતમાં દરેક જન પોતાની ફરજ બજાવવાને ભુલતા નહીં હતા; દરેક જન ભારે હોંસથી એ ફરજ અદા કરવામાં મશગુલ હતા તેવામાં દુરથી ભેંપુરીનો આવાજ સંભલાયો. એ આવાજથી આપણા સુરા સરદારનો ભેજાંનો કીરો વરી પાછો ચવરીયો; તેવન તે આવાજ ઘણા ધીયાનથી સાંભલીને બોલીયા કે —"દોશતો આએ કરનાએના આવાજ કોઇ ભારે કામમાં મારી શામેલગીરી માગેછે માટે થોડો વાર અહીં થોબજો હું હમણા આઉંછું" એમ કહી એકજ છલંગ મારી સુફરા ઉપરથી ઉઠી લાગલા પંજઅયેબપર સવાર થઇ જે તરફથી આવાજ આવતો હતો તે તરફ ભારે ડોલથી પગલાં ભરીયાં. આગલ જઇને જોએચ શું તો પાસેના ગામડાના કેટલાક હીંદુઓ ગનપતીની મુરતીને પાલખીમાં બેસારી દરીઆમાં દુબારવાને માટે તે તરફથી લઈ જતા હતા અને તે પાલખીની આગલ ઘોલ, ભેંપુરા, જાંજર અને એવાજ બીજા વાજંતરો વગાડતુ તે સરઘશ પસાર થતું હતું તેને જોઇને આપણા જંગીના વેહમાએલા ભેજામાં એવું દેખાયું કે જાંછે તાં કોઇ નામીચી શાહાજાદીને એઓ ચોરીલઇ જાયછે માટે જો આએ વખતે તેવન પોતાની બાજુના બલથી આએ નાપાક દેવોના હાથમાંથી શાહાજાદીને છોડવી તેના બાપીકા વતનમાં પાછી નહીં મોકલી આપે તો તેવનના પેહલવાની આચારને જાંખ પોંહોંચે એવા ઘેલા ખીઆલથી તેવન પેલા સરઘસપર ધસારો લઇ ગયા. મોઠીદાર, ભીમ વીગેરેએ પાછલથી દોડતા આવી તેવનને તે કામથી પાછા હટવાને ઘણાબી બુમબરાડા પાડીયા પણ જોસપર ચહડેલા જંગીને કાને તે આવાજ સંભલાયજ કીયાંથી? બસ તેવન તો પોતાનો ભાલો લાંબો એંચી એકદમ લડાઇજ માંગવા મંડી ગયા. તેવન ભારે તોરથી બોલીયા કે—"અએ હેરેમનો, એકદમ આએ ખુબરૂ નારને તમો છોડી દેઓ, સબબ કે એનાના આસું અને ગમગીન ચેહરાપરથી સાફ માલમ પડેચ કે તમો એનીને કેયે જાસતીથી લઈ જાવોચ અને એની ઊપર તમે સીતમ

ગુજારીયોચ. વાશતે હું હોકમ કરૂચ કે જાં લગન તમો એનીને છોડસો નહીં તાં લગન તમારેથી એક દગલુંબી આગલ વધાશે નહીં."

આએ કડક દેખાવની વીચીતર મુરતીને જોઇ બાપડા પોચા હીંદુઓ તો થેં થઇનેજ ઉભા. પણ તેઓમાનો પાલખીની સાથે ચાલનારો એક લાડુભટ, જેને પંદર ગજની લાંબી સફેદ પાઘડી આરી અવરી માથે વીટાલી દીધી હતી તથા એક અંગરખા સરખી ટુંકી દગલી પેહરી બોઇઆં સરખા ઉપસી આવેલા પેટપર મોહોટી પીછોરી લપેટી હતી તે જરા હીંમત કરી બાહાર નીકલી આવી ઘણી ધીરજથી ઘેરબંગાલી ભાશામાં મેહરમસ્તને સમજાવવા લાગીયો કે—"તુમી કોન લોક હએચ તે અમાલા નહીં માલમ પરેચ ને તુમ વચમાં કસાલા આવેચ. એ તો અમ લોકચા ગનપતી છે ગનપતી; ને તુમી આમચી પાસથી કીબ્બા માંગેચ?"

પણ આપણા પેહલવાને શાહાનામામાં ગનપતીનું નામ વાંચીયું હોય તારે ગનપતીને ઓલખે કેની? તેવન તો ગનપતી બનપતી સમજીયા નહીં ને બસ શાહાજાદીનેજ કુટવા લાગા. તેવને તો એકદમ પાલખીની ઉપરજ ધસારો કરવા માંડીયો. જારે સુલેહથી કામ નહીં સરીયું તારે તેઓને આડો રસતો લેવાની ફરજ પડી. પાલખીની આગલ ચાલનાર જાંજર વાલાઓ બરા તાલીમબાજ હોવાથી તેઓમાનો એકજન લાકડીના પટા ફેરવતો મેહેરમસ્તપર ધસી આયો; લેકીન જંગીએ દાવ લઇને એક એવોતો જટકો લગાવીયો કે તે લાકડીના બે કટકા થઇ ગયા. પણ પેલા ચપરબંધાએ ભાંગેલા સોટાએબી એવો તો એક ફટકો મેહેરમસ્તના ખભાં ઉપર મારીયો કે તેના જોર સમેત જંગી કર ખાઇ ઘોડાપરથી જમીનપર આયા. એટલે સરઘસવાલાઓ પાલખી લઇ તાંથી એકદમ નાહઠા.

આની તરફથી મોઠીદારૂ, બજો, ભીમ વીગરે સરવે કોઇ મેહેરમસ્તની પાછલ દોરતા હતા તેઓ હવે મેહેરમસ્તને આવી ભેટીયા; પણ મેહરજીભઇતો પેલા પટાબાજ એલાડીને હાથથી દોદરા થઇ એવાતો લોથપોથ થઇને જમીન ઊપર પડીયા હતા કે તેવનથી જરાબી શવરાતુ નહીં હતું. બીચારા પેહલવાને વરી પાછા પોતાના હાડકાં રંગાવીયા તેથી શરવે કોઇને ભારે ગમગીની ઊપજી પણ બજાની ગમી આગલ સરવેની ગમગીની પેઇસ હતી. બજો ભોંયપર પલાંથી વાલી બેઠો ને મેહેરમસ્તના દીલપર વાંકોવલી તેવનનુ દોદરૂં થઇ ગએલું બદન દાબવા લાગો. ઓઓ—અરેની કરાંજન ચલાવીયા પછી પછરાઇ પડેલા પેહેલવાન એક સરદ હાય મારી ધીમે સાથે બોલીયા કે —"અએ દીલરૂબા પરીપયકર શેહેરનાજ, જે ઘની તારી ચશમોથી દુરછે તે તારી જુદાઇના આ કરતાંબી વધારે દુઓ ખમવા ને શકતીવાન છે! દોસત બજા, પેલા જાદુવાલા દમનીઆમાં મને સુવાડ. મારેથી હવે પંજઅયેઅપર સવારી થઇ સકવાની નથી સબબકે મારૂં ખભું ફલીને નીકલી પડેચ."

વફાદાર સાથી બજાએ તરત જવાબ આપીયોકે—"મેહેરજી બાપા ઊંઓ એમજ કેવા માગું; પન હવે તો તમે અમોલા અમોલા ઘેરભની ચાલો પછી વરી ખદા કરહેતો કોઇદારે ફરી મહાપરીએ નીકરહું." બાધાં હારકાંનો ખુરદો કરાવી પડેલા મેહેરજીભઇને પોતાના દાનેશમંદ સાથીની આએ મસલત પસંદ આવી તેથી તેવન બોલીયાકે—"બજા તારૂં બોલવુ હું કબુલ રાખુંચ; ખચીત હમનાતો આપણને ઘેર જવું જોઇએ અને આપણો બદબખતીનો સેતારો જે પુરજોરથી હમના પરકાશી રહયોચ તેની ઘન નસલ નાબુદ થાએ નહીં તાં સુધી આપણને ઘેરેજ થોબવું સજાવારછે."

માઠીદાર વીગરે સરવે સાથીઓએ મેહેરમસ્તના આ ડેડાવ માટે તેવણુને સબાસી આપી તથા દમનીઆમાં ઘાસનુ નરમ બીછાનુ કરીને જંગીને તેપર સુવારીયા. જંગીએ પોતેજ હવે ઘર તરફ જવાનો ઇરાદો રાખેલો હોવાથી તેવણુને ઘર લઇ જવા માટે પેહેલા જે ડગાઈ તેના સાથીઓને વાપરવી પડી હતી તે સઘલી મેહનતમાંથી હવે તેઓ મોકલા થવાથી અને ગામ નજીક આવવાથી સીપાહીઓ તથા પેલો રાહદારી અને તેના નોકરો હવે તેઓથી છુટા પડીયા ને દમનીયામાં પોઢેલા મેહરમસ્ત તથા બજો, માઠીદાર અને ભીમ એટલા જનાઓએ ઘરનો રસતો લીધો. ધીરે ધીરે કેટલીક મંજલ પસાર કરી હવે આપણા બાહાધુર મુસાફરો પોતાના વતનમાં આવી પોહોંચીયા. ગામની પાદરે ઘોરાદાવ રમતા ભુલકાંઓએ મેહેરમસ્તની આવી પોંહાંચવાની વધાઇ તેવનને તાં જઇ કુમલી કોકટને આપી ને તેવન કેવી હાલ હવાલ હાલતમાં આવેછે તે પણ કહયું. પોતાના કાકાને આવી પોહોંચેલા જાની કુમલી ખુસી થતે પણ જારે તેવણુને આવી હાલતે આવેલા જાનીયા તારે પોતાના સદાના સીરેસતા મુજબ નામા અને કીસાકાહાનીના કરતાઓને હજારો શરાપ દેતી પોતના કાકાને જોવાની ઊલટમાં તે ઘરનુ તમામ કામ પડતું નાખી ઓટલાપર આવી ઊભી ને લાંબા ડોકીઆંકરીને દમનીઆને આવી પોહોંચવાની રાહા જોવા લાગી. ધીમે ધીમે રાહા કાપતું દમનીયુ અંતે જાંપામાં દાખલ થયું ને આપણા જેહાનઆશકાર બાહાધુર પેહેલવાનને બે તરન જનાઓએ મલીને દમનીઆમાંથી બાહાર કહાડી તેવનના અસલી ઓરડામાં લઇજઇને સુવાડીયા.

મેહેરમસ્તને ઘેર લાવતાં કેવીકેવી જેહમત વેઠવી પડીચ તેની તમામ હકીકત માઠીદારએ કુમલીને કહી તથા રખેને ફરી કોઇવાર એવનના મસતકનો ફીરો ચવરી આવે તો બાહાર નીકલી નહી પડે તે વીશેની પુરતી સાહુચેતી રાખવાની કુમલીને તાકીદ કરીને માઠીદાર તથા બીજા શરવેજના પોત પોતાની જગાએ સીધારીઆ.

એ રીતે જેહાંઆશકાર તેહેમતન પેહેલવાન શીપેહસાલાર મેહેરમસ્ત ઓલપાડજંગ બાહાદુરે પોતાને ચહડેલી ખુમારની ધુંધમાં લાંબી મુસાફરી કરી જાને દુનીઆંને પોતાના ઉપકારમાં કેવી ગરકાવ કરી નાખી હોય એવા ભારે ડોલથી બાકીના દીવશ પોતાના નાંધલા ઘરમાંજ ગુજારવા માંડીઆ, ને તેવનનું આએ રસીલું દાસતાન એક વખતની તેવનની હોંસ પરમાનેજ તવારીખદાનોએ કાગજની સફેદીપર સીઆહી લગાડીને આવતા જમાનાને માટે જાલવી રાખીયુંછે.

---

"ALLIANCE PRINTING PRESS" No. 2 and 3 Marine Street, Fort, BOMBAY.